# त्रि मासिक.

પુસ્તક ૧.　　ચૈત્ર શુદ ૧૪ સં. ૧૯૬૧.　　અંક ૧ લો.

## પ્રાર્થના—

રાગ બિભાસ—તાલ ત્રેતાલ.

("અબ—ભાર ભયો ભગવત" એ ચાલ)

ભલું હવું પ્રાત પ્રભુ ભલું હવું પ્રાત, નયનો નિહાળો પ્રભુ થયા રળિયાત　　ટેક.
ખગ રવ કા કા કરે, મદન મગન કરે, સમય મધુર સ્વરે, ગાય તમ પ્રભાત
ભલું હવું પ્રાત ૧.
૧ ભગણની ગંભીરતા, ૨ મયંક વિનાની છટા, આનંદ હિ ચઢી ઘટા, લક્ષિએ અખાત.
ભલું હવું પ્રાત. ૨.
અસ્ખલિત રસાધાર, આપનો પ્રતાપપર, દેખાય મગનભર, આનંદ અગાધ
ભલું હવું પ્રાત. ૩.
સ્થિર મન, સ્થિર જન, સ્થિર પ્રભુ ત્રિભુવન, પ્રભાત નિહાળી મન, ખીલી રહ્યું તાત.
ભલું હવું પ્રાત. ૪.
આપના ભજન તણી, અનુપમ મોજ ધરી, ધન્ય જેને હાથ પડી, દયાળો વિખ્યાત.
ભલું હવું પ્રાત. ૫.
દુઃખ સહુ દૂર કરી, સુખ બહુ ઘર ભરી, વત્સલભાવ ફરી ફરી, આપો આ પ્રભાત.
ભલું હવું પ્રાત ૬.

૧ નક્ષત્રનો સમૂહ　　૨ ચંદ.

---

## "જય ભગવત !"

(ધીરી મનલ જગજીવન હારી)—એ ચાલ

ભલું કરજે સહુનું ભગવત !　　ધ્રુવ.
ભક્ત જનોના સેવક સાચા,
જીવન મર્મ જગાવી સહાજે　　ભલું.
સારથી બની સંસાર તણા ઓ !
ઉર સમાવી નીભાવી સદાજે.　　ભલું.

સચ્ચિતત્વરિમય.

માન્ય પ્રતિનાં ચોપાનીયાં તેમાં દાખલ થવા પામે તેટલાં પુરતું તેથી સારાને ઉત્તેજન ઓછું મળે, એટલુંજ નહિ પણ ચોપાનીયાઓની સંખ્યા વધતી જતી હોવાથી તથા તેવીજ રીતે ચારે તરફથી જોવા જાણવાનાં સાધનો સર્વ દિશામાં વધતાં જતાં હોવાથી સઘળાં તરફ લક્ષ આપવા અવકાશ રહેતો નથી અને પરિણામ એ આવે છે કે સારાં સારાં લખાણો જે પ્રસિદ્ધ સાધન દ્વારા પ્રગટ કરવામાં આવ્યાં હોત તો સહુના વાંચવામાં આવત એ ઉતરતી પ્રતિનાં સાધન દ્વારા પ્રગટ થતાં ઘણાઓના વાંચવાથી બહાર રહી જાય છે.

ઉપરનીજ શંકાથી આ ત્રિમાસિક સંબંધીના આ પ્રયાસ તરફ આ બારે ન જોવું અગર નહિ જોવાય એ સવાલ આપો આપ ઉભો થાય છે અને તેવો સવાલ ઉત્પન્ન થવાને કારણ હોવું ન જોઇએ એમ તો કહી શકાય નહિ, કારણ આ ત્રિમાસિકમાં એવો કોઇ વિષય ચર્ચવામાં ભાગ્યેજ આવશે કે જે હાલનાં સાધનો (ચોપાનીયાં, ખબર પત્રો)માં લેવામાં ન આવે અગર તેના ઉપર થોડું ઘણું પણ ધ્યાન આપવામાં ન આવે, આમ છતાં આવો પ્રયાસ કરી ચોપાનીયાંની સંખ્યામાં વધારો શામાટે કરવો પડશે એ સવાલ સ્વાભાવિક રીતે ઉઠે અને તેનો ખુલાસો છે એ બતાવી વાંચક વર્ગને યથા શક્તિ સંતોષ આપવો એ અમારૂં પહેલું કર્તવ્ય છે.

આ પત્ર વાંચનારના હાથમાં આવવા માટે તૈયાર થયું તે પહેલાં તેમાં કયા કયા વિષયો સામાન્ય રીતે આવશે [illegible] સંબંધે કેટલીએક ચર્ચાને અંતે એવું ઠર્યું કે બીજી બાબતો સાથે નીચેના વિષયો ઉપર ચર્ચા થશે અગર લખાણો લેવામાં આવશે.

(૧) જ્ઞાતિનો ઇતિહાસ. (૨) ધર્મ. (૩) રીત રિવાજો. (૪) નીતિ. (૫) જીવન કથા. (૬) વસ્તી પત્રક. (૭) સ્થિતિ વિચાર. (૮) વહેવારિક જ્ઞાન. (૯) સ્ત્રી વિભાગ. (૧૦) બાળબોધ. (૧૧) મહાત્માઓનાં બોધ વચન. (૧૨) પરચુરણ વિષયો. (૧૩) ચર્ચા પત્ર.

આ ચોપાનીયું કાઢવાનો હેતુ શો છે એના જવાબમાં ઉપરના વિષયોનું લીસ્ટજ બસ થશે. તે તે વિષયો સંબંધી આપણું જ્ઞાન મેળવવું અગર વધારવું અને આપણામાંના સહુથી તેમ થઇ શકે તેવાં સાધનનો ફેલાવો કરવો કે જેથી તે પ્રમાણે વર્તન કરવાનું વધારે સરલ થઇ શકે. હવે આ લીસ્ટ જોતાં એટલુંતો સ્પષ્ટજ છે કે પ્રથમની સાતે બાબતો થોડે ભાગે ક્યાંહી ત્યાંહી બાદ કરતાં સમસ્ત નાગર જ્ઞાતિ સંબંધેજ છે. બાકીનામાંથી નંબર ૮ થી ૧૧ સુધીના જો કે લગભગ બીજી બધી જ્ઞાતિઓને એક સરખી રીતે ઉપયોગી છે તો પણ બને ત્યાં સુધી આપણી સ્થિતિ તથા હાજતોને ખાસ ધ્યાનમાં રાખી ચર્ચાશે. છેલ્લી બે બાબતો જો કે સાધારણ છે તોપણ આ પત્રનો મૂળ ઉદ્દેશ ધ્યાનમાં રાખીનેજ તે તે બાબતો દાખલ કરવી કે નહિ તે સંબંધીનો નિર્ણય કરવામાં આવશે.

આવી એકજ ઉદ્દેશવાળી બાબત સતત રીતે એકજ સાધન દ્વારા પ્રસિદ્ધ થતા રહે તોજ જેમને માટે તે લખાણો હોય તેમના ઘણાના જોવામાં આવી શકે, કારણ, ઉપર કહ્યું તેમ જો જુદાં જુદાં સાધનો મારફત, અગર છુટક છુટક તે બાબતો પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણાઓના વાંચવામાંથી તે રહી જાય એમ બને, કારણ, ક્યાં અને ક્યારે તે બાબત આવશે એ અગાઉથી ચોક્કસ રીતે જાણી શકાય નહિ. કદાપિ હાલમાં ચાલતા કોઇ અમુક સાધન દ્વારાજ અને તે પણ નિયમબંધી પ્રગટ કરવાનો બંદોબસ્ત કરવામાં આવે

તોપણ આપણી જ્ઞાતિમાંના લગભગ દરેક તે પત્ર વેચાતું લેશે કે હમેશ બીજી રીતે મેળવી શકશે કે કેમ તે પણ શકમંદ છે, અને આમાં જે છપાય તે સહુ કોઇના વાંચવામાં આવે તો ઠીક એ હેતુ અને તેકથી રીતે પુરે પુરો પાર પાડવાની આ પત્ર શરૂ કરનારાઓની ઇચ્છા જોતાં આ એકજ રસ્તો બધી રીતે બંધ બેસતો જણાયો કે એક જુદુંજ પત્ર કાઢવું, દરમાસે આ કદ પુરતું આવવા વહેમ વાજુ લખાણ મળી શકવું મુશ્કેલ જણાવાથી તે ત્રિમાસિક રાખવું, અને આનું ઉપયોગીપણું સાબીત કરી આપ્યા સિવાય તે વેચાતું રાખવાની વિનતિ કરવી ઠીક ન જણાવાથી આ સબંધીના એકઠા કરેલ ફંડમાંથી બાર માસ સુધી વગર લવાજમે ઘર દીઠ એક એક પ્રતિ મોકલવી; એટલે સામાન્ય સ્થિતિમાં વાંચી જાણનારાં દરેક ઘરનાં તમામ વાંચશે અગર સહુ સાંભળશે એમ માની શકાય, અને જો આ સબંધી ફંડ સારૂ થાય અગર કોઇ ઉદાર ગૃહસ્થ આવું ખર્ચ ઉપાડી લેવા તૈયાર થશે તો જ્યાંસુધી આ થાય ત્યાંસુધી આ પ્રમાણેજ મોકલવુ જારી રાખવુ.

આવી રીતે આપણી જ્ઞાતિના લગભગ તમામ મેમ્બરોના વાંચવામાં આ આવે તેમ ઠીક એવો ખાસ આગ્રહ રાખવાનાં કારણો સ્પષ્ટજ છે. આપણને સહુ કોઇને એક વખત વાર જણાયું હશે કે અમુક માણસના અમુક વિષય સબંધી અમુકજ વિચાર છે, અને તે એવા દૃઢ છે અગર તે માણસ એવી પ્રકૃતિના છે કે તે ફેરવવા પ્રયાસ કરવો તે નિષ્ફળ જેવો છે એમ પ્રથમ જણાયું હોય તોપણ જ્યારે ધીરજથી, વિસ્તારથી, અને દર મોકે પ્રસંગે જો વે તે વિષય સબંધી તેમનાથી ચર્ચા કરવામાં આવે અને કોઇ રીતે તે વિષય સંબંધે શાસ્ત્ર કે તર્ક અનુસાર પોતાથી વિચાર કરવાને તેમને લલચાવી શકાય તો આપણને જે જોઇતું હતું તે મળી આવ્યાનો સંતોષ થાય છે, અને જો તેઓ આવા વિષયે સંબંધે વિચાર કરવાની ટેવ પાડતા થાય તો પરિણામે કદાપિ આપણે જે વિષય સંબંધે તેમના વિચાર ફેરવવા પ્રયાસ કર્યો હોય તે સંબંધે કદાપિ આપણને યોગ્ય લાગે તેટલો ફેરફાર થવા ન પામે તોપણ તેમના મનની સ્થિતિના બંધારણમાં જે ફેરફાર થયો તેજ મ્હોટો લાભ સમજાય છે અમુક વિચાર બદલાવા કે નહિ તે બાબત બહુ મુદ્દાની નથી. ખરો મુદ્દો તો એજ છે કે લોકો પોતાથી જોતા જાણતા વિચારતા અને શાસ્ત્ર તર્ક અગર બન્ને પ્રમાણે સારૂં શું છે તે વિચાર પૂર્વક પસંદ કરતા લાગ્યા છે કે કેમ. જેમના સબંધમાં આનો જવાબ હકારમાં આવે તેઓ ભલે તે મતના હશે તોપણ ધીમે ધીમે સારી સ્થિતિ ઉપર આવતા જશે એ દેખીતી રીતે નિઃસંદેહ છે

આ ત્રિમાસિક દ્વારા જે જે વિચારો પ્રગટ થશે અગર જે જે સૂચવવામાં આવશે તેજ ખરૂં એમ તો તે બાબતનો લખનાર પણ કહી શકશે નહિ, પણ જો તે વિચારો સહુના પાસે રજુ કરવામાં આવી તે વિષે તેમને વિચાર કરવાની એક રીતની ફરજ પાડવામાં આવે અને જો સહુ તે તે સબંધે પોતાના વિચાર બાંધવાની અગર મુકરર કરવાની મહેનત લેતા થશે અને તે સબંધે પોતાના વિચાર જણાવી તેનો લાભ બીજાઓને આપતા થશે તો આ ત્રિમાસિકનો હેતુ ઘણે મ્હોટે ભાગે પાર પડ્યો મનાશે

હાલ તુરતને માટે આ પ્રયાસ ફક્ત કચ્છ તથા કાઠિયાવાડનેજ હદેથી આગળ જારી રાખવામાં આવશે. એટલે જો કે ધર્મ, ગુરુ, ઇતિહાસ વિગેરે માટે તો આખી જ્ઞાતિ સંબંધે ચર્ચા થશે તોપણ વસ્તી પત્રક સબંધીની હકીકત અને એવી બાબતો

કરવું તથા હાલિવાલાડનીજ આવશે અને વગર લવાજમે પણ ત્યાંજ વહેંચાશે. જો આ પત્ર ચાલુ રહેશે અને પહેલાંએ પ્રગટ થઇ એકાદ વર્ષમાં આશ્રય થઇ ગયેલાં ચોપાનીયાંઓની માફક આનું પણ નહિ થાય, અને અમે સર્વ શક્તિમાન પાસે એવી પ્રાર્થના રજુ કરીયે છીયે કે આ પત્ર લાંબું આયુષ્ય ભોગવે, તો ગુજરાત, અને પછી આખું હિન્દુસ્તાન, એમ ઉત્તરોત્તર વસતી પત્રક સંબંધીની હકીકત આપવા માટે ત્યાંહાં પણ વહેંચવાનું શરૂ કરવા વિચાર છે જો આમાં ફતેહ મળશે અને રૈનુ એકમત અગર લગભગ એકમત થશે તો વડનગર વાળી શાખાની સાથે પ્રશ્નોરા સાઠોદરા વિસલનગરા વિગેરે શાખાઓ પણ સમવડ પ્રમાણે દાખલ કરતા રહી છેવટ આખા હિન્દુસ્તાન માંહેની છએ શાખાઓ સંબંધિ હકીકતો આમાં દાખલ કરવા વિચાર છે આટલા મહોળા વિસ્તાર અગર તેથી થોડા પરંતુ હાલના કરતાં વધારે મ્હોટા વિસ્તાર સંબંધે આવો પ્રયાસ એકદમ કરવા જતાં તેમ કરતાં તેમાં ફતેહ મળે ને દરમીયાન કાયર થઇ મુકી દેવામાં ન આવે તોપણ તેમ કરતાં એકસો બધો વખત નીકળી જવા દહેશત રહે છે કે તે વખત દરમીયાન જો આને કોઇક સારા રૂપનાં લાગી શકાય તો તે જુદાં જુદાં મંડળ પાસે રજુ કરી તેમાં સામેલ થવાની વિનંતિ કરવી રહેશે થાય તથા તુરત મંજુર થશે એવી આશા પણ રાખી શકાય



# ॥ वेदोक्त धर्म विचार ॥

## ॥ अवतरणिका ॥

## प्रयोजन मनुद्दिश्यमंदोऽपिनप्रवर्तते ।

**भावार्थ**—પ્રયોજન વગર મંદ પુરૂષ પણ પ્રવૃત્તિ કરતો નથી.

યથાર્થ ઉપરોક્ત લૌકિક સિદ્ધાન્ત સર્વે વાંચનારાઓના ધ્યાનમાં છે કોઇ પણ મનુષ્ય કોઇ પણ હેતુ સિવાય કોઇ પણ કામ કરવાને તત્પર થતો નથી એ દરેક જણના હમેશના અનુભવની વાત છે આ ન્યાય દરેક સ્થળે લાગુ પડે છે "त्रिमासिक" નામનું ચોપાનીયું દર ત્રણ મહીને બહાર પાડવાની યોજના થઇ છે તેનો પણ હેતુ છે. તે હેતુ આગળ અન્ય સ્થળે વિસ્તારથી કહેવામાં આવેલ છે તેથી તે વિષે આ જગ્યાએ કાંઇપણ કહેવાનું નથી, માત્ર સાધારણ હેતુનો ખુલાસો આપવામાં આવે તો તે ખોટું કહેવાય નહીં. સૌ કોઇ પોતાની સ્થિતિ વધારે સારી કરવા ઇચ્છા રાખે છે અને તજવીજ કર્યે જાય છે તે પ્રમાણે આ ત્રિમાસિકનો હેતુ પણ નાગરોની સ્થિતિ વધારે સારી શી રીતે થાય તે તરફ યત્ન કરવાનો છે તે હેતુ પાર પાડવામાં દરેક અંગભૂતની મદદની જરૂર છે. તે મદદ તન, મન, ધન વડે થઇ શકે છે માટે નાગરોની સ્થિતિ વધારે સારી

કરવા તરફ લક્ષ આપવું એ દરેક નાગરની ફરજ છે

તે ફરજ અદા કરવામાં પણ ઘણી સંભાળથી વર્તવાનું છે કેમકે કહેવા કહેવામાં ફેર છે એકજ વાત એક માણસ કહે તે બીજા માણસ સાંભળે છે; તેપર વિચાર કરે છે અને વખતે તે પ્રમાણે અમલ પણ કરે છે, તેજ વાત કોઇ બીજો કહે અને કહેવાની રીતિ અને ઢબમાં જો ફેર હોય અને જો તે અત્યુત્સાહ અને ઉતાવળથી દેશ, કાળ, અને જન સ્વભાવ ધ્યાનમાં રાખ્યા શિવાય કહેવામાં આવે તો તે ઉડી જાય છે, એટલુંજ નહીં પણ તે વાતનો અનાદર કરી હસી કાઢવામાં આવે છે, અને તે વખતે જેઓને ઉદ્દેશીને તે વાત કહેવામાં આવેલી હોય તેઓ સામા થાય છે અને ધારેલી મુરાદ તે કારણથી પાર પડતી નથી. આપણા "ત્રિમાસિક" ને પણ તેવીજ દહેશત છે જો લેખકો સંભાળ રાખ્યા શિવાય જોસમાને જોસમાં પોતે જે વાત લખે છે તેના શબ્દોનો તોલ કર્યા શિવાય વધારે પડતો ઉત્સાહ દેખાડવામાં ભૂલ કરશે તો આપણું "ત્રિમાસિક" રદી કાગળની ટોપલીને હવાલે થશે એમ માનવામાં ભૂલ કરી નહિ કહેવાય. આ વાત ધ્યાનમાં રાખી દરેક તરફ દૃષ્ટિ રાખી ધીમે ધીમે મોકાસરથી લખવાનું કામ કરવાનું છે

જગત્ કર્તા પરમેશ્વર પાસે આપણું "ત્રિમાસિક" દીર્ઘાયુ થાય એવી પ્રાર્થના કરી પ્રકૃત વિષય ઉપર આવીએ છીએ.

જ્યારે કોઇ મનુષ્ય પોતાનું શ્રેય કરવા તરફ પોતાનું ધ્યાન ખેંચે છે ત્યારે હું કોણ! મારી જાતી કઇ! મારો ધર્મ શું! મારી ભૂતકાળમાં કેવી સ્થિતિ હતી! વર્તમાન સ્થિતિ કેવી છે! વર્તમાન સ્થિતિ થવાનું કારણ શું! મારૂં બહેતર કેમ થાય! વિગેરે પ્રશ્નો તેના મનમાં ઉઠે છે

વાંચનારાઓ! આપણે સર્વ વડનગરા નાગર બ્રાહ્મણો છીએ તેમાંના કેટલાએક ભિક્ષુક વૃત્તિ પરંપરાથી ધારણ કરી નથી અથવા ઘણા કાળથી છોડી દીધી છે તેથી તેઓ સાધારણ રીતે નાગર કહેવાય છે, કેટલાએક દાન લેવા વિગેરેનો સ્વીકાર કરે છે તેથી તેઓ સાધારણ રીતે નાગર બ્રાહ્મણ કહેવાય છે આ ભેદ શિવાય બીજી તમામ રીતે નાગર વિશેષણવાળા આપણે બ્રાહ્મણ છીએ. નાગર બ્રાહ્મણો ના મુખ્ય ૭ વિભાગ છે— વડનગરા, વીસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, કૃશ્નોરા અને ચિત્રોડા. વર્તમાન સમયમાં આ ૭ નાતમાં અંદર અંદર કન્યા લેવા દેવાનો કે જમવા જમાડવાનો વ્યવહાર બંધ થયો છે તેનાં કારણો ઘણાં પણ એ સંબંધે વિચાર કરવાની હાલ જરૂર નથી

દંત કથા, પુરાણ અને કેટલેક અંશે ઇતિહાસ ઉપરથી એવું માલમ પડે છે કે પૂર્વે નાગરો વડનગરમાં રહેતા હતા તે વડનગર ગાયકવાડના કડી પરગણામાં આવેલું છે. વડનગર શબ્દ વૃદ્ધનગર ઉપરથી આવેલો છે વૃદ્ધનગર અને નાગર સંબંધી કથા શ્રી સ્કંદ-પુરાણાન્તર્ગત નાગરખંડમાં છે શ્રી અચળ દ્વિવેદી પોતાના નિર્ણય દીપક નામના ગ્રંથમાં વૃદ્ધનગર અથવા વડનગર સંબંધે નીચે પ્રમાણે લખે છે—

" षट्कर्मधर्मनिरतैरपि चातिथेयैर्यज्ञक्रियाकुशलि भिस्तु विचार गर्भैः।

धर्म्यैर्द्विजैश्च शरणागत साधुवृत्तैरास्थापितं पुर-
वरंहिशिवेन वृद्धम् ॥ १ ॥

विद्यावृद्धाधर्मवृद्धाज्ञानवृद्धाश्चयेनरा :।
वसान्तियत्रतेनैतद्बुधावृद्धपुरंविदु: ॥ २ ॥

आचार्य तामुपगताय चतुर्मुखाय
शम्भु:स्वयंस्वकरसक्तविवाहशोभ:।
शैलाङ्गजोद्वहनपर्वाणिसंव्यतारी-
त्तीर्थास्पदंनगरमेतदमर्त्यसद्म ॥ ३ ॥

અર્થ—શરણાગત પ્રતિ સારા આચાર કરનાર, ષટ્ કર્મ અને ધર્મમાં તત્પર, તથા અતિથિનો સત્કાર કરવાવાળા, યજ્ઞ કરવામાં કુશળ, વિચારશીલ અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણો-વડે શ્રી શંકરે વૃદ્ધપુર એટલે વડનગર વસાવ્યું છે ૧

વિદ્યા વૃદ્ધ, ધર્મ વૃદ્ધ, અને જ્ઞાન વૃદ્ધ લોકો ત્યાં વસે છે માટે બુદ્ધિમાન પુરુષો તેને વૃદ્ધ પુર કહે છે ૨

વિવાહની શોભા જેના હાથમાં વસી રહી છે એવા શ્રી શંકરે, પાર્વતીના વિવાહ પર્વને વિષે આચાર્ય થયેલા બ્રહ્માને દેવતાઓ અને સર્વે તીર્થોનું સ્થાન વૃદ્ધનગર એટલે વડનગર આપ્યું ૩

વડનગરને પ્રાચીન કાળમાં આનર્તપુર અથવા આનંદપુર કહેતા હતા.

નાગરોની ઉત્પતિ સંબંધિ એકથી વધારે કથા છે તે કથાને ઈતિહાસથી પુષ્ટિ મળે છે કે કેમ તે હાલ જોવાની જરૂર નથી માત્ર પરંપરા પ્રાપ્ત થયેલી કથા એમ બતાવી આપે છે કે નાગરો બ્રહ્મ જાતના બ્રાહ્મણો છે અને તેના ઇષ્ટ દેવ શ્રી શંકર છે એક કથા એવી છે કે શ્રી શિવજીના વિવાહ પાર્વતીની સાથે થયા ત્યારે વિવાહ વિધિ કરાવવામાં બ્રહ્મ દેવ પોતે હાજર હતા પરંતુ તેનું મન વિકારવાળું થવાથી આચાર્ય સ્થાન છોડી ચાલ્યા ગયા. આચાર્યનું કામ કરવા કોઇ હાજર ન હોવાથી શિવજીએ અક્ષતના ૭ દાણા નીચે નાખ્યા તેમાંથી ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા બીજી કથા એવી છે કે શિવજી જ્યારે પરણવા ગયા ત્યારે હીમાચલની સ્ત્રીએ શિવજીને કહ્યું કે તમારૂં ભયંકર રૂપ જોઇ પાર્વતી બીશે માટે સુંદર રૂપ ધારણ કરો.

તે રૂપ બદલાવતાં ૭ અક્ષતના દાણા શિવજીના કપાળમાંથી નીચે પડી ગયા તેમાંથી ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા.

આ ૭ બ્રાહ્મણો એટલે નાગર બ્રાહ્મણ ઉત્પન્ન થયા ગમે તેમ હોય પણ કથા ઉપર

થી ચોક્કસ રીતે જણાય છે કે નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિ શિવરૂપી અને શિવજીના કામ માટે થયેલી છે

ઉત્પત્તિ અને મૂળ નિવાસ સ્થાન જાણ્યા પછી, સવાલ એ ઉઠે છે કે આપણો ધર્મ કયો, આપણો ધર્મ સનાતન વેદ પ્રણીત બ્રાહ્મણ ધર્મ છે આ ધર્મને સાધારણ રીતે વેદોક્ત ધર્મ કહેવામાં આવે છે એ વેદોક્ત ધર્મ સંબંધે વિચાર હવે પછી આગળ જણાવવામાં આવશે

(અપૂર્ણ).

## કઈ ઉચ્ચ નીતિને અનુસરવાથી નાગરત્વ સચવાય છે?

नीतिरस्मिजिगीपताम् ।

श्रीमद् भ० गीता अ० १० । ३८ ॥

અર્થ—જય પામવાની ઇચ્છા રાખનારમાં નીતિ હું છું

घृष्टंघृष्टंपुनरपिपुनश्चंदनंचारुगन्धं
छिन्नंछिन्नंपुनरपिपुनःस्वादुचैवेक्षुकाण्डम् ।
दग्धंदग्धंपुनरपिपुनःकांचनंकान्तवर्णम्
नप्राणान्तेप्रकृतिविकृतिर्जायतेचोत्तमानाम् ॥

અર્થ—ચંદન જેમ જેમ ઘસાય તેમ તેમ સુગંધ દેશે, શેરડીને જેમ જેમ કાપશું તેમ તેમ વધારે સ્વાદિષ્ટ લાગશે, કાંચનને જેમ વધારે તપાવશું તેમ વધારે ચળકાટ દેશે; પ્રાણાન્તે પણ ઉત્તમની પ્રકૃતિમાં વિકૃતિ એટલે ફેરફાર થતો નથી.

कुलक्षयेविनश्यन्तिकुलधर्माःसनातनाः

श्रीमद् भ० गीता अ० १।३९ ॥

અર્થ—કુલ ક્ષય થતાં સનાતન કુલ ધર્મો નાશ પામે છે.

નીતિ શબ્દનો કેટલાક લોક ખરાબ અર્થ કરે છે કેમકે રાજ્ય અને વ્યવહારમાં જે પ્રપંચનો આશ્રય કેટલાક અલ્પ જ્ઞાન સામગ્રી વાળા પામરોને કરવો પડે છે તેનો પણ તેઓ નીતિમાં સમાવેશ કરે છે પણ વાસ્તવિક રીતે એ શબ્દનો એવો ખરાબ અર્થ કરવો

પ્રપંચ સામો કોઇ પ્રપંચ રચવો એમ જે જાણતો હોય તોપણ રચે નહિ તેના જ્ઞાનમાં ખામી છે એમ તો મનાયજ કેમ ? ત્યારે સવાલ ઉઠે છે કે એ પ્રમાણે બાપડા થાઇને બેસી રહેવું એમાં કાંઇ ડહાપણ ભરેલો હેતુ રહેલ છે કે નહિ ? એ પ્રમાણે પ્રપંચ નથી રમાતો એ જ્ઞાનની ખામીને લીધે બનેછે કે કોઇ ઉચ્ચ હેતુને લઇને ? જો એમ કરવામાં કોઇ ઉચ્ચ હેતુ હોય તો આપણે તેને બુદ્ધિશાળી ગણીએ તેનો હેતુ ટુંકામાંજ છે. કાં ! તેનો ખરો મારો હેતુ હોય છે તે એમ સમજતો હોય છે કે ઇશ્વરે તેની અપૂર્ણતા અને ખોટ દૂર કરવાને તેને આ જીવનરૂપી શાળામાં અભ્યાસ કરવાને મોકલ્યો છે તેથી જેને આપણે અણસમજમાં બાપડા કહીએછીએ તે ખરૂં જોતાં બાપડા નથી પણ પરમ કૃપાળુ પરમેશ્વરની જ્ઞાન અને અનુભવ દેવાની ગુપ્ત ભરેલી રીતિ છે એમ દૃઢ નિશ્ચય રાખે છે, તેથી આ વિશ્વ ચક્ર કેવળ જડ શક્તિઓથી પ્રેરાઇને ચાલતું નથી પણ તેમાં કોઇ અલૌકિક સાધકના—સદ્દેતુકતા—રહી છે એવી પણ તેને પ્રતીતિ હોય છે આ વાતને ધર્મશાસ્ત્રની પરિભાષામાં બીજી રીતે સમજાવાય છે કોઇ કહે છે કે સર્વમાં વસેલું એક ચૈતન્ય—પરમેશ્વર— જીવોને સ્વાનુભવ કરાવે છે, કોઇ કહે છે કે પરમાત્મા જીવ રૂપે લીલા કરે છે આપણા લોકો તો પૂર્વ જન્મને પણ માને છે તેથી એવો માણસ આ અણધારેલી વિપત્તિ મારા કર્મનુંજ ફળ છે એમ સમજતો હોય છે અને તે વિપત્તિને ધીરજથી સહન કરવામાં પોતા ઉપર ચડી ગએલું ખરું કરજ પોતે ચૂકવે છે એમ આશ્વાસન લઇને વાંકા ચૂંકા રસ્તાનો આશ્રય લેતો નથી. વાંકા ચૂકા રસ્તા લઇશ ત્યાં સુધી મને સીધો માર્ગ મળશે નહિ પણ ઉલટું મારી પ્રકૃતિરૂપી રજ્જુને અવળાને અવળા વળ દેવાતા જશે, અને તેથી તે અસત્યમાં વધારેને વધારે પ્રીતિ ધરાવનારી થતી જશે, તેમ યથાર્થ વસ્તુનું ખરૂં સ્વરૂપ એટલે સત્ય મારે હાથ કોઇ દિવસ આવશે નહિ, અને મારે જેટલું પૂર્વમાં જવાનું છે તેટલુંજ એથી ઉલટી દિશામાં એટલે પશ્ચિમમાં જવાશે આ અવળા વળને સવળો કરવો એ જેમ વખત જશે તેમ વધારે કષ્ટ સાધ્ય થતું જશે, અને તે કામ મારા સિવાય કોઇ બીજો મને કરી આપે એમ નથી તેથી વિલંબ થશે તો મને મારી પ્રકૃતિ સુધારવાનો બોજો અસહ્ય લાગશે અને નિરાશ થઇ જઇશ, તો બહેતર છે કે એટલી બધી વિટંબના વેઠવી અને અને જન્મ—જન્માંતરમાં પણ સવળે માર્ગે આવ્યા વિના તો મારૂં હિત થવાનુંજ નથી તો આજથીજ—આ ક્ષણથીજ— હું સવળે માર્ગે ચાલવા યત્ન કરતો રહું એમ તે માણસનો વિચાર થયો હોય છે. ઉક્ત "વિપત્તિમાંથી" અથવા "કષ્ટ" પ્રસંગમાંથી તેને કંઇ સાર મળે છે હાનિ થતીજ નથી. મારૂં, ઇશ્વરનું, કે આ વિશ્વ ચક્રનું ખરૂં સ્વરૂપ શું છે તેનું જ્ઞાન એવી દરેક "વિપત્તિ" તેને દે છે દર વખત તે પોતાના મનને પુછે છે કે મને આ વિટંબના આવી પડી તે મારી ભૂલ વિના હોય નહિ તેથી કઇ ભૂલનું આવું પરિણામ આવવા સંભવ છે તેનો નિશ્ચય કરીને તે ભૂલ તે સુધારે છે પણ બીજાને દોષ નથી દેતો. અને અંતે "દુઃખ" મગ્નતાં વિશ્વ ચક્રની ગતિની પરમ રમણીયતાના અનુભવનો અનુભવનો આનંદમાંજ રહે છે આ મતનો સ્વીકાર કરવાથી તે ઘણી કસોટીએ ચડે છે અને જેમ ધાતુઓ અંગારામાં તપાઇ તપાઇને શુદ્ધ થાય છે તેમ ક્રમે ક્રમે વિપત્તિ અંગારામાં તપાઇતપાઇને પરમ પવિત્ર દશાને પામે છે. આટલો બધો પાકો નિશ્ચય સૌ કોઇને હોતો નથી તેથી નીતિનું ધોરણ

પોતાની ટુંક નજરથી જેમ પોતાના સ્વાર્થને અનુકુળ પડે તેમ ફેરફાર (વિધિની ખરી મતિ ન સમજનાર પામરો ભાંગી શકે છે. આપણામાંના ઘણા નીતિનું એટલું બધું આ- કરી ધારણ પાળવાને ખુશી ન હશે એ કાંઇ નીતિનો દોષ નથી, આપણો દોષ છે. આર્ય જન સમૂહમાં બ્રાહ્મણનું સ્થાન સૌથી ઉંચું છે અને તેમાં પણ નાગર એ એક સર્વોત્તમ ગણાતો વર્ગ છે એ વાત જો નિર્વિવાદિત હોય, તો તેમને પાળવાની નીતિ પણ તેમના સ્થાનને યોગ્ય એટલે કે તેટલીજ ઉચ્ચ જોઇએ એ વાત પણ નિર્વિવાદિત કરવી જોઇએ (અપૂર્ણ).

ડા. દુર્લભજી મૈયાશંકર અમલાણિઆ.

---

# જીવન ચરિત્રની ઉપયોગિતા.

"Lives of great men remind us
We can make our lives sublime,
And, departing, leave behind us
Footprints on the Sands of time."

Longfellow.

## यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
## स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

भगवद्गीता अ० ३ श्लो० २१

આ ત્રિમાસિકમાં એક ભાગ જીવન ચરિત્રને માટે પણ રાખેલો છે, કદાચ કોઇને શંકા પડે કે તેનો આપણા વ્યવહારમાં ઉપયોગ શો? પ્રત્યુત્તરમાં—ઉપર લખેલા મહા વાક્યોમાંથી મળી આવશે. પૈસાની તંગી હોય, ખાસ જરૂરની ચીજ ન હોય, છતાં ચા, પાન, તમાકુ જેવી ચીજો જ્યાં ત્યાં ઘુસી ગએલ આપણે જોઇએ છીએ એ શાથી? ખાસ ધીરે ધીરે કેટલે સારા સારા ઘરમાં અને ઉંચી પંક્તિમાં ગણાતા લોકોમાં તે દાખલ થતાં તેવીજ સૌએ તેને વધાવી લીધાં. બુટ, મોજાં બેરીસ્ટર કેપ ઇત્યાદિ પણ ઉંચા વર્ગમાં આવ્યાં ને ત્યાંથી નીચામાં ફેલાયાં કોઇ તેને માટે ભલામણ કરવા ગયું ન હતું, છતાં તેમણે માણસના મન આકર્ષ્યાં, કારણ કે તે ઉંચા વર્ગમાં ફેશન હતી ત્યારે તેવીજ રીતે તેવા ઉંચા વર્ગના માણસોએ જે જે કર્યું હોય તે બધું જેમ વધારે લોકોના જોવા જાણવામાં આવે તેમ તેની અસર કોઇના ઉપર પણ થવા પામેજ. જીવનચરિત્ર વાંચવાથી કંઇ બધા સુધરી ન જાય છતાં એ રિવાજ રોજ જોવાતો હોય કે ચર્ચાતો હોય તો કોઇને તો અસર થાયજ અને સો માંથી એકને પણ અસર થાય તો તેવાં જીવનચરિત્રોના કિસ્સાઓનું બયાન સફળ છે. કેમકે મહાન પુરુષોના જીવનચરિત્રો આપણને અહર્નિશ

પુરાવો મળતો થયો તે જો તુર્ત પુરો ન કરાય તો દરેક પળે પુરાવો આપનારની વૃત્તિ ઉમ વા શીપાઇ પ્રસંગ પ્રમાણે ફેરફાર કરે છે તેથી આળસ હમેશાં ગેરલાભજ આપે છે વળી ગુન્હા માલ ક્યાં છે? તોહોમતદાર અમુક દિશા તરફ જાય છે એ વગેરે વગેરે હકીકત મળે, અને તે એથી વિશેષે જાણ્યું તો પછી તાત્કાલિક માલ કાઢવા ન જવાય, તોહોમતદાર હાથ કરવા ન જવાય તો માલ ખસી જવા, અન્ય લઇ જવા, જમ્યા કરવા, ભાગી નાશી, પરાગંદે થવા, પુરતી બીતી સબબ આળસ પોલીસનો મ્હોટો શત્રુ છે.

(૯) ખંતવાળાનું કારણ પણ ખુલ્લુંજ છે કેટલાએક ગુન્હા કરી તોહોમતદાર નાસવા લાગે છે તે પ્રસંગે હકીકત મળતી આવે તેમ જલદીજ જોઇએ અને તે તથા તેવાજ બીજા દરેક પ્રસંગમાં ખંતવાળાની જરૂર છે.

(૧૦) યાદશક્તિ વાળો હોવાનું કારણ પોલીસમાં અમુક ગુન્હાનો અમુક રીતે પત્તો ગલ્યો એવી બીનાઓ પોલીસના સ્મરણમાં હમેશ રમતી રહેવી જોઇએ, તેમ શકદારનાં નામ, પરંપરાની તવારીખ અમુક જગ્યાએ અમુક લોકોએ ગુન્હા કર્યા હતા અથવા એવા લોકોનું અમુક કાળે ત્યાં આગમન થાયછે, અમુક રતુમાં અમુક ગુન્હા બનેછે, તેવા ગુન્હા અમુકજ કરેછે, તે યાદ રાખવાની વિશેષ જરૂર છે સબબ આ ગુણનો ખાસ ઉપયોગ છે

(૧૧) મુખાકૃતિ જોઇ હોય તો ભૂલી ન જવાનું કારણ પોલીસે ઘણે વખતે ચોર ખુની ડાકુ કે ખુટારાને ફરિયાદી વર્ણન આપી બતાવે તેને ઓળખી લાવી રજુ કરવાની ફરજ પોલિસની રહી છે ગુન્હો બન્યા પહેલાં અમુક વખતે અને અમુક દિવસે અમુકનું આવવું જવું થયું હતું તેનાં નિશાન ફરીયાદી બતાવે તેવા હતાં તે જાણી ઓળખી કાઢવાની તીવ્ર શક્તિ મુખ્ય જોઇએ સબબ આ ગુણની પણ ખાસ આવશ્યકતા છે

(૧૨) પ્રમાણિકપણું આ ગુણનો બીજા બધા ધંધા કરતાં પોલીસમાં વિશેષ જરૂરનો છે કારણ પ્રત્યક્ષ દાખલો પોલીસને થોડી નથી બલકે ઘણુંજ છે રૂપૈયા ૫૦)ની ચોરીનો માલ બચાવવા રૂપૈયા ૫૦૦૦) ખર્ચવા એક આબરૂદાર ચોર તૈયાર થાય કારણ નિકરન કરતાં આબરૂ તથા વંશ પરંપરાની કીર્તિ અને પોતીકી ચાલનની બધી છાપની ધૂળ ન મેળવવા ખાતર પુરતી કાળજી લઇ કો રાખે એ સ્વભાવિક છે તેથી જો માણસ પ્રમાણિક ન હોય તે સારો પોલિસ નજ બની શકે.

(૧૩) સોબતથી ચાલ ન બગાડે એવો. આ ગુણ પણ વિશેષ જરૂરનો છે. પોલીસમાં ઘણે ભાગે ઓછી કેળવણીવાળા માણસો નોકર છે અને તેમાં હલકા ગુણ વ્યસનવાળા અને હલકી સ્થિતી રીતીવાળા હોય છે તેવાની સોબતથી તેવા બની ન જવાય એવી ખાસ તકેદારીની જરૂર છે વળી પોલીસમાં બાતમી સિપાઇઓથી પણ ઘણી વખતે મેળી પડે છે તેની સોબતમાં તેથી જવા વિના ચાલુજ નથી તે સાથે શકદારો સાથે હમેશ સોબત રાખવાથી પણ ગુન્હા મળે જેથી જો કે સોબત હલકાની છતાં તેથી ન બગડવાની બુદ્ધિ જરૂર છે અને તેથી તેવો હોય તેજ સારો પોલીસ થઇ શકે છે માટે આ ગુણની આવશ્યકતા.

(૧૪) દઢ વિચાર—પોલીસ પાસે સારા અને નરસા બન્ને ખ્યાલોવાળા માણસો આવે

છે અને દરેક પોતાની ઇચ્છા પ્રમાણે પોતીકો સ્વાર્થ સાધવા તાકે તેથી પોતાને ફાવ-તું સહુ કો કહે તેનાથી ન ભરમાતાં ભિન્ન વૃત્તિ રાખી ફક્ત ખરો સારજ ગ્રહણ કરે અને ખરૂં દેખાયું તેજ સાદર કરી દઢ રાખે તોજ સીધે રસ્તે ચાલનારો સારો પોલીસ થવાય. ઢચુ પચુ મનનો હોય તો કોઇ કામમાં ફતેહમંદી મળે નહીં. કારણ ફરીયાદી જે દલીલ મુકે તે સાચી. તહોમતદાર કોઇ પણ ડિફેન્સ બતાવે તો પછી દઢ મન વિના કામમાં પેશ પહોંચાય નહીં માટે આ ગુણની આવશ્યકતા.

(૧૫) શૂર—આ ગુણની પણ બીજા ગુણો સાથે સરખીજ જરૂર છે. કારણ પોલીસને નીચ વૃત્તિવાળા, કમ અક્કલના માણસોથી અને સહસા ગુન્હા કરનારાથી કામ લેવાનું છે. આ દેશમાં તો દફીનારીજ પોલીસ છે. જેમ ગુન્હા અટકાવવાનું તેમ પકડવાનું કામ પણ તેઓેજ કરવાનું છે. વળી જાઓ તો લશ્કરી કામ પણ તેઓેજ કરવા ફરજ રાખવામાં આવી છે અને તેથી બારવટીયા, ડાકોએટ, લુટારા, ખુની સાથે પોલીસેજ નીડરપણે કામ કરવાનું છે. માટે જુરાતન ન હોય તો પોલીસ ઢીલી રહે તેથી કામ બગડે સબબ જરૂર છે.

(૧૬) હાજર જવાબી—આ ગુણની ઉપર બતાવ્યા સર્વ ગુણો સાથે પુરતી આવશ્યકતા છે. કારણ ઇનસાફની અદાલતમાં તહોમતદારોના કાબેલ વકીલ સામે ખારતાથી વર્તવાની ફરજ તેની રહી છે. ફક્ત કોણ ચોર છે એટલુંજ જાણવાનું કે કહેવાનું કામ પોલીસનું નથી પણ તે ચોરે ચોરી કરી છે તેનો પ્રત્યક્ષ પુરાવો પોલીસેજ દેવો પડે છે. ચોરી કરવાનાં કારણો પોલીસે પુરવાર કરવાં પડે છે. ચોર તેજ છે એમ મનાવવા ન્યાય આસન પાસે આયક દલો કરવા ફરજ રહી છે તેથી તથા તે શિવાય બીજાં ઘણાં કારણો-થી તહોમતદાર અને ફરીયાદીને સમજાવવા, સરખા રસ્તા ઉપર લાવવા પુરાવાની સકળના કરવા હાજર જવાબી ન હોય તો પોલીસથી સારૂં કામ બજાવી શકાય નહીં અને તેથી પોલીસને પોતાના કામમાં અને વીશેષે કરી ડીટેક્ટીવના કામમાં આ ગુણ વિશેષ અગત્યનો છે.

અપૂર્ણ.

---

## ગરબો.

(ઓધા રાણાનો રાગ)

સખિ, આવોને આજે રે, રમીએ આનંદ ભરી
ગાએ ગુણીઅલ ગીતી રે, પ્રભુની પ્રીતી ભરી
કૃષ્ણ વદન શી કૃષ્ણજી, રુક્મણી રાધા રૂપ
સત્ય પ્રેમી એ જોડલું, કાય સમ્બન્ધ અનુપ
અનુપમ એને કહીએ રે, પ્રભુથી જોડાવાં
વ્યાસે વેદ પુરાણે રે, વખાણીને માન્યાં— સખી.
સુખ તજી દુઃખ વનવાસનું, મુખથી માગી લીધ

પતિ પુંઠે પ્રમદા ગઇ, સતી સીતાજી પ્રસીદ્ધ
પ્રસિદ્ધિ અતી પામ્યાં રે, પ્રભુ નય અદ્વૈતે
ઋષિ વાલ્મિકીએ જેને, વખાણ્યાં જન ચિત્તે— સખી.
તજી ઘોર વેરાનમાં, પતીએ વસ્ત્ર વિહીન
દમયંતી દમિત જપે સ્વામી સ્તવનમાં લીન
લીન થઇ પતી પ્રેમે રે ન વ્હેમેએ વિહરી
ક્હતા મન રાખી રે, પૂરણ પદ પામી ખરી— સખી.
રાજ તજ્યું, રિદ્ધિ તજી, સુખ સિદ્ધિ પતિ પક્ષ
લઇ શાપ એક સતી થઇ, સુલોચનાજી વિખ્યાત
વિખ્યાતી વડે પામી રે, સ્વર્ગીય સુખ સ્વામી સહે
પ્રેમ ગાંઢ હૃદય જે રે, કહો સુખ કેમ ન લહે— સખી.
માન તજી મહિલા ગઇ, નીજ પિતુ ગૃહ સુખ માટ
નીજ પતિ સ્થલ ન વિલોકતાં, યજ્ઞ સમર્પ્યું આપ
પડી યજ્ઞે સતી ત્યારે, અનાદર દેખીને
લઇ ભેખજ મારવાને, સતી મત દેખીને— સખી.
આર્ય પ્રેમ અદ્વૈત એ, એજ જીવનનું સાર્થ
એજ પ્રભુ ભવની કરે, સતિ વિરક્ત સમાજ
શુદ્ધ પ્રીતીની નીતી રે, પ્રતીતી પતિ ભક્તિ
ભવ ભીતીજ ટાળે રે, સતીની એ શુભ રીતી— સખી

જન્મશંકર ગીરજાશંકર.

---

## બે બ્હેનો વચ્ચે પુત્રના સગપણ વિશે સંવાદ.

ન્હાની બેન—મ્હોટી બેન, હવે આ ત્હારા શંકરની સગાઇ કરવાનું તો તું કંઇ કર—
(ન્હાની બેન જેના વિચાર હજી સો વરસ પહેલાંના લોકોના વિચાર જેવા હતા તેણે કહ્યું).
ગૌરી—શી ઉતાવળ છે? હજી એ એવડો ક્યાં મોટો થઇ ગયો છે
ન્હાની—આવતી અખાત્રીજે છ ઉતરીને સાતમું બેસશે ને હજી તો ત્હારે મન તે બાળક હશે,
ગૌરી—એ બહુ મોટી ઉમર કહેવાય?
ન્હાની—મ્હોટી નહિ? આ મારા મામાજીનો દીકરો વરસ દિવસનો થઇને વર્યો હતો—કહે શું કહે છે?
ગૌરી—વરસ દિવસનો વરીને પરીણામ તો એ આવ્યું કે પરણ્યો ત્યાં સુધી કુંવારી

છે કે છોકરીઓને સુધારવું તેજ કાંઇ આરો છે, અને તેને માટે તું કહે છે તે એક રસ્તો અને બીજો એ કે આપણે પોતે દાખલો બેસાડવાની જરૂર છે. હું નવરાશ વખતે કોઇકની નિંદા કરવા બેસતી હોઉં તો મારી છોકરીઓ પણ એમજ સમજે કે વખત તો એમજ ગળાય. જે ઘરમાં શીવવાનું, ભરતનું એવું એવું કામ જાણતી હોય છે તેની છોકરીઓ પણ એવી બાબતમાં વખત ગાળતી હોય છે એમ આપણે જોઇએ છીએ.

ગૌરી—ખરું, બ્હેન, ત્હારામાં સાધારણ સમજ ઘણીજ છે; તે ઉપર જો જ્ઞાનનો પટ લાગ્યો હોય તો તું ત્હારા વરને, છોકરાંને અને સઉને અથાગ ફાયદો કરી શકે. ત્હેં શીવવા ભરવાનું કહ્યું એ સંબંધે પણ મ્હારે કંઇ કહેવાનું છે. કેટલાક એમ સમજે છે કે ભરત શીવણમાં—માત્ર ફેશનમાં ગણાય એવાં અને ખરચ કરાવે એવાં તોરણો, રાચ ઉપરના રૂમાલો કેનવાસનાં પગરખાં એવું એવુંજ આવે. પણ આ એક મોટી ભૂલ થાય છે. એવાં ખરચોથી ભરવું, શીવવું એ તો પૈસાદારનું જ કામ છે એવું મનાઇ જવાય છે. પણ તેમ નથી. શીવવાના કામમાં પ્રથમ ઉપયોગની ચીજો તરફ ધ્યાન દેવાનું જોઇએ, જેમકે છોકરાંનાં આંગલાં, ટોપીઓ, કબજા, ચણીયા, કમખા, ચોળી એ સઉ જો હાથે શીવતાં શીખાય તો દરજીને કેટલા પૈસા ઓછા દેવા પડે! વળી એ શીખવવાના પ્રયત્નો માટે આજ ઘણા ચોપડા થઇ પડ્યા છે, કદાચ કોઇ બગડે તો શરૂઆતમાં ઘરમાં પહેરવાનાં કપડાંમાં એમ થાય તો શું થયું! પણ એ આવડે તો દરજીઓની કપડું કાઢી લેવાની, અને પૈસા દેવાની બધી તરખડ મટી જાય. માટે શોભા આપે અને ખરચ કરાવે તેવું કામ તો પાછળ રાખવું જોઇએ અને કામ આવે એવું કામ કરતાં શીખવું જોઇએ.

મ્હાલી—હા, બ્હેન, એ વાત ખરી છે. મ્હને ત્હારી પાસેથી આવું આવું સાંભળી ઘણું જ્ઞાન અને અનુભવ મળે છે તેથી એમ થાય છે કે ત્હારી પાસેજ બેસી રહું પણ હવે મ્હારે સાસરે જવાનો વખત થઇ ગયો છે તેથી અત્યારે તો હું જાઉં છું.

ગૌરી—ભલે, બ્હેન, ખુશીથી જા, વળી કોઇ વખતે નિરાંતે બેઠાં હઈશું ત્યારે કાંઇ વાતો કરશું.

[ નોટ:—આ સંવાદ ઉપર ઉપરથી જોતાં સાદો છે પરંતુ ધ્યાન રાખી વાંચતાં જણાય છે કે ઘણીજ અગત્યની બાબતો રહસ્ય અને બીજ રૂપે તેમાં સમાયેલી છે. આ સંવાદ ઉપરથી ચર્ચવા લાયક નીચેના પ્રશ્નો નીકળે.

(૧) સારો ઘર સંસાર ચલાવવા કેવી રીતે અને કેવા પ્રકારની સ્ત્રીઓને કેળવણી આપવી જોઇએ.

(૨). વિવાહ કરવા પહેલાં પોતાની સ્થિતિ કેવી છે, પોતે વિવાહ પછી છોકરાંઓ વગેરે કુટુંબનો બોજો ઉપાડી શકે એમ છે કે કેમ, એ જોવાની અગત્ય છે કે કેમ?

(૩) છોકરાંનું સગપણ કેટલા વર્ષની ઉમરે કરવું યોગ્ય છે?

(૪) વર કન્યા વચ્ચે ઓછામાં ઓછો અને વધારેમાં વધારે કેટલા વર્ષનો અંતર જોઇએ.

(૫). સગપણ થયા પછીથી તે લગ્ન થતાં સુધી હાલમાં ચાલતા રીવાજ મુજબ ઘરેણાં લુગડાં વગેરે વરૌન અને રીત ભાત કરવાનો રીવાજ કાયમ રાખવો કે વિવાહમાં લેવા વખતે એકદર સોના રૂપાના દાગીના કે સોનું રૂપું આપવું એ યોગ્ય છે

(૬) સ્થિતિ અને ખરચનો હીસાબ કરતાં, ઉપલા બે રસ્તામાંનો કયો રસ્તો સહેલો સુગમ અને કાયદા કારક છે વગેરે.

આ બાબતો ઉપર પોત પોતાના અભિપ્રાયની પુષ્ટિમાં સવિસ્તર કારણો બતાવી લેખો મોકલનારાઓનો આભાર માનવામાં આવશે                    તંત્રી ]

---

# વિદ્વાન પુરૂષોનાં બોધદાયક વચનો.

૧

વસંત તિલકા—

હે આર્ય નાગર સુણો વિનતિ અમારી,
× × × × × ×
સંબંધી મિત્ર મહિ સંપ સદા વધારો,
દ્વેષો તણું વચન ભઈ ધરી ન ઉચારો
સંકલ્પ સત્ય કરી સત્ય નિશાન ઝાલો,
દાસત્વ કર્મ મુકી ધર્મ સ્વતંત્ર પાળો
અંતે સ્વતંત્ર જનનો જયકાર થાશે,
અજ્ઞાન કીર્તી યશના ગુણ તો ગવાશે.
સ્નેહે સુણી સ્વજન મિત્ર તણો સુબોધ,
મિથ્યા પરસ્પર મહિ ન કરી વિરોધ,
ધર્મો વિવાદ વિપરીત તજી વિકારો,
નિષ્પક્ષપાત થઈ સત્ય વિવેક ધારો

ભોળાનાથ સારાભાઈ.

૨

પ્રશ્ન—આપણો ઘર સંસાર હવે ક્યારે વ્યવસ્થિત થશે?

ઉત્તર—જ્યારે વિદ્યા વિચારે આપણે પુરૂષ આપણું પોતાનું સ્વરૂપ સમજશું ત્યારે પરદેશી પરધર્મ વિચાર જે આપણા ઘરમાં ઘુસ્યા છે ને જતા રહેશે ને આપણા પોતાનાજ નિત્ય ધર્મના નિર્મળ સતેજ જ્ઞાન પ્રવાહે આપણાં ઘર ધોવાઈ પવિત્ર થશે, જ્યારે આપણે પુરૂષો અને આપણી સ્ત્રીઓ પોત પોતાના ધર્મનાં ઉપાસક થઈશું, ત્યારે આપણો ઘરસંસાર સ્વધર્મ સ્નેહે પાછો ઉત્તમ વ્યવસ્થિત થઈ શોભશે. જ્યારે આપણી સ્ત્રીઓ આપણી પૂર્વેની બ્રાહ્મણી, ક્ષત્રાણી, વૈશ્યાણીઓમાંની ઉત્તમ ઉત્તમની ગુણ મૂર્તિઓનાં મંગળ દર્શન કરશે, અને વળી કેટલીક તો પોતાના દ્રષ્ટિ માર્ગનાં આધુનિક કાળની સર્વ ધર્મની ને સર્વે વર્ગની ઉત્તમ સ્ત્રીઓને

પણ સાવધાનપણે નિહાળી જોશે ત્યારે આર્ય લોકો પોતાની મેળે તે સંતતિ દ્વારા આ જાતિમાં પોતાનું સર્વોપરી ઉચ્ચપણું (ધર્મ) ને મોટપણું (સામર્થ્ય) ફરી બળ દાખવશે અને ત્યારેજ આર્ય ગૃહ સંસાર ધર્મ અર્થ કામ એવું સખમ એવો જગતમાં પ્રકાશશે

(નર્મદાશંકર કવિ).

૩

એક અંગ્રેજ લેખક લખે છે કે —

The new is latent in the old and the old breathes forth through the new

અર્થાત નવું જૂનામાં ગર્ભરૂપે સમાએલુંજ છે અને જૂનું નવા મારફતેજ સજીવ થાય છે એટલે કે જે આપણને નવું નવું લાગે છે તે પણ ફરી જૂનાનોજ જરા નવી રીતે પુનર્જન્મજ હોય છે, અને તેમજ જે જૂનું છે તેમાં નવાનાં રહસ્યો ને બીજો બહુ કરી સમાએલાંજ હોય છે નવું એ જૂનાને સંજીવની—અથવા કહો કે પુનર્જીવની—ગુટિકા આપે છે અને નવે રૂપે ફરી અવતાર આપે છે

આ સત્ય સમજાય તો નવાં જૂનાની સતત ચાલતી લડાઇમાં કંઇક થયા વાદ વિવાદ અને તિરસ્કાર ભર્યો વિરોધ શમી જાય એ નિર્વિવાદ છે

---

## બાળકોને ધર્મ બોધ.

હાલમાં ધર્મની ધમાલ સર્વત્ર ચાલી રહી છે દેવ અને દૈત્યનાં જનુની યુદ્ધના જેવાંજ વિચાર યુદ્ધ, અને વાણી યુદ્ધ, લડાઇ રહ્યાં છે નવા જુના મતોથી માણસોનાં મન ડોળાઇ રહ્યાં છે તે ગમે તેમ હોય તોપણ બને પક્ષ તરફથી એટલુંતો સ્વીકારાયું છે કે માણસ માત્રની જગતનાં સર્વેશ્વર તરફ કંઇક ફરજ છે તે ફરજને સમજીને પળાય તો લાભ ઘણો મળે એમાંપણ શો દોષ કહેશે પરંતુ સમજ સૌની જુદી જુદી થાય ને તેથી એક પરિણામે ન આવાય એવી ધારણા પાછી આવી ઉભી રહે છે પણ આપણે આદિ જે કહેવાનું છે તેમાં ઉપરના કશા સવાલ ઉઠશે નહિ આપણાં બાળકો આજ કાલ ધર્મને નામે ઇશ્વરનું નામ પણ ન સંભારતાં હોય એવું વખતે દેખવામાં આવે છે નાનપણ-થીજ ઇશ્વર તરફ પોતાની અમુક ફરજ છે તે તેઓના જાણવામાં આવે તથા તેના મનમાં સદ્ગુણોનાં બીજ રોપાય તેટલા માટે નીતિ વિગેરેનું જ્ઞાન તેમને મળે તેવી બોધદાયક સરસ ભાષામાં વાર્તાઓ તેમને વંચાવવામાં આવે તો તે અસર જીંદગી પર્યંત ભુંસાતીજ નથી તેટલામાટે માતા પિતાઓ અને ઘરના વડીલોને અમારી ખાસ આ વિનંતિ છે કે પ્રભુ પ્રાર્થનાના નીચે આપેલા શ્લોક સર્વ બાળકો પ્રભાતમાં ઉઠીને કે જમવા વખતે નાહીને કે દિવસના અમુક વખતે નિત્ય કર્મ તરીકે બોલે મુરબ્બીઓ તરફથી તેટને સુધી ફરજી-યાત થાય—તો આપણે અમુક કર્મ હમેશ કરવાનું છે, તે કર્મ ધર્મનો ભાગ છે માટે અવશ્ય કરવું જોઇએ એવી દૃઢ મતિ તેઓની થાય ને ભવિષ્યમાં ધાર્મિક વૃત્તિજ પડીજ

સામકારક થઈ પડે આદિ નિત્ય કર્મ આપણા શાસ્ત્રીય અર્થમા નથી વપરાતો. તે કર્મનો અધિકાર ઉપનયન પછીજ થાય છે આદિનો ચાર પાંચ વરસનું બાળક થાય તેને પણ આ કર્મ કરવાની ફરજ રાખવી એવી વિનતિ છે કદાચ કોઈને એમ લાગશે કે એવડું નાનું બાળક શુદ્ધ બોલી શકે નહિ તો તેના જવાબમા કહેવું જોઈએ કે અભ્યાસથી ને ખંતથી શીખનાર તો મોટાના કરતાં નાના તરત શીખે છે, શુદ્ધ શીખે છે અને યાદ પણ રાખી શકે છે આ વાત અનુભવ સિદ્ધ છે એમ પણ કહીશકાય તેવી છે

यस्माज्जातंजगत्सर्वं यस्मिन्नेवप्रलीयते ।
येनेदंधार्यतेचैव तस्मैज्ञानात्मनेनमः ॥ १ ॥

અર્થ:—જેમાથી જગત ઉત્પન્ન થયું છે, જેમાં લય પામે છે અને જે વડે સ્થિતિમા રહે છે તે જ્ઞાન સ્વરૂપ આત્માને નમસ્કાર કરીયે છીએ (૧)

अथस्वस्थायदेवाय नित्यायहतपाप्मने ।
त्यक्तक्रमविभागाय चैतन्यज्योतिषेनमः ॥ २ ॥

અર્થ.—સર્વદા સ્વરૂપમાં રહેનારા, નિત્ય, સર્વ પાપને હણનારા અને અખંડપણાને લીધે જેમાં ક્રમ કે વિભાગ નથી એવા ચૈતન્યપ્રકાશરૂપ પરમાત્મ દેવને પ્રણામ કરીયે છીએ. (૨)

त्वंब्रह्मासृष्टिकर्ताच त्वंविष्णुः परिपालकः ।
त्वंशिवःशिवदोऽनंतः सर्वसंहारकारकः ॥ ३ ॥

અર્થ:—તમે બ્રહ્મા છો, સૃષ્ટિ કરનાર છો, વિષ્ણુ છો, સર્વનું રક્ષણ કરનાર છો, તમે શિવ છો, કલ્યાણ કરનાર છો અને સર્વનો સંહાર કરવાવાળા છો (૩)

नानारूपविधातात्वं भूतानांध्यानहेतवे ।
येषुरूपेषुयत्प्रीति स्तद्रूपंबिभर्षिच ॥ ४ ॥

અર્થ:—ભક્તોના ધ્યાનના કારણસર ભિન્ન ભિન્ન રૂપ ઉત્પન્ન કરનાર તમે છો, જે જે ભક્તની જે જે રૂપમાં પ્રીતિ હોય છે તે તે રૂપ તમે ધારણ કરો છો (૪)

---

## વસ્તી પત્રક.

આ વિષય દરેક અંકમા થોડો થોડો લઈ પુરો કર્યા બાદ ત્યાર પછી ત્રણ મહીનામાં પરીક્ષા દેવદાર બનાવવાની ધારણા છે

આપણા જુદા જુદા મોટા મથકોમાં હાલ મરકીનો ઉપદ્રવ હોઈ વસ્તી પત્રકના

ત્રિ માસિક.

પુસ્તક ૧. અષાડ શુદ ૧૪ સાં. ૧૯૬૧. અંક ૨ જો.

## પ્રાર્થના

રાગ ભૈરવ—તાલ ત્રિતાલ અથવા કવાલી.

ચાલ—નંદ બાવાજી કનૈયન મોરી, ક્યું ગાગરીઆ તોરી,
અથવા ભજલે વારંવાર શંકર વિગેરેનો

જય જય કહિ જડતા તજી ઝટ, જગપતિ જપવા જન જાગો. જગપતિ૦ જય જય૦
પ્રાત થયું જગતાત પ્રસાદે, રાત ગઇ ભય ભાગો જગપતિ ૧
મન વચન કર્મ કૃત દુષ્કૃતની, [1]વિહિત ત્યાગ નિષિદ્ધ સ્વીકૃતની,
ફરિ ફરિ માફી માગો. જગપતિ૦ ૨
સત્ય દયા સંતોષ [2]ક્ષમાર્જવ, આદિ મહેશ કનેથી માગવ,
સ્વધર્મમાં અનુરાગો જગપતિ૦ ૩
એકતાર ભક્તિ [3]કહિ વાચીને, પર ધર્મ ભયાનક જાણીને,
વલ્લભ દંભ તરત ત્યાગો. જગપતિ૦ ૪

આ. વ. ઠ.

---

## " મ્હારાં ભાઇ બ્હેનને "

([illegible] ગરબી ગાવની ચાલ)

ભાઇ બ્હેન બેળા સહુ દસનાં, રમતાં ભેળાં હેતે
વ્હાલાં માવડલી બાપુનાં, દેવા રસમય રેલે
એવાં સ્વર્ગ તણાં સુખડાં
છાજે સદાય કુટુંબમાં !
મલકાવો મધુરાં મુખડાંને, બોલો બોલી નવાં !
મીઠડાં વીરાનાં લોને, બ્હેનાં લાડકવાયાં !
ખાડુ દળી ભાજને
માતા તાત અમી અમલે

---

૧ વેદ વિહિત કર્મનો ત્યાગ અને વેદે નિષિદ્ધ કરેલા કર્મનો સ્વીકાર કર્યો હોય (અર્થાત્ કર્યા હોય) તેની. ૨ (ક્ષમા+આર્જવ) આર્જવ=સરલ સ્વભાવ ૩ ગીતાજીમાં કહેલી.

પ્રિયતમતા પરમતા વ્હેના ! ભજુ ! રેજો સેજે.
જીરવવા જીવનની માત્રા, મનનશીલ થઇ રહેજો
　　પ્રભુતાની ગત સિદ્ધિએ
　　પ્રભુની કૃપા સમૃદ્ધિએ

લલિતતત્વરસિક



# કઇ ઉચ્ચ નીતિને અનુસરવાથી નાગરત્વ સચવાય છે ?

(અનુસંધાન ગત પૃષ્ઠ ૧૧ મે થી).

નીતિ શું અને અનીતિ શું, નીતિ શા માટે પાળવી ? અને અનીતિનો શા માટે ત્યાગ કરવો ? વિગેરે પ્રશ્નોનો વધારે ખુલાસો ઇચ્છનારને સહેજે સ્ફુરી આવશે કે નીતિ, કર્તવ્ય, ધર્મ વિગેરે ભાવનાઓ મનુષ્ય સિવાય બીજાં પ્રાણીમાં જોવામાં આવતી નથી. ત્યારે પ્રથમ તો નીતિનો વિચાર કરનારે મનુષ્ય જીવન એટલે શું તે યથાર્થ સમજવું જોઇએ. કેટલાકનું એમ માનવું છે કે નીતિનો વિચાર કરતાં એટલું કંઇ જાણવાની જરૂર નથી કેમકે નીતિનો સંબંધ કેવળ વ્યવહાર સાથેજ છે. પણ આપણે ઉપર કહ્યું તે ઉપરથી સમજાયું હશે કે વ્યવહાર એ માત્ર પરમાર્થને સમજવાનું અને તેને પ્રાપ્ત કરવાનું સાધન છે. વ્યવહાર યથાયોગ્યરીતે પાળીએ તોજ પરમાર્થ સિદ્ધ થાય છે. વ્યવહારદ્વારાજ પરમાર્થ સમજાય છે. વ્યવહારમાં રહીને પાપ, અનીતિ, સ્વાર્થ વિગેરેનો આશ્રય થોડો ઘણો કર્યા કરવો હોય તે એમ કહે છે કે હું પરમાર્થ દશામાં ક્યાં છું ? પરમાર્થ દશામાં નથી એ ખરૂં પણ એવું પ્રાથમિક ધોરણ રાખશે ત્યાં સુધી એવા પામરને ખરી નીતિ કદી પણ હાથ આવશે નહિ અને તેનાથી પરમાર્થ દશામાં કદી પણ અવાશે નહિ. ઐહિક જીવનમાંજ બધાં સુખ દુઃખ અને લાભાલાભની સમાપ્તિ છે એમ માનનાર મનુષ્ય જીવનને યથાર્થ રીતે સમજ્યોજ નથી તેથી નીતિ સંબંધે પણ ભૂલ કરે છે કેમકે મનુષ્યજીવનનો જેણે જે ખ્યાલ બાંધ્યો હોય તેની નીતિ પણ તે ખ્યાલને અનુરૂપ હોય છે તેથી મનુષ્ય જીવન એટલે શું તેનો થોડો વિચાર આપણે કરવો જોઇએ. જડચેતનાત્મક અનેક વસ્તુઓ આપણે જોઇએ છીએ તે દરેકને વિશ્વમાં પોત પોતાનું સ્થાન તથા ખાસ ઉપયોગ છે. મનુષ્ય કયે સ્થાને છે તથા તેના જીવનનો શો અર્થ અથવા ઉપયોગ છે તેનો વિચાર જેમ બારીકાઇથી અથવા સૂક્ષ્મ બુદ્ધિથી કરવામાં આવે તેમ તેણે કયું ધોરણ પસંદ કરવું અથવા કેવી નીતિ પાળવી તેની વધારે સાચી સમજ તેને મળે. વસ્તુ માત્રનું ખરૂં સ્વરૂપ સમજીએ ત્યારેજ તેનો ખરો ઉપયોગ કરી શકીએ અને તેનાથી જેટલો લાભ મળી શકે તેટલો લઇ શકીએ. આપણા જીવિતનું પણ તેમજ છે. તત્વતઃ જીવન શું છે એ જાણીએ ત્યારેજ તેનો યથાર્થ ઉપયોગ કરી શકીએ.

મનુષ્ય જીવન શું છે એ વિષે વિવિધ મતો પ્રચલિત છે અને તેથીજ તેનો શો હેતુ છે તથા તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે વિષે પણ ભિન્ન ભિન્ન મતો છે. તે બધાનો વિસ્તાર અહિ કરવાની જરૂર નથી. પણ તેના મુખ્ય ત્રણ વર્ગ પાડી શકાય. તેનો અહિ

સંક્ષેપથી વિચાર કરશું. એક વર્ગ એમ માને છે કે જડ તત્ત્વોના સંમેલનથી શરીરમાં જીવ નામની શક્તિ પ્રગટ થાય છે અને એ તત્ત્વો વિખૂટાં પડે ત્યારે એ શક્તિનો નાશ થાય છે. તેમની નીતિ પણ આ મતને અનુસરે છે. તેઓ નાસ્તિકશિરોમણિ ચાર્વાકની પેઠે એમ માને છે કે "જીવીએ ત્યાં સુધી સુખેથી રહેવું અને કરજ કરીને પણ ઘી પીવું કેમકે બળીને ભસ્મ થઇ ગએલા શરીરને પાછું આવવાનો સંભવ ક્યાંથી?" ખાવું, પીવું, અને બીજાં વિષયસુખોને ગમે તે પ્રકારે ભોગવવાં એટલામાંજ તેમના સુખની અવધિ છે. 'મારે તેની તરવાર' એમ તેઓ માને છે. પોતાને કોઇ પણ રીતે સુખ થતું હોય તો બીજા જેને અનીતિ કહે છે તે ખુશીથી કરવી એમ તેમનો મત હોય છે. ચોરી વિગેરે કુકર્મો કરવાં હોય તો ખુશીથી કરવાં પણ તે એવી ખુબીથી કે આપણે પકડાઇ ન જઇએ એમ તેમને સુઝે છે. બીજા વર્ગના માણસો એમ માને છે કે મનુષ્ય તથા જે સૃષ્ટિમાં વસે છે તેનું સંપૂર્ણ જ્ઞાન તેને મળી શકે તેમ નથી. તેઓ કેટલાક વિષયોને જ્ઞેયકોટિમાં અને કેટલાકને અજ્ઞેયકોટિમાં મેલે છે, એટલે કે જીવ, જગત્, ઇશ્વર, જડ, ચેતન, જન્મ, પુનર્જન્મ, સ્વર્ગ, નરક વિગેરેનું ચોક્કસ જ્ઞાન મનુષ્યને ન મળી શકે એ મતનો તેઓ આશ્રય કરે છે. તેમાંના કેટલાક એમ કહે છે કે ઇશ્વર કે અન્ય જન્મ હો કે ન હો પણ આપણો અંતરાત્મા જેને સારું ગણતો હોય તે કરવું અને કેટલાક એટલું પણ માનતા નથી. ત્રીજા વર્ગના લોકો કેટલાંક સબળ કારણો દર્શાવીને કહે છે કે જડ તત્ત્વોથીજ બધી વાતનો ખુલાસો થતો નથી, પરમેશ્વર છે અથવા મરણ પછી પણ જીવન છે તે આ જીવનનું અનુસંધાન છે, વિશ્વ એક પરમ રમણીય શાળા છે અને શાળાનાં ધોરણોની પેઠે આ જીવન પોતાથી ઉચ્ચતર જીવનનું માત્ર સાધન છે, અને પોતેજ અંતિમ સ્વરૂપ નથી. તેઓ એમ માને છે કે આ જીવનમાંજ બધાં સુખ દુઃખાત્મક અનુભવોની સમાપ્તિ થવી જોઇએ એમ નથી. આપણે નાગરો આ ત્રીજા વર્ગમાં છીએ તેથી આ ત્રીજા મત વિષે વિશેષ વિવેચન કરીને તે પરથી કેવી નીતિ ફલિત થાય છે તેનો વિચાર કરશું.

મનુષ્ય માત્રને સુખ જોઇએ છીએ. પણ સુખ એટલે શું તેનો સર્વને એકજ નિશ્ચય નથી. સુખનું સર્વમાન્ય એક સ્વરૂપ નથી. એકને સુખ લાગે છે તે બીજાને નથી લાગતું. અમુક ખાનપાન કે વિહારનું અમુક સમય સુધી સેવન કર્યા પછી, અમુક સ્થિતિમાં જીવન કેટલોક સમય ગાળ્યા પછી, અમુક પ્રકારની વિદ્યાનું પરિશીલન અમુક વખત કર્યા પછી, માણસને તેમાં આગળ જેટલો આનંદ આવતો નથી. તે તે આહાર વિહાર, સ્થિતિ, વિદ્યા વિગેરેથી પોતાને જે ભોગવવાનું, અનુભવવાનું, કે શીખવાનું હોય તે ભોગવી, અનુભવી, કે શીખીને તેને કંઇ નવું લેવાની ઇચ્છા થાય છે. વળી કેટલાક વર્ષ પછી તે નવું પણ ગમતું નથી. એમ તેની માનસિક સ્થિતિ બદલાતીજ જાય છે અને તેથી જેને પોતે એક સ્થિર સુખ માનતો તેનેજ ધિક્કારે છે. જેમ ભ્રમર એક પુષ્પમાંથી જે કંઇ રસ હોય તેટલો ચુસી લે એટલે નવા પુષ્પપર બેસે અને તે નવા પુષ્પથી તન્મય બન્યા પછી એને પણ તજી દે અને એવી રીતે દરેક પુષ્પની જાતિ, તેની કોમળતા, તેનું સૌરભ, તેની મધુરતા વિગેરે અનુભવી લે એટલે વળી કોઇ જુદી જાતિનાં પુષ્પનો અનુભવ મેળવવા તત્પર થાય એવીજ રીતે મનુષ્યનું પણ છે. અનાદિ કાળથી વહેતી આ

તી જીવનસફરી ક્યાં વિરામશે એનું તે ભિખારીને ભાન નથી રહેતું પણ તે સુખ સુખ, સુખ, એમ રટ્યા કરતો હોય છે કેટલાક વાંચનારને વખતે શંકા થશે કે અનાદિ કાળથી જીવનસફરી વહ્યા કરે છે એનું કાંઇ પ્રમાણ તો આપ્યું નહિ આ બધું લેખમાં એટલો વિસ્તાર થઇ શકે તેમ નથી તેથી સુજ્ઞ વાચકને વિજ્ઞપ્તિ છે કે વિષય પર પોતે થોડું મનન કરવું એટલે આવી પડતી શંકાનું નિવારણ થશે. અહિં એટલું સમજવાનું તો જરૂર છે કે " આનો ભોગવું, હજી આથી કંઇ અધિક હોય તો ઠીક ' એમ જ્યાં સુધી આપણા મનમાં થયા કરે છે ત્યાં સુધી આપણે જે જોઇએછિએ તે મળ્યું નથી અથવા બીજી રીતે એજ વાત કહીએ તો આપણા અને વસ્તુ માત્રનાં ખરાં સ્વરૂપને આપણે સમજ્યા નથી. આપણી ખોટી કલ્પના અને કુતર્કો આપણે પરમ સત્યથી દૂર રાખે છે એ પરમ સત્ય શું તે આપણે હાલ હજી લાગ્યું નથી એ પરમ સત્યને પરમ સુખ કહો, સામ્ય કહો, પરમેશ્વર કહો અથવાતો બીજગણિતમાં જેને અજ્ઞાત સંખ્યા (Unknown quantity) કહે છે તે કહો આપણે સર્વે એ અજ્ઞાત સંખ્યા શોધી કાઢવાનો દાખલો ગણવા બેસી ગયા છિએ જેટલીવાર હિસાબમાં ભૂલ આવશે એટલીવાર ફરી ફરીને ગણવો પડશે દાખલાનો મેળ મળે નહિ, સાચો જવાબ આવે નહિ ત્યાં સુધી દુઃખ થયા કરશે દુઃખ એ આ પ્રમાણે દાખલા ગણવાની ખરી રીતિના અજ્ઞાનનું પરિણામ છે ત્યારે અજ્ઞાન એજ અનીતિ છે પરમ સત્યને—પરમ સુખ અથવા પરમેશ્વરને—પામવાને જે સત્ય માર્ગ છે તેનું અનુસરણ એજ શુદ્ધ નીતિનું અનુસરણ છે એમ સમજવાનું છે. પરમ સત્યને અપમેય પ્રકાશવાન સૂર્ય કહીએ તો સત્ય, આસ્તેય વિગેરે નીતિનાં જુદાં જુદાં અંગોને એ સૂર્યનાં કિરણો કહી શકાય. એ સૂર્ય બહુ ઉંચો છે આપણે નીચે છિએ. તેની અને આપણી વચમાં કિરણો છે. કિરણોને એક છેડે સૂર્ય અને બીજે છેડે આપણે છિએ એ કિરણ રજ્જુને પકડીને આપણે સૂર્ય સુધી ચઢી જવાનું છે સૂર્યને પામશું એટલે રજ્જુઓની જરૂર નહિ રહે આપણા અવ્યવસ્થિત જીવનને વ્યવસ્થા અર્પનાર આ કિરણો છે સૂર્ય વ્યવસ્થા કરવાનો ગુણ ધરાવે છે એમ નથી પણ વ્યવસ્થા રૂપજ છે શુદ્ધ કે નીતિવાળો નથી પણ શુદ્ધિ અથવા નીતિ છે નીતિ છે એમ કહેવા કરતાં શુદ્ધિ છે એમ કહેવું વાજબી છે કેમકે નીતિ શબ્દ આપણા એટલે મનુષ્યના જીવનને લાગુ પડે છે

ઉપર જે પરમ સુખની વાત કરી ગયા તેનું ખરૂં સ્વરૂપ શું છે તે હાલ આપણાથી ન સમજી શકાય એ ખરૂં પણ ઉપર બતાવેલ રસ્તે ચાલવાથીજ તે આપણી પાસે આવીને ઉભું રહેશે એટલું સમજવું તો હાલ માટે બસ છે. એટલું સમજવું તો જીવનનો કાંઇ ઉદ્દેશ છે એ અને આપણે બાંધેલા સુખનાં સ્વરૂપમાં ફેરફાર થવાજ કરે છે તે વિષે જરા ઉંડો વિચાર કરતાં જીવનને કાંઇ ઉદ્દેશ હોવો જોઇએ એ પ્રતીતિ દૃઢ થશે આ એક જન્મની અંદર એ હિસાબે આપણા કેટલા જન્મ થઇ ગયા ? વિકૃતિ ! વિકૃતિ ! વિકૃતિ ? શરીરના પરમાણુઓ કેટલેક વર્ષે બધા બદલાઇ જાય છે તે તો ઠીક પણ આપણા વિચારો પણ કેટલી બધી વાર બદલાઇ ગયા ? આ બધું થાય છે તે શા માટે ? આમ વિકાર થયા કરે છે તેનું કારણ શું ? એ વિકારોની નોંધ લેનાર એટલે કે એ સર્વ વિકારોનો સાક્ષી પણ પોતે વિકાર ન પામનાર એવો આત્મા છે એમ આપણે માનીએ

છીએ. તેથી જેને આપણે આર્ય જનોને આ વિશ્વની અગાધ રચનામાં જે સુરસતા, જે પરમ રમણીયતા, જે સમુચિતતા અથવા તો જે સાર્થકતાનું દર્શન થયું છે તેવું બીજાઓને થયું નથી. જડ પદાર્થ વિજ્ઞાન સંબંધી કેટલીક શાખાના અભ્યાસ કરનારને કુદરતમાં બહુ ડહાપણ છે એમ કહેવું પડે છે અને જડ વિશ્વના ચમત્કારમાંજ તેઓ મોહ પામી રહ્યા છે. ચેતન સૃષ્ટિથી તેઓ કેવળ અજાણ્યા છે, નહિ તો ખગોળ અને શારીરિક વિગેરે શાસ્ત્રોમાં જેમ તેઓ અનેક ખુબીનું દર્શન કરે છે તેમજ તેથી હજારો ગણી ખુબીઓનું માનવ જીવન શાસ્ત્રમાં તેઓ દર્શન કરી શકત.

જીવનનો ઉદ્દેશ છે એ વાતને હજી વધારે સ્પષ્ટ કરીએ કેમકે એ ઉદ્દેશને અનુલક્ષીનેજ આપણી નીતિનું ધોરણ બંધાવું જોઇએ. પ્રિય વાચનાર! આપણી પાસે આવી બાબતના ખુલાસા કરી આપવાને કોઇ પ્રયોગશાળામાં વપરાતાં યંત્રો નથી પણ એ યંત્રોનો શોધનાર જે આત્મા તે આપણા સર્વમાં બેઠો છે એના પ્રકાશમાં બીજા સર્વે પ્રકાશ ઝાંખા છે તેથી એ વડેજ પ્રયોગ કરી જો ઉપર કહ્યું તે પ્રમાણે તું અનુભવ લેનો લેતો ચાલ્યો જાય છે તેમાં તને કોઇ ઉદ્દેશ, હેતુ કે અર્થ રહેલ છે એમ ભાસ થાય છે? તને આમ કોણ ચલાવે છે? કુદરત ચલાવે છે કે તું પોતે ચાલે છે? કુદરત તને ચલાવતી હોય કે તું પોતે ચાલતો હોય એ બધું તો ઠીક પણ તું વિચાર, પુરસ્સર ગતિ કરે છે કે એમને એમ અથવા આંધળાની માફક? તારા વિચારો, ઇચ્છાઓ, વૃત્તિઓ અને આચરણ વિગેરેને ચલાવનાર તે સર્વથી વિલક્ષણ એવી કોઇ બીજી શક્તિ તને જણાય છે કે નહિ? આગળ ઘોડો જતો હોય ને પાછળ લાકડી ઉગામીને અથવા લગામ ખીંચીને આમ ચાલ, આમ ચાલ એમ કહીને ચલાવી આવનાર માણસ જતો હોય તેમજ તારા વિચાર, તારી ઇચ્છા, તારી વૃત્તિઓ વિગેરેનો સંઘ ચાલ્યો જાય છે તેની પાછળ તેમને પ્રેરનાર, તેમને હાંકનાર, તેમનામાં વ્યવસ્થા કરનાર એવી કોઇ શક્તિ તારામાં છે એમ તું જોઇ શકે છે? એ શક્તિ હોય તો તે શું છે, ક્યાંથી આવી વિગેરે પ્રશ્નોનો તેં વિચાર કર્યો છે? એ શક્તિને ડહાપણ, રક્ષક, પ્રેરક, વ્યવસ્થા કરી આપનાર, વિવેક વિગેરે શબ્દો ઠીક લાગુ પડશે કે અંધ શક્તિ, જડ શક્તિ, ગધેડાની માફક આડી અવળી જઇ ખાડામાં પાડનાર શક્તિ એવાં નામ લાગુ પાડી શકાશે? વિદ્યુત્ ચુંબક, ધ્વનિ, પ્રકાશ વિગેરે જડ શાસ્ત્રની અંધ શક્તિમાં જ્ઞાન કે સમજ કે સારાસારનો વિવેક રહેલો હોય એમ તું માની શકે છે? પ્રિય વાચનાર! આ વિષય ઉતાવળથી ન વાંચી જતાં મારી સાથે વાત કરતો હો તેમ ધીમે ધીમે વાંચજે કારણ કે શબ્દો બિચારા લંગડા છે આ વિષય શબ્દોથી સમજાવી શકાય તેમ નથી. તેથી આગળ વોતડુ બોલે તેમ મારા મનમાં જે આવે તે હું શબ્દદ્વારા પ્રગટ કરૂં છું જ્ઞાન કહો કે સમજ કહો, નિયમ કહો કે વ્યવસ્થા કહો, અર્થ કહો કે હેતુ કહો, આપણે શબ્દ માટે લડવું નહિ. એ શબ્દોમાં જે અર્થ સમાવેશ છે તે જડ અથવા અંધ તત્વનો ધર્મ નજ હોઇ શકે. તું ઘણી વખત એમ બોલતો હોઇશ કે મને તો કુદરતે બનાવેલ છે, ઇશ્વરે નથી બનાવેલ તેથી મારી સમજ શક્તિ કે વિવેક શક્તિ કે મારૂં જ્ઞાન—મારામાં રહેલ જાણવાનો ધર્મ—એ પણ મને કુદરતે બક્ષેલ છે જો તું એમ કહેતો હોઇશ તો તને કુદરતને એક વિશેષણ પણ લગાડ્યા વિના નહિ ચાલતું હોય. તું ઘણી વખત કહેતો હોઇશ કે કુદરત બહુ ડાહી

છે હો ! આપણે ઉપર જે મનુષ્યના બણ વર્ગ પાડી ગયા છઇએ તેમાંના બીજા વર્ગના મતના એક અનુયાયી અંગ્રેજ લેખકના પુસ્તકમાં મારા વાંચવામાં આવ્યું હતું કે કુદરતે આપણને આવો જન્મ શા માટે આપ્યો અને તે આપણને ક્યાં લઇ જવાની છે અને આ બધી રચનાનાં શાં શાં કારણો છે તે કુદરત પોતેજ જાણે ! કુદરત કહો કે ઇશ્વર કહો તેમાં મારે તકરાર નથી કેમકે શબ્દો માટે તકરાર કરવી એ મોટી ભૂલ છે પણ કુદરતને ડાહી કહીશ અને જડ પણ કહીશ ત્યારે તો મારે તકરાર થશે ત્યારે શું માટી અને પથ્થરને કેમ ડાહ્યાં કહેતો નથી ? તને તે બહુ કામ આવતાં હોય તો બહુ સારાં કહે પણ ડાહ્યાં કહેવાં એમાં થતી ભૂલ નથી ?

બાહ્ય સૃષ્ટિ અમુક નિયમો પ્રમાણે ચાલે છે તે ખરૂં પણ એ નિયમો એટલે શું એ વાત જો સ્પષ્ટ સમજાય તો મનુષ્ય જીવન એ પણ કેવળ અંધ શક્તિથી નિયમાતું નથી તે પણ સમજાઇ જાય. બાહ્ય સૃષ્ટિમાં જોઇએ તો અમુક નિયમો પ્રમાણે ગ્રહો ગતિ કરી રહ્યા છે તેથી અમુક દિવસેજ ગ્રહણ થાય છે તે આપણે આગળથી જાણીએ છઇએ અને અમુક નિયમો પ્રમાણે વનસ્પતિ ઉગે છે, વૃદ્ધિ પામે છે, અને મરી જાય છે, આ પ્રમાણે બાહ્ય સૃષ્ટિમાં નિયમનું સામ્રાજ્ય વર્તે છે આપણું શારીરિક અને માનસિક બંધારણ પણ એવાજ નિયમોને વશ છે આપણે કોઇ સૃષ્ટિ બહાર નથી કે આપણા જીવનને પણ અમુક નિયમો લાગુ ન પડી શકે. બહારની સૃષ્ટિમાં કુદરત જરા પણ અવ્યવસ્થા રહેવા દેતી નથી. વિશ્વવ્યાપાર બરાબર નિયમિત રીતે ચાલે છે બાહ્ય સૃષ્ટિમાં જે નિયામક શક્તિ વર્તી રહી છે તેનું પ્રતિબિંબ આપણામાં પણ પડે છે અમુક આહાર અને અમુક વિહારથી આપણા શરીર ઉપર અમુક અસર થાય છે, અમુક વિચારો અને અમુક સંગથી મન ઉપર પણ અમુક અસર થાય છે. નિયમનો ભંગ થાય તો શિક્ષા થાય છે શારીરિક નિયમ તોડવાથી વેદના અને રોગ થાય છે અને મનને આરોગ્ય રાખવાને માટે જે નિયમો છે તેનો ભંગ કરવાથી પશ્ચાત્તાપ થાય છે રોગ અને પશ્ચાત્તાપ અમુક નિયમોનો ભંગ થયો છે એમ આપણને સૂચવન કરે છે અમુક તત્ત્વ શરીરમાં દાખલ નહિ કરવાં જોઇએ છતાં જો કરીએ તો કુદરત સામી થાય છે નિયમ તોડીએ છીએ કે પાછો નિયમ વર્તાવે છે વમનથી પેટમાં ન જોઇતું હોય તેને ફેંકી કાઢે છે વિરેચન દ્વારા આંતરડાંમાં વિકાર થઇ પડેલ વસ્તુને બહાર ફેંકી દે છે અને કદાચ લોહી સુધી દુષિત તત્ત્વ પહોચ્યાં હોય તો ગુમડાં વિગેરે રોગો દ્વારા કુદરત આપણને રોગથી મુક્ત કરે છે એજ પ્રમાણે કોઇના ઉપર વિના કારણે ક્રોધ કરીએ અથવા કોઇને અન્યાય આપીએ તો પશ્ચાત્તાપ દ્વારા આપણા અવ્યવસ્થિત અથવા રોગી થયેલ ચિત્તનું કુદરત પાછું સંશોધન કરે છે. આ પ્રમાણે રોગ અને પશ્ચાત્તાપ આપણને દુઃખ દેતાં નથી પણ આપણા પરમ ઔષધો છે.

અપૂર્ણ

વિ. દુર્લભજી રેવાશંકર

# સ્ત્રી વિભાગ.

## એક સંવાદ.

ભાગીરથી—અહો, નર્મદા, આજ તો ઘણે દહાડે દેખાયાં ઘેરથી આવો છો કે ક્યાંય બહાર ગયાં હતાં?

નર્મદા—હા, એવું થયું ખરૂં, મારા મામાજીના દિકરાની વહુને હિસ્ટીરીયા આવે છે એમ સાંભળ્યું એટલે ખબર કહાડવા ગઈ હતી

ભાગીરથી—અમારે ચંદુની વહુને પણ એજ રોગ સંભળાય છે હાલમાં ચોમેર આ રોગ બહુ પ્રસરતો જોવામાં આવે છે; પ્રથમ તો આવા રોગનું નામ પણ ક્યાંય ન હોતું ડાક્તર ઝાઝા થયા તે રોગ પણ નવા નવા થવા માંડ્યા. (આમ બોલે છે દરમ્યાન ઇન્દિરા આવે છે—)

ઇન્દિરા—શું, કાકી, ડાક્ટરોનું ને રોગનું શું છે?

ભાગીરથી—નર્મદા, ડાક્ટરની અને નવા જમાનાની વકીલ ઇન્દિરા આવી, હવે આપણે મુંગાં થઈ જવું પડશે

ઇન્દિરા—કાકી, નવા જમાનાની સ્ત્રીને મને ભાંડવી હોય તો ભલે પણ હું એવું શું કરૂં છું કે જે તમને ન ગમે? મારો નવા જમાનામાં જન્મ થયો અને તેમાં ઉછર્યાં અને મોટા થયાં તેનો તો શું ઉપાય? ખરૂં કે નહિ? નર્મદા બેન?

નર્મદા—વાસ્તો.

ઇન્દિરા—શું, કાકી, કહો તો ખરાં ડાક્ટરોનું શું કહેતાં હતાં તે

ભાગીરથી—એ તો હિસ્ટીરીયા કેમજાણે ચારે મેર બહુ થાય છે તેથી હું એમ કહેતી હતી કે ડાક્તર ઝાઝા થયા ને રોગ પણ દિવસે દિવસે વધ્યા.

ઇન્દિરા—કાકી, તમે વળી કહેશો કે નવા જમાનાની પક્ષિણી બોલી—પણ, કહો જોઈએ એમાં ડાક્ટરોનો શો દોષ

નર્મદા—ભાગીરથી, એતો ઇન્દિરા ખરૂં કહે છે, એમાં ડાક્તરનો શો દોષ?

ભાગીરથી—જુઓ, નર્મદા, તમે પણ એને સાટે બેસી ગયાં કે?

નર્મદા—સાચું લાગે તે તો કહેવુંજ જોઈએ ને!

ભાગીરથી—ઠીક, બ્હેન, ત્યારે હું ભૂલી બોલું છું? દોષ ડાક્તરનો નહિ ત્યારે કોનો એ તો તું કહીશ કે નહિ?

ઇન્દિરા—એ કહેવાનું મ્હારૂં કામ? ખોટું ન લગાડો તો કહું

ભાગીરથી—ભલે, બેટા, સુખેથી કહે.

ઇન્દિરા—કહું ત્યારે! દોષ આપણો પોતાનો બીજા કોઈનો નહિ, સમજ્યાં?

ભાગીરથી—આપણો દોષ શાનો? આપણે કંઈ એ રોગ કરવા ગયાં હતાં?

ઇન્દિરા—જો એ રોગ થવાને આપણે કારણો આપ્યાં હોય તો તે આપણેજ કર્યો કહેવાય કે નહિ? અને તો દોષ આપણોજ કે નહિ?

ભાગીરથી—હા, પણ આપણે કયાં કારણો આપ્યાં છે ?

ઇન્દિરા—ત્યારે કારણો ગણાવું ? ઘણાં છે, કંટાળશો નહિ કે, નર્મદા બ્હેન ?

નર્મદા—ના, બ્હેન, નહિ કંટાળું, મને ત્હારી વાતો સાંભળવાનું બહુ મન થાય છે

ઇન્દિરા—ત્યારે જુઓ, આ રોગ માનસિક અને તેથી શારીરિક નબળાઇથી થાય છે, આપણે છોકરાઓને નાના વરાવીએ, પરણાવીએ, અને ભણતા હોય ત્યાં ભણતરના બોજા ઉપરાંત સ્ત્રી સંસર્ગથી થતી નબળાઇનું કારણ આપીએ, તેથી અભ્યાસનું મૂળ સાધન—સ્મરણશક્તિ, યાદ શક્તિ વિગેરે મા ખલેલ પહોંચે એટલુંજ નહિ પરંતુ એટલી નાની ઉમરના વર વહુથી જે સંતતિ થાય તે મન અને શરીરમાં નબળીજ થાય એ ખરૂં કે નહિ ? નર્મદા બેન ?

નર્મદા—હા, એ તો ખરૂં.

ભાગીરથી—પણ છોકરાંઓ નાનાં કંઇ હાલના જમાનામાંજ પરણે છે એમ નથી, પ્રથમ પણ પરણતાં, આ અમારા વખતનાંને કોઇને કેમ હિસ્ટીરીયા નથી થતું ? અમારી હેડીનાને જુઓ—છે કોઇને એ રોગ ?

ઇન્દિરા—પણ કાકી, જમાનાની સ્થિતિમાં ઘણો ફેર છે પ્રથમ છોકરાંઓને પરણાવતાં વહેલાં પણ તેની સાથેજ ભણવા ગણવાની ચિંતા થોડી હતી અને રહેણી કરણી સાદી હોવાથી શરીર સંપત્તિ સારી હતી હાલ નોકર રાખવાની ફેશન થવાથી ઘરનું કામ કરવામાં શરીરને મળતી કસરત બંધ થઇ છે, નવા જમાના પ્રમાણે સ્ત્રીઓનું વાંચવા લખવા, ભરવા ગુંથવા અને એવા બેઠા બેઠા થાય એવા ઉદ્યોગ તરફ વલણ થતું જાય છે તેની સાથે જે થોડો ઉપરથી આપણે એવા કામ કરવાનો દાખલો લઇએ છીએ તેમનોજ દાખલો કરવા દરવામાં અને કસરતમાં લોક લાજને લઇને લેતા નથી અને બીજી તરફથી જુનો ઘરનું કામ કરવાનો રિવાજ બંધ થતો જાય છે તેથી સ્ત્રીઓનાં શરીર અને મોં પીળાં, માથાની, કડની, અને પ્રદર વગેરે રોગોની વ્યાધિ અને પરિણામમાં હિસ્ટીરીયાં જેવા રોગો. બીજાઓનો દાખલો લઇએ છીએ ત્યારે આપણે એમ વિચાર નથી કરતા કે તે લઇએ તો સંપૂર્ણ રીતે લેવો જોઇએ, નહિ તો હંસની ચાલ લેવા જતાં કાગડાની પણ જાય છે યુરોપીયન પ્રજાની માફક વાંચવા લખવા, ભરવા ગુંથવા અને એવા બીજા બેઠા ધંધામાં પડીએ તો તેમની માફક ફરી હરીને કસરત પણ લેવી જોઇએ કે જેથી અનાજ પચે, અને તન્દુરસ્તી સારી રહે. એમ કરવામાં લોક લાજની બીક લાગતી હોય તો બીજો રસ્તો પણ ખુલ્લો છે કે ઘરનું કામ કરવું 'પણ આ તો બન્ને જાય છે.

ભાગીરથી—ત્યારે કામ કરવું જોઇએ એ તો તું પણ કહે છે ને ?

ઇન્દિરા—હાસ્તો, પ્રથમ રોગો નહિ થતા તેનું કારણ એજ હતું—સંસારમાં વલોણું, છાણ વાસીદું, દળણું, પાણી, ઘરમાં સાફસુફ, એ બધું હાથેજ કરતા એ

"કેટલી કસરત આપતું ! કદાચ સ્થિતિ સારી હોય તો આજના જમાના-
માં છાણ વાસીદું વગેરે કામ કરવા કોઇને જરૂર નહિ, તેવા શેઠાણીઓ
સાથે મળી ઘરમાં વાતો કરવાને બદલે સત સાથે મળી દેરે આવેલાં
મંદીરોએ દર્શન કરવા જઇ કસરત લે પણ સ્થિતિ પહોંચતી ન હોય તેવા
પણ આજ કાલ દળણામાં શરમ સમજવા લાગ્યાં છે એ ખરેખર શોચ-
નીય છે. ઘરને કુવે પગાર મળતો હોય અને વહુને ચાકર વિના ન
ચાલે આ કેવું ! સ્થિતિ પહોંચતી ન હોય તો પછી લોકોની વાતથી
ડરવું એ પણ મૂર્ખાઇ નહિ તો બીજું શું !

નર્મદા—બ્હેન, ત્હારૂં કહેવું યથાર્થ છે; આ તો ઉલટી શરીર ખરાબી, રોગને આ-
મંત્રણ, અને વળી પૈસાની ખરાબી—બધી રીતે નુકસાન

ભાગીરથી—જોયું, નર્મદા, આ ઇન્દિરા બધી વાત કેવી સમજીને કરે છે ! ટુંકામાં
એણે નક્કી કરી દીધું કે શરીર સંપત્તિને માટે શું શું ઉપાય કરવા,
અને તે ઉપાયો લેવાય તો રોગનું નામ પણ પાસે ન આવે. આપણે
તો એટલું સમજ્યાં કે છોકરાઓને વહેલાં ઢીંગલા ઢીંગલી ન રમાડીએ
અને ઘરનું કામ કરવામાં શરમ ન રાખીએ તો રોગ થાયજ નહિ
ખરૂંને ઇન્દિરા ? તેં એમજ કહ્યું ને.

ઇન્દિરા—હા, બાકી એજ, તમે પણ સમજુ છો હો.

ભાગીરથી—ત્હારા જેવી બુદ્ધિષ્ઠ હોઇને સ્તો, બાકી અમારા જેવાં તો લાકડાનો
ટેપ ભરે, ખરૂં કે નહિ, નર્મદા ?

નર્મદા—સાસ્તો, ઇન્દિરા, ચાલો આપણે જઇશું ને, સાંજ પડી ગઇ

ઇન્દિરા—હા, ચાલો, તમે પણ કોઇ કાકીને માટે વખાણ કરવા બેસી ગયાં—હો.

ભાગીરથી—એ આવજો નર્મદા—તું પણ ઇન્દિરા (ત્યાર બાદ)

———

## સ્ત્રી બોધ.

(પુનમ ચાંદની. .. .. એ રાગમાં).

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીયે રે
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માત પિતાની સેવા સાચવો રે,
ભાવ સહિત ભક્તિથી નિત્ય ભજીયે ભગવાન;
એવા ઉત્તમ સુગુણી દમય સુકુળ અજવાળીયે રે ટેક.
નજરે નજર ન જોડીયે નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીયે તાલી હાથો હાથ.
હસવું, રમવું, જમવું એકાંતે નવ બેસવું રે,
પતિ વીણ પતિના પણ સદ્ મિત્રોની સંગાથ એવા—૧.

નાથ વિના કરવી નહી વિનોદ કીડા વાત,
લિયે વિરૂદ્ધ ન વર્તવું, ભલે માત કે તાત
સ્ત્રીજાતી ભ્રષ્ટ પણ નહી સુધરી સદ્ આચારથી રે,
નિર્લજ નર ભાંડની સોબત તજવી સુજન — એવા—૨.

કદિ કદરૂપ કુબડો નિર્ધન નિર્લજ કાય,
મતિ હિણુ પતિત પતિ મળે એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે ઢળી માથું ઓઢીયે રે,
સુખ કર સાસવીયે સહુ સાથે સંપ સદાય. — એવા—૩.

ઉંચે સ્વરે ન ઉચ્ચરવું, સુણીને મરીયાદ,
કુલિન વ્હેન કરવો નહી વડીલથી વિવાદ
ચચલ ચાલે ચટક મટક ચતુરાં નવ ચાલીયે રે,
સિવ સુત કેશવની શીખામણ અંતરમાંહ. — એવા—૪.

---

# વિદ્વાન પુરૂષોનાં બોધ દાયક વચનો

## ( ૧ )

**મનહર છંદ**

ફુળનું કમળાપણું જાય છે કુસંગ સાથે,
સંપ સાથે સમૃદ્ધિ સદા વિસ્તાર પાય છે;
સિદ્ધિ અને બુદ્ધિ બને આવે છે ઉદ્યોગ સાથે,
આળસ સંધાતે તો દરિદ્રતા દેખાય છે,
કંજુસાઇ સાથે સદા ઉપજે છે અપજશ,
જશ તો ઉદારતાની સાથે લુંટી જાય છે;
જુઠ સાથે અવિશ્વાસ આવે દલપત કહે,
સત્ય સાથે સાહુકારી બહુધા બંધાય છે.

કવિ દલપતરામ, દલપત કાવ્ય પા. ૨૮૬.

## ( ૨ )

ધર્મનો ઉદ્દેશ એ કહેલ આર્યની પ્રકૃત સત્વ બુદ્ધિનો, તો હવે કર્મની યોજના તથા તેનો અભ્યાસ પણ તેને અનુસરતો હોવો જોઇએ. હજી બુદ્ધિ નિર્મળ નથી માટે તેને શુદ્ધ કરવી અને પછી પદ્ધતિ કર્મનો આરંભ કરવો. ધર્મે જય, સ્વધર્મે પ્રેમ પર લોકમાં તથા આ લોકમાં અને પર ધર્મે વિનાશ, એ સત્યનો આદર આર્ય મંડળમાં થવો જોઇએ—એજ ઉપાય આર્યોત્કર્ષને અર્થે પહેલો છે

નર્મદાશંકર, ધર્મ વિચાર પા. ૫૫.

(૩)

દરેક પંડિતના મનમાં નીચે પ્રમાણે વિચાર આવે છે—

મારી આસપાસ આ અથવા બીજા બાબતો ઉપર મારાથી ભિન્ન અભિપ્રાય ધારણ કરવાવાળા પુરૂષો ઘણા છે; ઘણા પ્રસંગોમાં તદ્દન વિરૂદ્ધ અને બાકીના પ્રસંગોમાં કેટલેક દરજ્જે વિરૂદ્ધ મતવાળા છે. મારી પેઠે દરેકને ખાતરી છે કે પોતપોતાનો મત ખરો છે તેઓમાંના ઘણાં મોટી બુદ્ધિવાળા છે અને મને તેની ખાત્રી મારી હોય તોપણ મારે કબુલ કરવું જોઇએ કે તેમાંના કેટલાએક મારા સમાન છે, વખતે મારાથી ચઢીઆતા પણ હોય. જો કે આપણામાંના દરેક ધારે છે કે હું ખરો છું પરંતુ મોરે કહેવું જોઇએ કે આપણામાંના ઘણા ખરા ભૂલ ભરેલા મતવાળા છે તો ભૂલ ખાનારાઓમાંનો એક હું કેમ ન હોઉં? હું ભૂલ કરૂં છું એવો સંભવ છે એમ હું ધારી શકતો નથી પરંતુ તેથી શું? કેમકે આપણામાંના ઘણા જરૂર ભૂલ ભરેલા મતવાળા છઇએ. જ્યાં આપણે ભૂલ કરીએ છઇએ એમ ધારવાને અશક્તિવાન્ છઇએ એમ છે ત્યારે ચોક્કસ પોતા પર ભરોસો રાખવો એ શું મૂર્ખાઇ નહીં!

હર્બર્ટ સ્પેન્સર એસેઝ, વા ૨ જું પા. ૪૮.

---

## રિવાજ.

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रिय मात्मनः।
एत च्चतु र्विध माहुः साक्षा द्धर्मस्य लक्षणम् ॥
मनुस्मृतिः। अ० २ । १२

यत्र श्रुतिस्मृति वाक्यानि न सन्ति शिष्ठा श्च धर्मबुध्या ऽनुतिष्ठंन्ति तदपि वैदिकवत् प्रतिपत्तव्यम् यथा विवाहादौ कंकणधारणादि मांगालिकत्वेन यत् क्रियते ॥ मेधातिथिः ॥ वाचस्पत्य पा. ६२१.

ભાવાર્થ:—

૧. વેદ, સ્મૃતિ, સદાચાર, આત્મ-સંતુષ્ટિ, આચાર, સાક્ષાત્ ધર્મનાં લક્ષણ છે એટલે ધર્મનાં મૂળ છે.

૨. જ્યાં શ્રુતિ સ્મૃતિ વાક્યનો અભાવ છે પણ શિષ્ટ પુરૂષો ધર્મ બુદ્ધિથી જે આ-

ધારણ કરે છે તેને વેદ વિધિ ગણવું જોઇએ. જેમકે વિવાહ વિગેરેમાં કંકણ પહેરાવવું એ ગ્રામિક વિધિ થાય છે તે.

---

આ અંકમાં આ ત્રિમાસિકના હેતુમાં જ્ઞાતિના રિવાજને એક ચર્ચવાના
વિષય તરીકે મુકેલ છે તેથી આ અંકમાં તે સંબંધિ કંઇ લખવું જોઇએ

આપણા નાગરોમાં કચ્છ અને કાઠિયાવાડમાં મોટા ચાર જથા અથવા વિભાગ ગણવામાં આવે છે તેનાં જુનાગઢ, ભાવનગર, નવાનગર, અને ભુજ એમ ચાર મુખ્ય મથકો છે. આ ચાર મુખ્ય મથક નીચે જુદાં જુદાં શહેર અને ગામો આવે છે

૨. ધ્યાન દઇને જોતાં અને વિચાર કરતાં જણાય છે કે દરેક મથકના તથા તેના તાબાનાં ગામોમાં રહેનારા નાગરો બેટીના સબંધથી અથવા સગપણ કે વિવાહના સંબંધને લીધે નજીકના સગા કુટુંબીઓ છે હાલાર, સોરઠ, ભાવનગર, અને કચ્છના નાગરોમાં કન્યા લેવા દેવાનો વ્યવહાર છેજ નહિ એમ કહીએ તો ચાલે. અંદર અંદર જમવા જમાડવા સિવાય બીજા વ્યવહારનો ઘણું ભાગે અભાવ હોવાથી કેટલેક અંશે રીત રિવાજમાં પણ ભિન્ન ભિન્નતા જોવામાં આવે છે આ રિવાજો કેટલા, અને કેવા પ્રકારના છે તેમજ અંદર અંદર શું ફેર છે તે દરેક ગુજરથી જાણવાની આવશ્યકતા છે તેટલા માટે રિવાજનો વિષય ચર્ચાય તો ઠીક એવી યોજનારાઓની ઇચ્છા હોવાથી તે ચર્ચવાના વિષય તરીકે હેતુમાં દાખલ કરવામાં આવેલ છે લખનારના મત પ્રમાણે ચારે ઉપર બતાવેલાં મથકોના રિવાજો સબંધે લેખો અમારી પાસે આવી ગયા પછી તે રિવાજના લેખો આ ત્રિમાસિકમાં દરેક અનુક્રમે સગવડતાએ આપે જવા એમ ધાર્યું હતું પરંતુ પ્લેગને લીધે લગભગ દરેક સ્થાને ભાગ નાશ થવાથી પૂર્ણ સાધનો અમારી પાસે આવી શક્યાં નથી તેથી લખનારે હાલારી હોઇને હાલારના જ્ઞાતિ રિવાજોથી વાકેફ હોવાથી પ્રથમ હાલારના રિવાજ સંબંધિ દિગ્ દર્શન કરાવવા ધારણા રાખી છે. પછી સોરઠ, ભાવનગર અને કચ્છના રિવાજો આ ચોપાનીઆમાં અનુક્રમે લેવામાં આવશે. ચારે મથકના રિવાજો વિશે લેખો આવી ગયા પછી તે રિવાજો એક બીજાનાં રિવાજો સાથે સરખાવી કયે પ્રસંગે અને કેવા પ્રકારનો તફાવત છે તે બતાવી આ કયા રિવાજોને ધર્મશાસ્ત્રની સાહેદ મળે છે તે બાબે કંઇક બયાન આપવામાં આવશે

૩ જે રીત રિવાજો જ્ઞાતિમાં ચાલે છે તેમાંનાં ઘણા સ્માર્ત સંસ્કારો છે છતાં સાધારણ રીતે રિવાજના નામથી ઓળખાય છે તેથી અમોએ જ્ઞાતિના રિવાજો એવું નામ આપ્યું છે

૪ આ રિવાજોનું વર્ણન કરવામાં સાધારણ રીતે "ગૃહ્ય સૂત્ર" નો ક્રમ ગ્રહણ કરવામાં આવ્યો છે ગૃહસ્થાશ્રમમાં આવવામાં વિવાહની પ્રથમ જરૂર હોવાથી વિવાહ વિધિ જે રિવાજો ચાલે છે તે સબંધે આપણે કહેવું જોઇએ.

## વિવાહ.

### સામટા વિવાહ

૫. હાલાર પ્રાંતમાં સાધારણ વહિવટે બે ચાર વર્ષને અંતરે સામટા વિવાહ એટલે

એકજ તારીખે એકથી વધારે વર કન્યાના વિવાહ કરવાનો વહિવટ ચાલે છે, તે વહિવટ લાંબા કાળથી ચાલે છે એમ જણાય છે. આ પ્રમાણે સામટા વિવાહ કરવામાં દરેક ગૃહસ્થને પૈસા સબંધી ખર્ચમાં ઘણોજ ફાયદો હતો. નવા જમાનાના વિચાર દાખલ થવાથી ખરી વા ખોટી રીતે પણ તે રિવાજમાં ફેરફાર પડવા લાગ્યો છે. પરિણામ એ આવ્યું કે સમસ્ત દર વર્ષે નહી તો બે વર્ષે હાલારની નાગરની નાતમાં લગ્ન થવા લાગ્યા છે એટલુંજ નહી પણ આગળ કન્યા સાત આઠ કે દશ વર્ષની પરણતી હતી તેને બદલે હાલ વિવાહ વખતે કન્યાની ઉમર દશ, બાર કે તેર વર્ષની પણ થાય છે.

## જોશી બેસારવો કે જોશીને ઘેર વિવાહનાં મુહુર્ત જોવરાવવા જવું.

૬ જે વર્ષમાં નાતનો વિચાર વિવાહ કરવાનો થાય છે તે વર્ષમાં એક સારો દિવસ જોઇ નાતનો આગેવાન ગૃહસ્થ પોતાને ઘેર નાતના જોશીને આદરપુરઃસર બોલાવે છે અને તે વખતે નાતના તમામ ગૃહસ્થો, બ્રાહ્મણો, વિશેષે કરીને જેને ઘેર જનોઇ, વિવાહ આવવાનો હોય તે ગૃહસ્થો ત્યાં જાય છે અને દરેક ગૃહસ્થ એક શ્રીફલ તથા એક પાશેર ઘઉંનું અખીઆણું જોશીને આપે છે. પછી જોશી લગ્નનો દિવસ શાસ્ત્ર પ્રમાણે મુકરર કરે છે તથા વિવાહ પ્રસંગમાં જે સારા સારા દિવસ જોવાની જરૂર હોય તે જોઇ આપે છે. જોશી બેસારવાનો વહિવટ હાલ ઘણાં વર્ષ થયાં હાલારમાં બંધ થયેલો છે. તેને બદલે સારે દિવસે નાતના ગૃહસ્થો જોશીને ઘેર વિવાહના મુહુર્ત પુછવા જાય છે અને ઉપર કહ્યા પ્રમાણે શ્રીફલ તથા અખીઆણું જોશીને આપે છે અને કોઇ ગૃહસ્થો શ્રીફલ અને અખીઆણાં સાથે કોઇ કોઇ રોકડ દક્ષિણા પણ આપે છે.

## કન્યાને ગાગર નહવરાવવી.

૭ વિવાહના વર્ષમાં વિવાહના મુહુર્ત પહેલાં મકર સંક્રાંતિને દિવસે કન્યાને ગાગર નહવરાવવાનો રિવાજ છે. આગલે દિવસે રાત્રે ચાર ગાગર એટલે માટીનાં કોરાં ચાર ગોરીઆ ટાઢા પાણીથી ભરી મૂકે છે. વળતે દિવસે એટલે સંક્રાંતિને દિવસે સવારનું ગોરીઆને કંકુનાં ટપકાં કરી જે સ્થાને વિવાહની ચોરી બાંધવાની હોય તે ઠેકાણે ગેરનું માંડણું કરી કન્યાને બાજોઠ બેસાડી બૈરાંઓ મંગળ ગીત ગાતાં ગાતાં તેને ગાગરને પાણીએ નહવરાવે છે. વિવાહનો પહેલો મંગળ દિવસ ગણી તે દિવસે યથા શક્તિ સારૂં રંધાય છે. ચાર ગાગરમાંની એકમાં પાશેર એક મગ, સોપારી પાંચ, ૧(?)ના પા, નાખી તે ઘડો કન્યા સાથે તેને સાસરે મોકલી દે છે. સાસરાં કન્યાને પોતાને ત્યાં જમાડી સોપારીનો પડીઓ એક (શેર શા) કન્યાને આપી તેના બાપને ત્યાં મોકલે છે.

## માળાનાં મુહુર્ત.

૮. લગભગ લગ્નને એક માસ બાકી હોય ત્યારે માળાનાં મુહુર્ત કરવાનો રિવાજ છે. આ ક્રિયા માટે જે સારો દિવસ મુકરર કર્યો હોય તે દિવસે કન્યાની કે વરના પિતાને ઘેર સવારમાં માળાનાં મુહુર્ત કરવાનું કહેવા જાય છે. તે તારીખથી વિવાહ સુધી વર

કન્યા માળા પહેરે છે. તે દિવસે કન્યાની ફઇને વરને ઘેર જમાડી રૂા. ૦ા રોકડા, પાંચ શેરનો પાકનો લાડુ, આપી વિદાય કરે છે તથા તેમે સોપારીના પડીઆ ૩ તથા શ્રીફલ ૩ આપે છે. માળાના મુહૂર્તને દિવસે વર અને કન્યાના મોસાળીઆ વર અને કન્યાને અનુક્રમે ૨૮ લાડુ આપે છે. તેમાંના ૧૪ ખાંડના લાડુ તથા ૧૪ ગોળના હોય છે.

## માણેક સ્થંભ, સર્વ સંભળાવવા, અને વૃદ્ધિ શ્રાદ્ધ.

૯. આ ત્રણ વિધિ કરવાનું મુહૂર્ત ઘણું ભાગે એકજ દિવસે આવે છે. તે દિવસે સવારમાં પ્રથમ ગણપતિ અને માંડવાનું શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પૂજન કરી મંડપારોપણ એટલે માણેક સ્થંભ રોપવાની ક્રિયા કરવામાં આવે છે. તે ક્રિયામાં માણેક સ્થંભને ગેરથી રંગેલ હોય છે તેને મીંઢા સહીતી મિંઢોળ બાંધી વાંસના એક પરોણા સાથે જે સંક્રાંતિમાં વિવાહ હોય તે સંક્રાંતિ મુજબ એક ખુણામાં માંડવાના સ્થંભને ખડખે ખોદી તેમાં અરધો પૈસો, સોપારી ૧, મો, આસોપાલવનાં પાન, તથા આંબાનાં પાન નાંખી માણેક સ્થંભનું પૂજન કરી ખોડવામાં આવે છે. તે માણેક સ્થંભ પાસે એક શ્રીફલ તથા અખી-આળું-પાણી એક ઘડ તથા રૂા. ૦ા, નિવેદમાં પાકનો લાડુ મુકાય છે. શ્રીફલ ૧, અખી-આળું, પાકનો લાડુ અને રૂા. ૦ા ગોર લઇ જાય છે.

તે પછી કન્યાને નહવરાવી તથા નમર કોરનો ચીર પહેરાવી તથા પીઠી ચોળી કન્યાના હાથમાં સોપારી ૭ તથા શ્રીફલ ૧ તથા રૂા. ૦ા મુકી લગ્નને દિવસે ચોરીમાં જ્યાં વેદિ કરવી હોય ત્યાં ગેરૂનું માંડલું કરી બાજોઠ ઉપર પૂર્વાભિમુખે બેસાડી સર્વે પાઠ સંભળાવે છે. લગ્નના દીવસ સુધી આ પાઠ સંભળાવવા જોઇએ. કન્યાના હાથમાં ઉપર લખેલ સોપારી વિગેરે પહેલે દિવસે મૂકેલ હોય તે છેલ્લે દિવસે ગોર લઇ જાય છે. સર્વે પાઠ સંભળાવવા શરૂ થાય ત્યારથી તે ચતુર્થી કર્મના દિવસ સુધી કન્યા ઘરેણાં પહેરી સકતી નથી.

આ દિવસની ત્રીજી ક્રિયા માતૃ સ્થાપન અને વૃદ્ધિ શ્રાદ્ધ છે.

૧૦. વૃદ્ધિ શ્રાદ્ધનું બીજું નામ નાન્દી શ્રાદ્ધ છે. આ દરેક મંગળ પ્રસંગે જેવા કે જનોઇ, વિવાહ વિગેરેમાં આગાઉ કરવાની જરૂર છે. કેટલા દિવસ આગળ કરવા તેનો નિયમ ધર્મશાસ્ત્રમાં છે. તે ક્રિયા ધર્મની છે અને શાસ્ત્રોક્ત પ્રયોગ પ્રમાણે થાય છે તે મુજબ સામગ્રી પણ તૈયાર કરાવાય છે. તે ક્રિયામાં ધીતાંસો ૫, ચોતાઇ ૧, નોઠો ગજ ૧ તથા ચોથીઆ ગજ એટલાની જરૂર પડે છે. ૧૬ થાપન અથવા સ્થાપન કરી તે દરેકમાં એક પૈસો અથવા અર્ધ પૈસો મુકાય છે. [સ્થાપન] સામે મુકાવતનો રૂા. ૦ા સુધી, વિષ્ણુને પાટલે દક્ષિણાનો રૂા. ૦ા, વિશ્વેદેવાને પાટલે રૂા. ૦ા, અખીઆળું, નિવેદમાં પાકના લાડુ ૫ તથા આનાના બે ત્રણના મુકવામાં આવે છે. આ સઘળું ગોર લઇ જાય છે. વૃદ્ધિ શ્રાદ્ધ પૂરું થઇ રહ્યા પછી પરણનાર કે જનોઇ લેનારની ફઇ પાસે અવિઘ્ન પૂજન કરાવાય છે. એટલે ગણપતિનું પૂજન થાય છે. તે પૂજનમાં રૂા. ૦ા, અખીઆળું, લાડુ ૫ની જરૂર છે. આ પૂજન ફઇ કરે તે બદલ તેને યથાશક્તિ યોગ્ય રકમ અપાય છે.

અપૂર્ણ.

## પોલીસ.

અનુસંધાન ગત પૃષ્ટ ૧૬ થી.

ઉપર આપણે પોલીસ થવામાં શું શું ગુણોની આવશ્યકતા છે તે કહી ગયા. આવા ગુણવાળા બધા માણસો ન મળી આવે તેથી ઘણી જગ્યાએ સફળ પોલીસ સારખી લાયકાત ધરાવનારી માલુમ પડતી નથી તે થવાનાં ખરાં કારણો હવે આપણને ખુલ્લી રીતે દેખાશે.

જે જે જગ્યાએ પોલીસ એવા ગુણવાળી નીવડતી નથી તેનું કારણ નોંધનારની કસોટી કાઢવાની ભુલ કંઇક અંશે કહાડી શકાય, પોલીસની ભરતી કરવામાં સાધારણ રીતે માત્ર લંબાઇ પહોળાઇ-શરીરનું સ્વરૂપ, છાતીનું માપ આકૃતિજ જોવામાં આવે છે તે બરાબર નથી, કેમકે તે પ્રમાણે ભરતીમાં દાખલ થયેલા પોલીસ બીજા કેટલાક અવસ્થાના ગુણો કેળવવા કમ શક્તિવાન હોઇને ફક્ત Preventive Police ગુન્હા અટકાવવાની પોલીસને સહેજ લાયક થઇ શકે છે. પણ તેમનામાં પુખ્ત બુદ્ધિ, તીક્ષ્ણ બુદ્ધિ, હાજર જવાબી, પુગવાની સંકલના કરવાની શૈલી, આ ગુણો અભ્યાસ કરાવી ઉમેરવામાં આવે તો ગુન્હા પકડવાની Tact (નિપુણતા) જે કુદરતી રીતે દરેક પુરૂષ તથા સ્ત્રી વર્ગમાં સામાન્ય રીતે બીજરૂપે રહી છે તે વૃદ્ધિ પામે. એક પહેલ પાડ્યા વિનાનો હીરો પહેલ પાડવાથી કિંમતી થાય છે તેજ રીતે આવા માણસો હુશીઆર પોલીસની સોબતમાં રહીને તથા તેનાં કામ જોઇને વધારે વધારે નિપુણ થાય છે પણ જો આ શક્તિને પાસા પાડી આપવામાં આવે તો અંતે આ શક્તિને લીધે તેની આબરૂ બીજા અનેક ધંધાધારીઓ જેવા કે બારીસ્ટર, ડાક્ટર, વ્યાપારી, વકીલ, ઇજનેર વિગેરેની પેઠે વધે અને દરેક વસ્તીને વગર દોકડાના પોલીસ રૂપી ઉપયોગી નોકર મળવાથી જાન માલ સાચવવાની નિર્ભયતા આવે એથી વધારે સુખરૂપ બીજું શું?

પોલીસ ખાતામાં જેમ ઉંચાઇ, છાતીની પહોળાઇ, કુંટુંબપણું કદીઆપણું વિગેરે જોઇ માણસ નોંધવામાં આવે છે તે સાથે શકદારોની ખાસ બાબત પરપરાનો ઇતિહાસ જાણવાને ઉત્સુકપણું, યાદ શક્તિ કેટલી છે? કાળજીવાળો છે કે સુસ્ત છે? તે પરત્વે પણ જોઇ દાખલ કરવામાં આવે તો પોલીસની કાર્ય શક્તિ સાધારણ રીતે મનાય છે તે કરતાં વધારે જોવામાં આવે એમ અનુભવ સિદ્ધ કહી શકાય છે. એવા યાદ રસ્તવાળા અને ઉત્સાહ માણસને નોંધવાથી ઘણું ભારે ગંભીર, અને પોતાની સરહદ બહારના ગુન્હાઓ પણ પકડવામાં આવ્યા છે એવો અનુભવ મળ્યો છે તેથી પોલીસ સીપાઇ નોંધનારના ધ્યાન ઉપર આ દરખાસ્ત મુકવી એ ખરેખર જરૂરનું છે.

હવે આ સંબંધે છેલ્લી વાત એ છે કે પોલીસમાં કેળવાયેલ માણસનો ભાગ જાસ્તી ભરવાની જરૂર છે. એ તો અનુભવ સિદ્ધ છે કે 'Detective Police' એટલે ગુન્હા પકડનારી પોલીસમાં તો કેળવાયલાની ખાસ જરૂર છે. વગર કેળવાયલો ભાગ ગુન્હા અટકાવવામાં, ચોક પહેરામાં,-કેદી લાવવા લઇ જવામાં કે વખતે મીસીટરી કામ જેવું કે દગાબી, જબરાઇ, એકાએક ભંગણી, ધુતારા, ગોલમાલો પકડવામાં ક્વચિત્ ઉપયોગી છે પણ ફક્ત પકડવું નકામું છે, તેના ઉપર પણ કેસ સાબીત કરેથી એવી રોજી કંઇ થઇ શકે છે તેથી ભણેલા માણસની સંખ્યા અવશ્ય વધારે ભરવાની

જરૂર છે. આવી ડીટેકટીવ વર્ગના માણસો પણ કરી હોજાદારથી નાયક સુધીના વર્ગના હોવા જોઇએ. Presention એટલે ગુન્હા અટકાવવાના કામમાં ઇન્સ્પેકટર અને નાયક તથા તેની નીચેના દરજ્જાના માણસો ભરવામાં આવે તો ચાલે. સેંકડે ૧૫) ટકા જેટલાં કાંઇક વર્ણના અભણ માણસો આખા ખેડામાં લડવૈયાની જરૂર છે. જે માણસો પસંદ કરવામાં આવે તે સ્વભાવે કાયર ન હોય તો પોલીસ સંખ્યા કમી હશે તોપણ ચાલશે. પણ જો આળસુ હશે તો ઘણી સંખ્યાથી પણ પોલીસ સારી નીવડશે નહિ એ પણ અનુભવ સિદ્ધ છે. ઘણા ઘણા કેસોમાં સતત ત્રણ ચાર દિવસથી પંદર દિવસ સુધીમાં પોલીસને ખાવા પીવા કે સુવાની પણ તક મળતી નથી. કદાચ તક લે તો કેસ પૂરો પાધરો મળતો નથી. તેવા કામમાં સુસ્ત કે આળસુ પોલીસ સાથે કામ પૂરેપૂરૂં બગડે છે. તેવા દાખલા પણ અનુભવમાં આવેલા છે.

હમેશાં શહેરની પોલીસ, વીલેજ પોલીસ અને ડીસ્ટ્રીક્ટ પોલીસથી જુદીજ જોઇએ. શહેરની પોલીસ ખરેખરી ચાલાક, બાહાદુરતવાળી, નોકરીમાં ચુસ્ત, ખડગ રહે તેવી જોઇએ. પણ ડીસ્ટ્રીક્ટ પોલીસની તેવી ભારે ડયુટી નથી. પણ તેનાથી કાંઇક હલકી છે માટે શહેર પોલીસ કરતાં ડીસ્ટ્રીક્ટ પોલીસનો ગ્રેડ જરા કમતી હશે તો અલબત ચાલી શકે અને તેના કરતાં વીલેજ પોલીસનો ગ્રેડ જરા કમી હશે તો હરકત નથી. કારણ તેણે તો, અમુક ગામનાજ જુજ ચરકસના ગુન્હેગારો ઉપર રાખી પોલીસ કામ કરવાનું છે તે બહુ નથી. વળી તેણે લાંબી નજર પહોંચાડવાની નથી. બહુ ફરવાનું નથી. આવાં બીજાં ઘણાં કારણો છે. તેથી તેમનો ગ્રેડ ડીસ્ટ્રીક્ટ પોલીસથી કમી હશે તો ચાલશે ખરૂં.

ઉપર પોલીસ નીમવા સબંધે વિચાર જણાવ્યા. હવે પોલીસની ખરેખરી ડયુટી શું છે તે જણાવવી જોઇએ.

૧. કોઇ કાયદેસર સત્તાધીશોએ કરેલાં કાયદેસર વારંટ અને હુકમો બજાવવા અને તેને ત્વરાથી તાબે થવું.

૨. સાર્વજનિક સલેહ જાળવવામાં જરૂર પડે તેટલી ખબર મેળવવી અને ઉપરીને આપ્યા કરવી.

૩. ગુન્હા અને સાર્વજનિક નુકસાન થતું અટકાવવું.

૪. ગુન્હેગારોને પકડવા અને ન્યાયને તાબે થવા યોગ્ય અધિકારી પાસે મોકલવા.

૫. જે જે માણસને કાયદા પ્રમાણે તે પકડવા હકદાર હોય તેને તથા જેને પકડવાને પુરતાં કારણો પોતાને મળ્યાં હોય તેને પકડવાં.

૬. આવાં કારણસર દારૂ પીવાની દુકાનો, જુગારખાનાં અથવા તો ખરાબ ચાલના અને શકદાર લોકોને રહેવા તથા બેસવા ઉઠવાની બીજી જગ્યામાં તેને વગર વારંટે જવાની છૂટ છે.

૭. કોઇ પણ માણસ ગુન્હો કરતો હોય ત્યારે કાયદા પ્રમાણે સમન્સ, વારંટ, જડતી લેવાનું કે પકડવાનું વારંટ મેળવવા તેની કાયદેસર ફરજ હોય તો તેવી હકીકત માજીસ્ટ્રેટ સાહેબ હજુર રજુ કરવાની પોલીસની ફરજ છે.

૮. કોઇ પણ બીન વારસી મિલકત હાથ કરવા અને તાબડતોબ માજીસ્ટ્રેટ કોર્ટમાં રજુ કરવાની ફરજ છે.

૫ પબ્લીક રસ્તાઓ, ગલીઓ, ચોટાઓ, નદી તથા તળાવના ઘાટો અને દરીયામાંથી ઉતરવાના ફુરજાઓ તેમજ જાહેર લોકને બેસવા ઉઠવાની જગા ઉપર બંદોબસ્ત રાખી સુલેહ જાળવવી પોલીસની ફરજ છે; તે શિવાય આવા રસ્તાઓ ઉપર વરઘોડા, ધર્મના મેળા મંડળીઓ, જાહેર મેળાવડા પસાર થાય અથવા દેવ દેરામાં ધર્મની ક્રિયાઓ થતી વખતે જ્યાં ભીડ હોય અથવા ભીડ કે હરકત થવા સંભવ હોય ત્યાં હાજર રહી સમાધાની સાચવવા પણ પોલીસની એન ફરજ છે.

અપૂર્ણ

---

# બાળકોને ધર્મ બોધ.

ગયા અંકમાં પાને ૨૩ મે ચાર શ્લોક લખ્યા છે તે પ્રથમ શુદ્ધ રીતે બોલતાં શીખવા બરાબર કંઠસ્થ થાય તેવી રીતે બાળકો પાસે ગોખાવવા, અને પછી હમેશાં તે ચાર શ્લોકો બાળકો બોલી જાય એવી ટેવ પાડવામાં આવે તો તે બાળકોને હમેશાં ઇશ્વર સ્તુતિ કરવાની ટેવ પડશે અને જેમ વધતી જશે તેમ તે ટેવ મજબુત થઇ હમેશાં ઇશ્વર સ્તુતિ કરવી જોઇએ એવો દૃઢ સંસ્કાર બેસી જશે. માટે તે હેતુ પાર લાવવા તરફ યત્ન કરવા દરેક ભાઈ અને બેનને અમારી વિનય પૂર્વક વિનતિ છે. જ્યારે વડીલોને એમ જણાય કે બાળકને સ્તુતિના ચાર શ્લોકો કંઠસ્થ થઇ ગયા છે અને હમેશાં તે સરલતાથી અને ખુશીથી બોલવાની ટેવ પડી ગઇ છે ત્યારે બાળકને જરા ધર્મ જ્ઞાન તરફ આગળ દોરવાનું યત્ન કરવું જોઇએ. આ જગોએ ધર્મનો અર્થ આપણો તમામ ધર્મ એવો નથી પરંતુ સાધારણ ધર્મ છે તે ધર્મ એટલે શું ને બાળકને ધીમે ધીમે તેની બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી વાર્તા અને આખ્યાયિકાઓ સંભળાવવી તથા બાળકોના સાંભળવાં તથા જોવામાં જે વિષય આવતો હોય તે ઉપર ધ્યાન રાખી વાર્તા રૂપી સમજાવવા અને શીખવવાની આવશ્યકતા છે તે સાધારણ ધર્મનાં લક્ષણો નીચેના શ્લોકમાં બતાવ્યાં છે.

धृतिः क्षमा दमोऽस्तेय्यं शौच मिन्द्रियनिगृहः ॥
धी र्विद्या सत्य मक्रोधो दशकं धर्मलक्षणम् ॥

मनु. ६ । ९२.

અર્થ:—

ધીરજ, ક્ષમા, મનને વશ કરવું તે, ચોરી ન કરવી તે, પવિત્રતાઇ, ઇન્દ્રિયનો નિગ્રહ, ધી, (બુદ્ધિ) વિદ્યા, સત્ય અને ક્રોધ નહી, તે દશ ધર્મનાં લક્ષણ છે

આ શ્લોક પણ કંઠસ્થ હોવો જોઇએ. બાળકોને બોધ આપવાનો ઉદ્દેશ ધર્મ જ્ઞાન બાલ્યાવસ્થામાં થાય અને માતૃ ભાષામાં શબ્દો કાને પડવાથી ઘણા ઘણા સ્તુતિ, ભક્તિ,

અને ધર્મના શ્લોકાન્તે કઠસ્થ થ થ તો સરકુન ભાષાના શબ્દોનો સંસ્કાર બાળકોને ઠસી જાય ત્યારે તેને શીખવવું જોઇએ કે —

१॰ सत्यं वद ॥ સાચુ બોલો

२॰ सत्यान्नप्रमादितव्यम् ॥

સત્યમાં પ્રમાદ કરવો નહીં એટલે સત્યથી પડવું નહીં.

સત્ય પ્રથમ બોલવાનું કારણ કે સાચું બોલવું જોઇએ. એ સામાન્ય ધર્મનો મુખ્ય ભાગ છે અને બાળકને તે વાત તરત સમજાવી શકાય તેવી પણ છે.

---

## નાગર.

બીજા બ્રાહ્મણો સાથે અરણ્યમાં રહેતા ત્યારે સામાન્ય બ્રાહ્મણજ કહેવાતા, પણ જ્યારથી અરણ્ય મુકી નગર (શેહેર) માં રેહેવા જવાની જરૂર પડી તેથી જ્યારથી નગરમાં રહ્યા ત્યારથી બીજા બ્રાહ્મણોથી અલગ ઓળખાવા માટે "નાગર બ્રાહ્મણ" नगरे वसंतीति नागराः એ પ્રયોગથી કેહેવાવા લાગ્યા

એ "નગર" તે કયું કયું શેહેર ? એ સહજ જીજ્ઞાસા ઉભી થાય. "નગર" એ તો પુર (શેહેર) માત્રનું સામાન્ય નામ છે અને તે અરણ્યની સામે મુકાબલાને માટે તો જાય છે પણ જ્યારે જીજ્ઞાસા પુરી કરવા ઇચ્છિએ ત્યારે તો તેનું વિશેષ નામ, તેનું હાલનું અને પુરાતન કાળનું સ્થળ, તેના નામનો અર્થ વગેરે મળી શકી હોય તેટલી હકીકત જણાવવી જોઇએ.

નાગરોના મૂળ (અરણ્ય નિવાસ મુકીને સ્વીકારેલા) નિવાસના નગર (શેહેર) નું નામ "વૃદ્ધનગર" હતું જેનું આજ "વડનગર" અપભ્રંશ થઇને થયું છે वृद्ध નું વડ અપભ્રંશ થઇને થએલા વડેરા, વડો, વડપણ, વગેરે શબ્દો, સુપ્રસિદ્ધ ઉર્ન.. નિર્ણયદીપ (આચાર ગ્રંથ) ના કર્તા મહાત્મા અનળ દ્વિવેદી નાગર (નિર્ણયદીપની પ્રસ્તાવનામાં) વૃદ્ધ નગર એ નામનો જે અર્થ કરે છે તે આ ત્રિમાસિકના પ્રથમ અંકમાં આવી ગયું છે. સામાન્ય રીતે वृद्ध મ્હોટું नगर શેહેર તે વૃદ્ધનગર. આ ઉપરથી એમ જણાય છે કે તે સમયના બીજાં શેહેરો કરતાં વડનગર મ્હોટું હશે તેથી એ નામ પામી શકયું હશે, વૃદ્ધનગરના ૪ યુગનાં ૪ જુદાં જુદાં નામ છે તેમાં ૧ "આનંદપુર" નામ પણ ઘણા લેખોમાં તથા તામ્રપત્રોમાં आनंदपुर वास्तव्य, आनंदपुराद्विनिर्गत એવાં વાક્યો જોવામાં આવે છે તે આગળ જોવામાં આવશે નગર નામ ઉપરથી નાગર; તેમ વડનગર નામ ઉપરથી વડનગરા નાગર; એ પણ વિશેષણ થએલું છે પણ તે પાછળથી નાગરના એક જથ્થામાંથી ૭ ભાગ (પ્રશ્નોરા, કૃષ્ણોરા, ચીત્રોડા, સાઠોદરા

વગેરે) થવા ત્યારે તેમાંથી જુદારો દેખાડવા થયું છે. વડનગરમાં પણ આભ્યંતર (ગામની અંદર રહેનારા) અને બહિર્વાસ (પુરામાં રહેનારા) એવા બે વિભાગ છે. હાલમાં સોરઠ બાર ગામમાં વસતા બધા નાગરો (નાગર તથા બ્રાહ્મણો) આભ્યંતર છે. એ બે વિભાગ સિવાય પણ તેમાં નાગર અને બ્રાહ્મણો એવા બે વિભાગ સુપ્રસિદ્ધ છે. આ ઉભા બે વિભાગને માટે અંડી આખ્યાનની પ્રસ્તાવનામાં ઠીક ચર્ચ્યું છે. જે લક્ષણ બાંધવું અથવા નામ ઠરાવવું તે અવ્યાપ્તિ, અતિ વ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષ રહિત જોઇયે. નાગર ગૃહસ્થ અને નાગર બ્રાહ્મણ એ નામ જુદારો જણાવવા રાખવામાં આવેલા જુદા શબ્દો બધા એ ત્રણ દોષથી દૂષિત છે તે હવે તપાસીયે. બ્રાહ્મણ અને નાગર એ નામમાં એકમાં નાગરત્વની અને એકમાં બ્રાહ્મણત્વની અવ્યાપ્તિ આવે છે. એટલે બ્રાહ્મણ પણ નાગર છે અને નાગર પણ બ્રાહ્મણ છે એ બન્નેમાં રહી જાય છે. ગૃહસ્થ અને ભિક્ષુક એમાં ભિક્ષુકમાં અસંભવ દોષ આવે છે અને ગૃહસ્થત્વની અવ્યાપ્તિ આવે છે કેમકે નાગર બ્રાહ્મણ કાંઇ ભિક્ષુક નથી (ભીખ નથી માગતા) તેમ ગૃહસ્થાશ્રમી તો તે પણ છે એટલે તે પણ ગૃહસ્થ કેમ નહીં? યાચક અને અયાચકમાં ભિક્ષુકના જેવોજ અસંભવ દોષ છે. માગનાર અને ભિક્ષુ એ બે પર્યાય શબ્દજ છે. એટલે અયાચક શબ્દની લક્ષણમાં અતિ વ્યાપ્તિ આવે છે. ત્યારે હવે ક્યા શબ્દ રાખવા? કે જેમાં એકે દોષ ન આવે. એ મતભેદો રાખવાની જરૂર તો છેજ. તો તે માટે એજ પ્રસ્તાવનામાં ઠરાવેલા પ્રતિગ્રાહી અને અપ્રતિગ્રાહી એ શબ્દો નિર્દોષ લાગે છે. બ્રાહ્મણો કેટલાક પ્રતિગ્રહ કરતા નથી એ અપવાદમાં જાય. કાં ઉપર લખેલા દોષવાળા બધા શબ્દોને જુદા મુકવા અને તે શબ્દાર્થમાં નહીં પણ લાક્ષણિક અર્થમાં સમજવા એ જરા ક્લિષ્ટતા દેખાશે.

નાગરના નિવાસ સ્થાનને માટે લખતાં પ્રસંગે આડું ઉતરી જવાયું તો હવે મૂળ વાત ઉપર પાછા આવિયે. વૃદ્ધનગર અથવા વડનગરના યુગ પરત્વે જુદાં જુદાં નામ હતાં એમ ઉપર આવી ગયું છે તે પ્રમાણે સત્ય યુગ અથવા કૃત યુગમાં એ પુરનું નામ ચમત્કારપુર હતું. ચમત્કારપુર નામ પડવાનું કારણ ચમત્કાર રાજાએ તે વસાવેલું છે તે તેનું કારણ વગેરે આગળ આવશે પણ એ સ્થળની મૂળ સ્થિતિ અને પવિત્રતા નિમજ ત્યાં પાતાળમાં હાટકેશ્વર (સુવર્ણના લિંગ) ની સ્થાપના, પાતાળ ગંગા અને તેના બીલ ઉપર રત્નશૃંગ પર્વતનું ઢાંકણુ અને તે ઉપર ચમત્કારપુરની રચના એ બધા વિષે પુરાણોમાં જે કાંઇ લખેલું જોવામાં આવે છે તેનો સાર આ પ્રમાણે છે.

એક વખતે શિવજી દિગંબર અવસ્થામાં પૃથ્વી ઉપર આનર્ત દેશમાં વિચરતા હતા (આનર્ત દેશ માટે કાઠિયાવાડમાંના ઓખા મંડળથી માંડીને ગુજરાતમાંના વડનગરના પ્રદેશ સુધીના ભાગને માટે ચોક્કસ કરેલું છે) ત્યાં તે વખતે ઋષિઓના આશ્રમ હતા. ઋષિઓના આશ્રમ પાસેથી શિવજી નીકળતાથી આશ્રમમાં ખળભળાટ થયો, અને તેથી શિવજી પણ ખસીઆણા પડ્યા અને તેથી ત્યાંજ જમીનની અંદર સ્વેચ્છાથી એક ઊંડુ બીલ કરી પાતાળમાં ગયા અને ત્યાં એક જળ સમીપે ગુફા જેવા ભાગમાં એકાંતવાસ કરી રહ્યા. આમ શિવજીના અચાનક ગુપ્ત થવાથી જગતમાં ઉત્પાત થવા માંડ્યા તેથી દેવાસુર મનુષ્ય બધા આકળાયા સહુ મળી બ્રહ્મા પાસે ગયા અને ઉત્પાત થવાનું

# ॥ वेदोक्त धर्म विचार ॥

## ॥ वेद ॥

अस्य महतो भूतस्य निश्वसित मेतद्यदृग् वेदः ॥
बृह० उ० २।४।१०

અર્થઃ—જે ઋગ્ વેદ છે તે આ મહા ભૂત બ્રહ્મના નિશ્વાસ રૂપ છે

ગયા અંકમાં સનાતન વેદ પ્રણીત બ્રાહ્મણ ધર્મ આપણો ધર્મ છે એમ કહ્યું છે હવે વેદ અને વેદોક્ત ધર્મ શું એ બાબત વિચાર કરીએ

જે સદ્ ગૃહસ્થોની કમિટીની દેખરેખ નીચે આ ત્રિમાસિક બહાર પડે છે તેના તરફથી એવી સૂચના થયેલી છે કે પ્રકૃત વિષય એટલે વેદોક્ત ધર્મ વિચાર ચલાવતી વખતે આપણાં શાસ્ત્રોનાં વચનોનો આધાર જ્યાં મળી શકે ત્યાં અને ત્યાં સુધી તે આધારે ભૂત વચનો આ વિષયમાં લખવાં જોઇએ તે સૂચના પ્રમાણે લખતાં શાસ્ત્રોનાં વચનોનો આધાર આપવાથી ઘણાં સંસ્કૃત ભાષાનાં વાક્યો આવવા સંભવ છે તેથી વખતે કેટલાએક વાંચનારાઓના મનમાં એમ આવે કે ગુર્જર ભાષામાં લખતાં આવાં સંસ્કૃત વાક્યો લખવાં એ વગર જરૂરનાં છે. એ વાત ખરી છે પણ જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે સૂચના અનુસાર લખવાનું છે ત્યારે તે પ્રમાણે કરવા ફરજ છે એમ સમજી સંસ્કૃત વાક્યો આધાર તરીકે લખેલાં છે

वेद શબ્દ સંસ્કૃત ભાષાનો છે તે શબ્દ विद् એટલે જાણવું એ ધાતુને घञ् અથવા अच् પ્રત્યય લાગી થયેલ છે આ સ્થળે वेद શબ્દનો અર્થ સાધારણ રીતે જ્ઞાન થાય છે તેવો નથી, પરંતુ તેનો રૂઢ અર્થ છે અને તે અર્થ એવો છે કે મંત્ર બ્રાહ્મણ સ્વરૂપવાળા જે ધર્મના માન્ય ગ્રંથથી શાસ્ત્ર જ્ઞાન અને ધર્મ જ્ઞાન મળે છે તેને વેદ કહે છે એવો રૂઢ અર્થ છે

શ્રી તારાનાથ તર્કવાચસ્પતિ પોતાના વાચસ્પત્ય નામના કોશમાં વેદ શબ્દનો અર્થ નીચે પ્રમાણે લખે છે—

शास्त्रज्ञाने तत्साधने धर्मब्रह्मप्रतिपादके मंत्रब्राह्मणात्मके ग्रन्थभेदे ॥ वाचस्पत्य० ४९६२ ॥

અર્થઃ—શાસ્ત્ર જ્ઞાન, તેના સાધન ભૂત, ધર્મ અને બ્રહ્મનું પ્રતિપાદન કરવાવાળા મંત્ર અને બ્રાહ્મણ નામના ગ્રન્થને વેદ કહે છે.-

... વેદના પર્યાય શબ્દો ઘણા છે પરંતુ તેને સાધારણ રીતે શ્રુતિ કહે છે.

श्रुतिस्तु वेदो विज्ञेयः ॥ (मनुस्मृति) ० २। १० ॥

શ્રુતિ, આમ્નાય, છંદ, બ્રહ્મ, નિગમ, પ્રવચન, અને સ્વાધ્યાય વિગેરે વેદનાં બીજાં નામો છે. શાસ્ત્ર પ્રમાણે ચાર વેદ છે—ऋगूवेद, यजुर्वेद, साम वेद અને अथर्ववेद. ચાર વેદ છે એ ધોરણે આપણે તો કોઈ વિવાદ નથી પરંતુ त्रैविद्या, त्रयी અને वेदत्रयी વિગેરે શબ્દો કેટલેક ઠેકાણે ધર્મ શાસ્ત્રમાં જોવામાં આવે છે તે ઉપરથી કેટલાએક અન્ય દેશી વિદ્વાનો એવો આક્ષેપ કરે છે કે પ્રથમ ऋगूवेद, यजुर्वेद અને सामवेद એ ત્રણ વેદ હતા, અને પાછળથી અર્વાચીન કાળમાં अथर्ववेद ને દાખલ કરેલ છે. આ આક્ષેપ બરાબર નથી. એ વાત ખરી છે કે ઘણીવાર પહેલા ત્રણ વેદ વિષે હવાલા આપવામાં આવે છે અને अथर्ववेद નું નામ પણ લેવામાં આવતું નથી પરંતુ તેથી अथर्ववेद સાંપ્રત કાળમાં થયો છે અને તેના કરનાર જુદા છે એમ ઠરતું નથી. કેમકે જ્યાં જ્યાં ત્રણ વેદનાં નામ લખવામાં આવ્યાં છે ત્યાં ત્યાં તે તે પ્રસંગના ઉપયોગને લઈને તે ત્રણ વેદોનું મુખ્યત્વે કરીને કથન કરવામાં આવેલું છે. યજ્ઞ યાગાદિ એ વેદ પ્રણીત મુખ્ય અને અવશ્યનાં કર્મો છે. તે કર્મોમાં ऋग्, यजु અને साम વેદનો પ્રાધાન્ય રીતે ઉપયોગ થાય છે કેમકે તે ત્રણે વેદોના મંત્રો ભણાય છે. જે મંત્રો पद्य માં હોય છે તે ऋग् કહેવાય છે, ગદ્યમાં હોય છે તે यजुः અને જેનું ગાન કરવામાં આવે છે તે साम કહેવાય છે. એ વાત સુપ્રસિદ્ધ છે કે પ્રથમ વેદના મંત્રો સાથે ભેગા હતા અને તે ઉપર પ્રમાણે ऋग्, यजुः અને साम કહેવાતા હતા. તે પછી શ્રી વ્યાસ મુનિએ મંત્રો જુદા પાડી અને ભેગા કરી વ્યવસ્થા કરી ચાર વેદનાં નામ આપ્યાં. अथर्ववेद નો ઉપયોગ યજ્ઞ યાગાદિક શ્રૌત કર્મમાં છે નહીં અને તેના મંત્રોનો ઉપયોગ પવિત્રીકરણ દેવતારાધન અને અભિચાર પ્રસંગે થાય છે એ પ્રમાણે ત્રણ વેદના અને अथर्ववेद ના ઉપયોગમાં ફેર છે તેથી त्रैविद्या, त्रयी અને वेद त्रयी એ શબ્દો સાધારણ રીતે વપરાય છે. अथर्ववेद ની રચના પ્રથમ ન હતી એમ આ શબ્દો ઉપરથી નીકળતું નથી. આ પ્રમાણે વ્યવસ્થા સ્વામી મધુસૂદન સરસ્વતીએ પોતાના પ્રસ્થાન ભેદ નામના ગ્રન્થમાં કરી છે જેને કોલબ્રુકે અનુમતિ આપી છે (જુઓ ધરમસૂત્ર

(નિબંધ પુ ૧ પાનું ૧૪) પ્રસંગોપાત પ્રાપ્ત થયેલ આક્ષેપના સમાધાનનું દિગ્દર્શન પણ આપણા પ્રાચીન ઋષિ મુનિઓ ચાર વેદ છે એમ કહે છે એટલુંજ નહીં પણ નીચે જણાવી કે ઉપનિષદ જેને શ્રુતિ ગણવામાં આવે છે તેમાં ચાર વેદનું પ્રતિપાદન કર્યું છે.

શૌનકાચાર્ય પોતાના "ચરણવ્યૂહ" નામના ગ્રન્થમાં લખે છે કે —

॥ तत्र यदुक्तं चातुर्विध्यं चत्वारो वेदा विज्ञाता भवन्ति ॥ सूत्र. २ ॥

ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदश्चेति ॥सू. ३॥

અર્થ:—આ ગ્રન્થમાં જ્યાં ચાતુર્વિધ શબ્દ લખ્યો છે ત્યાં ऋग्वेद, यजुर्वेद, सामवेद અને अथर्ववेद એમ ચાર વેદો છે એમ સમજવું.

મુંડક ઉપનિષદમાં કહ્યું છે કે —

॥ ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः ॥

मुं. उ. १ । १५ ॥

નૃસિંહ તાપીની ઉપનિષદમાં ચાર વેદો કહ્યા છે —

ऋग्यजुःसामाथर्वाणश्चत्वारोवेदाः ॥

नृ. ता. उ. १ । २ ॥

અર્થ:—ઋગ્, યજુ, સામ અને અથર્વણ એ ચાર વેદો.

છાંદોગ્ય ઉપનિષદમાં લખે છે કે —

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदं सामवेदमाथर्वणम् चतुर्थम् ॥ (छां. उ. ७ । १ । २ ॥

અર્થ:—હે ભગવન્ ઋગ્વેદ ભણું છું. યજુર્વેદ સામવેદ અને ચોથો અથર્વવેદ ભણું છું.

આ વચનો ઉપરથી સિદ્ધ થાય છે કે આપણા ચાર વેદ છે. ધર્મશાસ્ત્ર અને પુરાણ ઉપરથી જણાય છે કે મંત્ર વેદ રાશિ એક વેદ તરીકે ઓળખાતી હતી અને તેને ત્રયી કહેતા હતા ત્યાર પછી વેદ વ્યાસ મુનિએ મંત્રોના વિભાગ પાડી ચાર વેદ એવા નામ આપ્યાં. મંત્રોના જે ચાર ભાગ પાડી વ્યવસ્થા કરી તે ચાર ભાગ એ ચાર વેદની સંહિતાના નામથી ઓળખાય છે.

# त्रि मासिक.

પુસ્તક ૧. આશો શુદ ૧૪ સાં. ૧૯૬૧. અંક ૩ જો.

## પ્રાર્થના

### ભૈરવી તાલ ત્રિતાલ.

[illegible]

માહરૂં હરી મરણે ચિત્ત લાગ્યું રે— ટેક
જન્મ કારણ તારણ ભવ સિંધુ, શરણ તમારૂં માગું રે. માહરૂં. ૧
સત્ય દયા સંતોષ વધારો, ક્લેશ કપટ ભ્રમ ત્યાગું રે. માહરૂં. ૨
સત્યનો ટેક સદાય નિભાવો, નાગર મણી નવ માગું રે. માહરૂં. ૩

---

## મ્હારી બ્હેનાંઓને.

[illegible]

આવો બાળા આવો બ્હેનો સમ કહું એક વાતડલી,
ઉજમાળી પરોને ઉમંગ, ઉમળકાં ભાતડલી.
સંસારની સુન્દર વાડીમાં ઉગી રહ્યા નર વૃન્દ રે,
વીણા ભરી સનારી વેલી ઝુલી રહી લીલી છમ— કહું
શાણી છાયા સુરંગી રે,
દયાનાં ફળ સુગંધી રે,
વિદ્યાનો રસ પીતાં લ્હાણું લેશું બ્હાલપની.
રસ સતાં જળ ભણી જીવડાં જીવતરને મળ્યું તંત રે,
ભણતરના લ્હાવા લેનારાં, જુઓ કેવાં ભાગ્યવંત. કહું.
મ્હોટું તો પાપ અનક્ષ રે,
હેતે મરાય દેવું રે,
વિદ્યા ફૂલાવી આપે હેતે ભણો ભાવડલી. આવો

લલિતા ૭૫ લલિતાવિભાસ.

# वेदोक्त धर्म विचार.

(અનુસંધાન ગત પૃષ્ઠ ૪૭ થી).

વ્યાસ મુનિએ આ ચાર સંહિતા પોતાના શિષ્યોને ભણાવી, પૈલને ઋગ્ સંહિતા, વૈશંપાયનને યજુ સંહિતા, જૈમિનિને સામ સંહિતા, અને અથર્વ સંહિતા સુમન્તુને આપી. શ્રીમદ્ ભાગવતના બારમા સ્કંધમાં કહે છે કેઃ—

पैलाय संहितामाद्यां बह्वृचाख्यामुवाच ह ।
वैशंपायनसंज्ञाय निगदाख्यं यजुर्गणम्

स्क० ६ ॥ ५२ ॥

साम्नां जैमिनये प्राह तथाच्छन्दोग संहिताम् ।
अथर्वाङ्गिरसीं नाम स्व शिष्याय सुमन्तवे ॥

स्क० ६ ॥ ५३ ॥

ભાવાર્થઃ—

પહેલી ઋગ્ સંહિતા પૈલને, વૈશંપાયનને યજુ સંહિતા, જૈમિનિને સામ સંહિતા, અને સુમન્તુને અથર્વ સંહિતા કહી સંભળાવી. તેજ પ્રમાણે વિષ્ણુ પુરાણમાં પણ કહેલું છે.

## મંત્ર અને બ્રાહ્મણ.

દરેક વેદના બે ભાગ છે તેમાં એકનું નામ મંત્ર અથવા સંહિતા અને બીજાનું નામ બ્રાહ્મણ યજ્ઞપરિભાષામાં આપસ્તમ્બ મુનિ કહે છે કેઃ—

मन्त्रब्राह्मणयो र्वेदनामधेयम् ।

आ० प० ३ ॥ १ ॥

અર્થઃ—મંત્ર અને બ્રાહ્મણનું નામ વેદ છે. બ્રાહ્મણનો અર્થ બ્રાહ્મણ જાતિ એવો નથી. બ્રાહ્મણ શબ્દ પારિભાષિક રીતે વપરાયો છે મંત્રનો અર્થ ઉપર આવી ગયો છે પ્રયોગ વખતે તેનું ઉચ્ચારણ કરવામાં આવે છે. એ મંત્રો સાથે એકત્ર કરીને દરેક વેદની સંહિતા નામ પડેલું છે એ પ્રમાણે બીજા શબ્દોમાં વેદના બે ભાગ છે—મંત્ર સંહિતા અને બ્રાહ્મણ

મંત્રનું લક્ષણ પૂર્વમીમાંસાના બીજા અધ્યાયના પહેલા પાદના સૂત્ર ૩૨ માં આપેલ છે—तच्चोदकेषु मन्त्राख्या । २ । ३२. અર્થઃ—મનુષ્યના મનમાં કર્મનો વિચાર ઉત્પન્ન કરે છે તે મંત્ર.

જૈમિનિ આચાર્ય બ્રાહ્મણનું સ્વરૂપ નીચે પ્રમાણે કહે છે—

शेषे ब्राह्मणशब्दः ॥ पू० मी० २ । १ । ३३.

અર્થઃ—વેદના જે ભાગો મંત્ર નથી તેને બ્રાહ્મણ કહે છે જે વેદના ભાગને બ્રાહ્મણ કહે છે તેમાં વિધિ, નિષેધ, અર્થવાદ, અને ઉપનિષદો આવી જાય છે તેમાં આખ્યાયિકા, દલીલ અને શબ્દોનું નિર્વચન અને વ્યુત્પત્તિ હોય છે. કેટલાક ભાગમાં કેટલીક

ક્રિયાની પ્રશંસા અને કેટલીકની નિંદા પણ હોય છે. કેટલાક ભાગમાં ઋત્વિગ હોતા વિગેરે—એ કરવાનાં કર્મ ભાગમાં પણ કહેલું હોય છે. અને કેટલાકમાં મંત્રોના અર્થ ઇ. ઉતારયા પણ હોય છે. આ પ્રમાણે મંત્ર બ્રાહ્મણોનો ટુંકામાં અર્થ છે. આ બન્ને બાબતનું વિસ્તારથી સવિસ્તર વિવેચન સાયણાચાર્યના ઋગ્ વેદના ભાષ્યના ઉપોદ્ઘાત તથા પૂર્વમીમાંસાના તે સંબંધી અધિકરણો તથા મધુસૂદન સરસ્વતી સ્વામિના પ્રસ્થાન ભેદમાં કહ્યું છે તે વાંચવાથી માલુમ પડશે.

## વેદ અપૌરૂષેય છે.

આપણું માનવું એમ છે કે વેદ અપૌરુષેય છે એટલે વેદનો લખનાર માણસ નથી પણ વેદ ઇશ્વરકૃત છે તેથી તે ઇશ્વરના શાસન બરાબર છે. જૈમિનિ ન્યાયમાલા (૧-૧-૮) માં લખે છે કેઃ—

પૌરુષેયं वेदवाक्यं न । (१-१-८)

અર્થઃ—વેદ વાક્ય પૌરુષેય નથી.

ઉત્તરમીમાંસા શાસ્ત્રમાં શ્રી વ્યાસમુનિ પણ તે પ્રમાણે લખે છે અને કહે છે કે વેદનુ મૂળ એટલે ઉત્પત્તિ સ્થાન બ્રહ્મ છે. शास्त्रयोनित्वात् १-१-३ ॥ શાસ્ત્રનું મૂળ બ્રહ્મ છે. આ સૂત્રના ભાષ્યમાં પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય લખે છે કે.—

महतः ऋग्वेदादेः शास्त्रस्यानेकविद्यास्थानोपबृंहितस्य प्रदीपवत्सर्वार्थाव द्योतिनः सर्वज्ञकल्पस्य योनिः कारणं ब्रह्म ॥ शां० भाष्य आनन्दाश्रम० पानु ३९.

અર્થઃ—મોટા ઋગ્ વેદ વિગેરે શાસ્ત્ર જે અનેક વિદ્યાનાં સ્થાન વડે ઉપબૃંહિત છે, જે દીપની પેઠે સર્વ અર્થને પ્રકાશિત કરવાવાળાં છે. જે સર્વ સકલ્પ છે તેનું કારણ બ્રહ્મ છે.

વેદ સ્વતંત્ર પ્રમાણ છે. તે ભૂત, ભવિષ્યનું જ્ઞાન આપે છે. તે વડે ઘણું જણાય છે. તે અનાદિ છે, અનન્ત છે. વેદનો અર્થ આ સ્થળે વેદનુ પુસ્તક એવો નથી પરંતુ વેદથી જણાયેલાં ધાર્મિક, નૈતિક, આત્મિક વિગેરે જ્ઞાન અને ઇશ્વરી નિયમો એવો જ. વેદ પ્રમાણે જગત્ અનાદિ છે તેથી તે સંબંધે જે જ્ઞાન હોય તે પણ અનાદિ છે. જગત્ અનાદિ છે એટલે નામ રૂપથી વ્યાકૃત જગત્ ઉત્પન્ન થયા પહેલાં કારણરૂપ સત્ સત્તામાં અવ્યાકૃત રહેલું હતું. તેથી તે સાથે તેને લગતી જ્ઞાન પણ હતું જ. ધર્મપરાયણ પુરૂષોનું માનવું ઉપર પ્રમાણે છે.

## વેદનો સમય.

અર્વાચીન રીતિ પ્રમાણે જોતાં વેદ એ દુનિયામાં જુનામાં જુનું પુસ્તક છે. એટલે પ્રાચીનમાં પ્રાચીન વિચાર, ધર્મ, નીતિ, રાજ્ય વિગેરે બાબતો પર જોઇએ તો વેદમાં મળી આવે છે. પાશ્ચિમાત્ય વિદ્વાનો અને કેટલાક ભારત વર્ષના વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે ઇ. સ. પૂ. ૪૦૦૦ વર્ષ ઉપર વેદ લખાયા હતા. વેદના સમયનો નિર્ણય બે રીતે કરે છે. એક તો ખગોળ અને જ્યોતિષ શાસ્ત્રની રીતિ અને બીજી ફાઇલોલોજી એટલે શબ્દ વ્યુત્પત્તિ શાસ્ત્રની રીતિ પ્રમાણે. પ્રોફેસર બાળ ગંગાધર તીલકે ખગોળ અને જ્યોતિષ શાસ્ત્ર

પ્રમાણે ગ્રહની સ્થિતિ ઉપર એવી કલ્પના કરી છે કે વેદ ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ ઉપર લખાયા હતા. (ઓરીયન) તેજ પુસ્તકમાં એક સ્થળે લખેલું છે કે જે ગ્રહની સ્થિતિ ઉપરથી ૪૦૦૦ વર્ષ મુકરર થાય છે તેજ ગ્રહો તેજ સ્થિતિમાં પૂર્વે આશરે ૨૦૦૦૦ વર્ષ ઉપર પણ આવી શકે જો આ પ્રમાણે થતું હોય તો અને જો ગણિત આગળ ચલાવવામાં આવે તો ૨૦૦૦૦ વર્ષથી પણ વેદ લખાયાનો સમય દૂર જાય આ વાત ગમે તેમ હોય પરંતુ વેદ જુનામાં જુનું પુસ્તક છે એમ સૌ કોઇને કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. જુદી જુદી ભાષામાં પ્રવીણ થયેલા વિદ્વાનોનું એમ પણ કહેવું છે કે બીજા ધર્મનાં પુસ્તકોમાં જે સિદ્ધાન્તો છે તે વેદમાં છે આમ છે ત્યારે એમ પણ માની શકાય છે કે બીજા ધર્મનું કારણ અથવા મૂળ વેદ છે. એ વાત સર્વ સાધારણ છે કે વિદ્યા વા જ્ઞાન એક પાસેથી બીજાને, બીજા પાસેથી ત્રીજાને અને તેની પાસેથી ચોથાને એમ ક્રમ પ્રમાણે આવે છે. ત્યારે સવાલ ઉઠે છે કે પહેલાં તે વિદ્યા ક્યાંથી મળી? તેને કોણે શિખવી? જો પહેલાને કહેનાર કે શિખવનાર કોઇ મળી આવે નહિ અને જે ઉપર કહ્યું છે તે પ્રમાણે વેદ વિદ્યા પહેલી છે તો તેના અધ્યયન કરવાવાળાને સાક્ષાત્ ઇશ્વરે તે વિદ્યાનું શ્રવણ કરાવ્યું અને તેથીજ તે વિદ્યા શ્રુતિ કહેવાય છે એમ માન્યા સિવાય ચાલે તેમ નથી.

## વેદાંગ.

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, અને જ્યોતિષ એ ચાર વેદનાં અંગો ગણાય છે ચરણ વ્યૂહમાં શૌનકાચાર્ય લખે છે કે.—

शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदो ज्योतिष
मिति षडङ्गानि ॥ च० व्यू० पानु २९ ॥

મુંડકોપનિષદમાં પણ અપર વિદ્યાનો પ્રસંગ છે ત્યાં આ છ વેદનાં અંગ છે એમ કહ્યું છે. (મું० ઉ० ૧ ॥ ૫ ॥)

દરેક અંગનો અર્થ અને સ્વરૂપ ટુંકામાં જણાવવાની જરૂર છે. કેમકે શિક્ષા ભણ્યા સિવાય વર્ણ સ્વર વિગેરેનું જ્ઞાન થતું નથી

શિક્ષા —જે શાસ્ત્રમાં વર્ણ, સ્વર, અને ઉચ્ચારણના પ્રકાર જણાવવામાં આવે છે તેને (cn) clint) શિક્ષા કહે છે

(વાચસ્પત્ય કોષ પાનુ ૧૦૦૬)

પ્રાય પાણિનીય શિક્ષા ભણવામાં આવે છે.

કલ્પ —જે શાસ્ત્ર વડે યજ્ઞ યાગાદીનું સમર્થન થાય છે તેને કલ્પ કહે છે.

कल्प्यते समर्थ्यते यागप्रयोगोऽनेनेति
व्युत्पत्तेः ॥ वाच० कोष. पानु १८१६ ॥

અર્થઃ—જે વડે યાગના પ્રયોગનું સમર્થન થાય છે. એવી વ્યુત્પત્તિ શબ્દની છે. તેમાંજ લખેલ છે કે —

कल्पस्तु आश्वलायनापस्तंबबौधायनादि सूत्रम् ॥

આશ્વલાયન, આપસ્તંબ અને બૌધાયન વિગેરેના યાગ પ્રયોગનાં સૂત્રને કલ્પ કહે છે.

આ સૂત્રોનું અધ્યયન થયું હોય તોજ યાગ પ્રયોગનું જ્ઞાન થાય

વ્યાકરણ:—व्याक्रियन्ते व्युत्पाद्यन्ते अर्थवत्तया प्रतिपाद्यन्ते शब्दा येन ।

धा० को० ॥ ४९८९ ॥.

જે શાસ્ત્રમાં શબ્દની વ્યુત્પત્તિ અને અર્થ આપી શબ્દો શુદ્ધ કરવામાં આવે છે તેને વ્યાકરણ કહે છે પાણિની આચાર્યનાં સૂત્રો એટલે અષ્ટાધ્યાયી વ્યાકરણ તરીકે વેદનાં અંગ તરીકે ગણાય છે વ્યાકરણ ભણવાનું પણ પ્રયોજન છે પતંજલિ આચાર્ય વ્યાકરણ મહાભાષ્યના પસ્પશાહ્નિકમાં લખે છે કે —

रक्षोहागमलघ्वसंदेहाः प्रयोजनम् ॥ व्या०मा०भा०पस्प०पृ० १ ॥

અર્થ:—રક્ષા, ઊહ, આગમ, લઘુ અને અસંદેહ એ વ્યાકરણ શાસ્ત્રનાં મુખ્ય પ્રયોજનો છે વળી તે લખે છે કે.—

रक्षार्थं वेदानामध्येयं व्याकरणं लोपागमवर्णविकार

ज्ञो हि सम्यग् वेदान् परिपालयिष्यति ॥

અર્થ:—વેદોની રક્ષા માટે વ્યાકરણનું અધ્યયન કરવું જોઇએ કારણ કે લોપ, આગમ અને વર્ણ વિકારને જાણવાવાળો પુરૂષ સારી રીતે વેદોનું પાલન કરી શકે છે

ऊहः खल्वपि न सर्वैर्लिंगैर्न च सर्वाभिर्विभक्तिभिर्वेदे मन्त्रा निगदिताः। ते ॥ चावश्यं यज्ञगतेन यथायथं विपरिणमयितव्याः ॥

અર્થ:—સર્વ લિંગ એટલે જાતિમાં અને વિભક્તિમાં વેદમાં મંત્રો આપેલ નથી અને યજ્ઞગત પુરૂષે જાતિ અને વિભક્તિ જાણીને બરાબર ઊહ કરવો જોઇએ એટલે જાતિ વિભક્તિમાં ફેરફાર કરી પ્રયોગ કરવો જોઇએ. તે પ્રમાણે અવૈયાકરણ કરી શકતો નથી તેથી વ્યાકરણ શિખવાની જરૂર છે અપૂર્ણ.

---

## કયુ ઉચ્ચ નીતિ ને અનુસરવાથી નાગરત્વ સચવાય છે?

(અનુસંધાન ગત પૃષ્ટ ૩૦ થી).

યદિ આતાના રાજ્યમાં સર્વે સ્થળમાં નિયામક શક્તિ વસે છે તો આપણા જીવનને પણ તે શક્તિ નિયમમાં કેમ ન રાખે! આથી જેને આપણે અનીતિ કહેતા હોઇએ તેનો જો આપણે આશ્રય કરીએ તો આપણને નીતિમાં રાખનાર અથવા તો પાછા સવળે માર્ગે લાવનાર કોણ છે? જો એમ કહો કે જડ તત્વો અને જડ શક્તિઓ એ કામ કરે છે તો પ્રશ્ન ઉભો થાય છે કે જડ તત્વો તથા જડ શક્તિઓ એ પ્રમાણે આપણાં જીવનમાં આપણાજ હિત ખાતર વ્યવસ્થા કરતીજ રહે છે એમાં એનો શો સ્વાર્થ રહેલો છે!

હવે સમજોશે કે જ્ઞાન—જાણવાનો ધર્મ—એટલે શું! જ્ઞાન છે તોજ આપણામાં કેટલીક અંશે સ્વતંત્રતા છે. આપણે ઢેફા જેવી નિર્જીવ વસ્તુને લાકડી મારીએ તો તે નિમારી કાઢવવાળા ખાડામાં અથવા નારી જમીનમાં રોડી જાય છે. નદીના વેગમાં ત-

પાછુ તરૂ તીર ઉપર આવવાનો વિચાર પણ કરી શકતું નથી. નાવિક વિનાનું નાવ નિર્ભય રસ્તે નહિ ચાલતાં ખડક તરફ ધસડાઈ જઇ વિનાશ પામે છે. મનુષ્ય જો સમજે છે કે મારા વિકારોનો પ્રવાહ મને જે દિશામાં લઇ જાય છે તે દિશામાં મારા વિનાશનું સ્થાન છે. આવું જાણે છે તેથીજ વિકાર પ્રવાહ સાથે તે દરેક અંગે યુદ્ધ કરી શકે છે. નદીમાં તણખલા માફક નહિ તણાતાં પાણીની ઉપર ખુબ તરે છે અને પ્રયત્નના પ્રભાવમાં વહેલો મોડો તીર ઉપર આવે છે. આ સારૂં અને આ ખરાબ એવી તેને સમજ છે તેથીજ તેને શિર જવાબદારી રહી છે. આવી સમજ છે તેથીજ આપણે એમ કહીએ છીએ કે આપણા જીવનમાં કાંઈ સહેતુકતા છે, કાંઇ સાર્થકતા છે, આપણા જીવન રૂપી સાધનથી આપણે કાંઇ પાર પાડવું છે, આપણા જીવનને કાંઇ ઉદ્દેશ છે. આનું નામજ પુરૂષાર્થ— પુરૂષે જે અર્થ, હેતુ, ઉદ્દેશ અથવા ફળ, જીવન રૂપી સાધનથી સિદ્ધ કરવાનું છે તે—અહો! આર્ય મહર્ષિઓએ કેવો શબ્દ પસંદ કરેલ છે! ખરી વાતનો ખુલાસો જડબુદ્ધિજડવાદીઓ જડવસ્તુ તથા જડશક્તિથીજ કરે છે તેથી તેઓ શ્રી પુષ્પદંત કહે છે તેમ આ જગતને મોહમાંજ નાખે છે! વાચાળજ બનાવે છે! વાચાળપણમાં જોઇ પડેલો તે રસ પૂર્ણ અર્થ વૃક્ષને-સારને વસ્તુ ને, નમક માલને, ક્યારે પામવાનો! બિચારા ઘણા ખરા પોતાને વેદાંતી માનનારાની એ દશા છે. વાચાળપણમાં ભટકી, ભટકીને તેઓ પાછી જાય છે. ચંદનનો ભાર લઇને જનાર ગધેડાને તેની સુવાસ, શિતળતા વિગેરે ગુણોની ખબર હોતી નથી તેમ શુષ્ક વેદાંતીને પોતે જે અથાગ શ્રમ લઇને જ્ઞાન ભાર ઘણાં વર્ષ ઘણાં ઝીલી રાખેલો હોય છે તેના ઉપયોગની ખબર નથી અને મહા ખર્ચ થી બનાવેલી પ્રયોગ શાળા (laboratory) માં કામ કરનાર જડતત્વવાદીને પણ પોતે જે આત્મા દ્વારા જડતત્વનું પરીક્ષણ કરે છે તે આત્માનુંજ ભાન નહિ હોવાથી પોતાનું જ્ઞાન ઘણી વેળા ભાર રૂપ હોય છે. તાત્પર્ય એમ નથી કે સાયન્સ (science) નામની વિદ્યા નિરર્થક છે. તાત્પર્ય એટલુંજ છે કે કેટલાક મૂર્ખ સાયન્સ વાદીઓ ચેતન શાસ્ત્રને સાયન્સમાં ગણતા નથી. અહો કેવી ભ્રમણા! જેનાવડે પોતે બધું જોઇ શકે છે તેનેજ માનતા નથી. અને તેથી કેટલી વાર નીતિનું અધમાધમ ધોરણ સ્વીકારે છે. ખાડામાં પડે છે અને પાડે છે. ચેતન શાસ્ત્ર (psychology) નો અભ્યાસ ન કરનારા પોતાની અને વિશ્વની એક બાજુને ભૂલી જાય છે જ્યાંથી આરંભ કરવો જોઇએ તે બાજુને ભૂલી જાય છે। જો ચેતનવાદી મહર્ષિઓ માનવ જન્મનું મૂલ્ય ન સમજ્યા હોત, જીવન સાધન છે, ફળ નથી એમ ન સમજ્યા હોત તો તેમની ભાષામાં પુરૂષાર્થ શબ્દ જેટલે અંશે વપરાય છે તેટલેજ અંશે પાષાણ પશુ વગેરે શબ્દો સાથે અર્થ વપરાયો હોત પણ પથરાને કાંઇ કર્તવ્ય નથી તેથી તે કર્તવ્ય બુદ્ધિ પણ નથી પથરનો ઉપયોગ આપણે સમજીએ છીએ પણ તે પોતે સમજતો નથી પશુને આહાર નિદ્રાદિનું ભાન હોય છે પણ ધર્મ, નીતિ, દયા, વિગેરે ભાવનાઓ તેનામાં નથી. આહારાદિનું ભાન તેના શરીરના—જડના—પોષણાર્થે છે ધર્મ કે નીતિની સમજ અને ઉપયોગ આ જ શરીર માટે નથી પણ જીવન સાધનથી આત્માની ઉન્નતિ કરવા માટે છે. મનુષ્યને જન્મ સાર્થક કેમ થાય તેવી બુદ્ધિ છે, પશુઓને નથી; તેથીજ પશ્વર્થ શબ્દ નથી વાપરતા આહારાદિ ધર્મને લક્ષમાં લઇને એ શબ્દ વાપરીએ તો આપણને કાંઇ હરકત નથી. ત્યારે હવે જમાનામાં કેમ કે ઉપર કહી તેવી સમજ માણસને છે તેથીજ તેને માટે ધર્મ અ-

ધર્મ, નીતિ, અનીતિ, વિગેરે છે. પશુને કે પથ્થરને તેવું કશું નથી જો આમ ન હોત તો શાળાઓની અથવા ધર્મ કે નીતિના શિક્ષણની કે કોઈ પણ પ્રકારના બોધની જરૂર ન હોત. કોર્ટોની જેલની કે કોઈ પણ પ્રકારનાં શાસન ની જરૂર ન હત; ઉપદેશકો કે પુસ્તકો કરવાની જરૂર ન હત કોઈને ઇનામ આપવાની કે કોઈનો દોષ કાઢવાની પણ જરૂર ન હોતી. સૌ કોઈ એમ કહી છુટી જાત કે આકાશમાંથી તારો ખરે છે ને કોઈના ગાર્યા ભાંગે છે તેને, નદિમાં પુર આવે છે અને હજારો માણસોને તાણી જાય છે તેને તમે કેમ ઠપકો નથી આપતા ? ધરતી કંપ થવાથી ધરતી હજારો માણસનું ભક્ષણ કરે છે તેનો દોષ કેમ નથી કાઢતા ? વીજળી કોઈના ઉપર પડી તેના પ્રાણ લે છે તેને કેમ હત્યારી નથી કહેતા ! જેમ તારો, નદી, ધરતી, વીજળી, વિગેરે જડ વસ્તુ પોતાના ધર્મ બજાવે છે તેમ હું પણ જડ—જડથી બનેલો અને જડથી પ્રેરિત—હોવાથી મારો ધર્મ બજાવું છું પણ કોઈ એમ ઉત્તર દેતું નથી કેમકે હું જડ છું એમ બોલવું એજ વદતોવ્યાઘાત છે. તેથીજ પાપીને આપણે હે જડ, હે અંધ એમ સંબોધીએ છીએ અને સંસ્કૃતમાં 'અનાત્મવાન', શબ્દ મૂર્ખ માટે તેથીજ વપરાય છે

હવે પ્રસંગ પડ્યો થયો એમ લાગશે પણ તેમ નથી કેમકે નીતિનું પ્રથમ પગથિયુંજ આવી સમજ છે. હેતુ વિનાનું જીવન જીવનજ નથી જેને હેતુ નથી તેને નિયમની કે નીતિના ધોરણની શી જરૂર છે ? મારે ક્યાં જવું છે એ જાણતો નથી તેણે માર્ગ શા માટે પૂછવો ? પ્રથમ ક્યાં જવાનું છે તે નક્કી કરીને માર્ગ પૂછવો એ યોગ્ય છે પણ ઘણા લોક પોતાની જાતને જરા પણ જાણતા નથી તો પછી તેને એટલે તેમની જાતને શા શા નિયમો લાગુ પડે છે, અથવા તો પોતાનું હિતાહિત શામાં રહેલું છે એ તો ક્યાંથીજ જાણે ? તેઓ તૃણની માફક તણાય છે નાવ માફક ઘસડાય છે પોતાનાં નાવને તેઓ ઘસડી શકતા નથી નાવ તેમને ઘસડી જાય છે પંચેન્દ્રિયને હરકોઈ પ્રકારે અને ગમે તેવા સાધનવડે તૃપ્ત કરવી એટલુંજ તેમને ભાન હોય છે એવાની પાસે નીતિની વાત કરવી તે 'ભેંસ આગળ ભાગવત' જેવું છે બીજા જેને નીતિ કહે છે તે અમારે શા માટે પાળવી એ શંકાનું સમાધાન ન થાય ત્યાં સુધી તેમનું મન અનીતિમાંજ રમે છે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જીવનનું અજ્ઞાન જીવનના યથાર્થ જ્ઞાનનો અભાવ—એજ મોટું પાપ છે. એજ મોટી અનીતિ છે.                    અપૂર્ણ

દુર્લભજી રેવાશંકર

---

## નાગર.

(અનુસંધાન ગત પૃષ્ઠ ૪૪ થી).

એ રૂપકે બીલદ્વારા મનુષ્યો જઈ જઈ શ્રી હાટકેશ્વરના દર્શન પૂજનથી અને પાતાળ ગંગામાં ન્હાવાથી અલ્પ પ્રયાસે સ્વર્ગ પામવા લાગ્યા. તેથી યજ્ઞ યાગાદિ બંધ પડવા એ ઇચ્છાથી ઇંદ્રે વાયુને આજ્ઞા કરી પુરાવી નખાવ્યું પ્રત્યેક કાળે એ પોષ્ય પુરાણને

લીધે તેમાં છિદ્રો પડી તે દ્વારા પાતાળમાંથી નાગનાં ટોળાં પૃથ્વી ઉપર આવી રંજાડ કરવા લાગ્યાં તેથી એ બીલનુ નામ બીલ નામ પડ્યું

ઇંદ્રને વૃત્રાસુર (બ્રાહ્મણ પુત્ર હતો તેથી) ને મારવાથી બ્રહ્મ હત્યા લાગેલી તે બ્રહ્માના બતાવ્યાથી નાગબિલદ્વારા પાતાળમાં જઇ પાતાળ ગંગામાં સ્નાન અને આદિ લિંગ શ્રી હાટકેશ્વરના દર્શન પૂજન કરવાથી પાપ મુક્ત થયો તેથી ઇર્ષ્યા થઇ કે મર્ત્ય લોકમાં આવાં તીર્થ કામના નહિ કે જેના પ્રભાવથી મનુષ્યો અલ્પ પ્રયાસે (યજ્ઞ યાગાદિ વગર) મહત્ ફળ મેળવે તો હવે તેને પાછું પાછે બંધ પાડવું જોઇએ એમ વિચારી એ બીલ ઉપર હિમાલયના પુત્ર રક્તશૃંગ પર્વતને સ્થિર કર્યો કે જેની ઉપર ચમત્કાર રાજાએ ચમત્કારપુર વસાવ્યાનુ આગળ આવી ગયુ છે

હવે એ ચમત્કારપુર વસાવ્યાનું કારણ કહેવું બાકી રહે છે કે જેમાં નાગરો એ પુરમાં વસ્યા પહેલાં ક્યાં રહેતા અને ત્યાંથી નગરમાં શા માટે વસવા આવ્યા એ વાત પણ આવી જશે એટલે આ પ્રકરણ પૂર્ણ થાશે

એ ચમત્કાર રાજા એ આનર્ત દેશનો રાજા હતો તેની રાજધાની પ્રાંતિપુરી જે હાલનું સાબરમતી અને સુવાળની વચમાં આવેલું પ્રાંતીજ છે તે હતી એ રાજા એક વખત શીકાર માટે નીકળેલા તેવામાં એક મૃગલીને જોઇ જે નીરાંતે બેઠી હતી અને બચ્ચું ધાવતુ હતુ. રાજાએ આવી અવસ્થામાં તેને બાણ મારી હણી અન્યાયી રીતે વધ કરવાથી મૃગલીને વાચા થઇ અને તેને ગલત કોઢ થવાનો શાપ દઇ તે પ્રાણ મુક્ત થઇ રાજા તરત વ્યાધિ ગ્રસ્ત થઇ ગયો તે મટાડવા પૃથ્વીમાં પ્રખ્યાત પ્રખ્યાત જેટલાં તીર્થો હતાં તેમાં ભટક્યો, ઘણા ઘણા મહાત્માઓ અને મહર્ષિઓને શરણે ગયો, દેવસ્થાનો અને ચમત્કારી સ્થળો બધામાં ફરી વળ્યો પણ તેનુ કુષ્ઠિપણું ગયું નહિ. અને શરીરનો વાન, ભાન, બધું ફરી જતા અકળાઇ ગએલો શ્રી હાટકેશ્વર ક્ષેત્રમાં આવ્યો અને બરફી બરફીને ગભરાઇ ગએલો તે આખી કુપડી બાંધી તાપની વૃત્તિ ધારણ કરી રહ્યો

વિશ્વામિત્ર ઋષિ પૂર્વે કુરુ ક્ષેત્રમાં નાગરના પૂર્વજો ૭૨ ઋષિઓ જે ૭૨ ગોત્ર કહેવાય છે અને જેના નામ આગળ આવશે તે સહિત રહેતા હતા તે પણ હાટકેશ્વર ક્ષેત્રનો મહિમા અનુભવી કુરુક્ષેત્ર નિવાસ છોડી હાટકેશ્વર ક્ષેત્રમાં આવી આશ્રમો બાંધી રહ્યા હતા વિશ્વામિત્રને એ ક્ષેત્રનો મહિમા કેમ જાણવામાં આવ્યો એ વિશે લખ્યું છે કે—ઇક્ષ્વાકુ વંશના ત્રિશંકુ રાજાને સદેહે સ્વર્ગમાં જવાની ઇચ્છા થવાથી તેણે તેવો યજ્ઞ કે બીજો કોઇ ઉપાય કરવા પોતાના ગોર વસિષ્ઠને કહ્યું વસિષ્ઠે એ વિશે અશક્યતા જતાવી તેથી તેના દીકરાઓ પાસે ગયો તેઓએ પણ તેમજ જવાબ દેવાથી રાજાએ તેને ગોર મુકી દેવા ધમકી આપી બીજા ગોર કરવાનું જણાવ્યું તેથી તેઓ ક્રોધાયમાન થઇ રાજાને ચાંડાળ થવાનો શાપ દીધો ત્રિશંકુએ શાપ મુક્ત થવાને ઘણાં ફાંફાં માર્યાં પણ કાંઇ પાર્યું નહિ આખર થાકીને વિશ્વામિત્રને વસિષ્ઠ સાથે અણબનાવમાંની તેની પાસે તેનુ વાંકુ બોલવાથી તેને અભિમાન જાગશે અને તેથી આપણું કામ અવશ્ય પાર પડશે એમ ધારી તે વિશ્વામિત્રને શરણે ગયો વિશ્વામિત્રે પ્રથમ તેને શાપ મુક્ત કરી પછે સદેહે સ્વર્ગે લઇ જવા પ્રયત્ન કરવાનો નિશ્ચય કરી શાપ મુક્ત થવા અનેક પ્રયત્ન કર્યા પણ કાંઇ વળ્યું નહિ આખર માર્કંડ ઋષિની ભેટ થતાં તેણે હાટકેશ્વર ક્ષેત્રમાં તેને લઇ જઇ પાતાળ

જગામાં સ્નાન અને હાટકેશ્વરનાં દર્શન પૂજન કરવાથી અવશ્ય શાપ મુક્ત થાશે (એ વખતે રક્તશૃંગજી હાકેમ નહતો) એમ ચોખવવાથી વિશ્વામિત્રે તેમ કર્યું અને તેથી તે પાપ મુક્ત થયો. અને તેથી વિશ્વામિત્રે આ ક્ષેત્ર સર્વોત્તમ છે એમ નક્કી કર્યું અને તેથી પોતે ૭૨ ઋષિઓ સહિત ત્યાં આવી આશ્રમ બાંધી રહ્યા. આ ૭૨ જણ કુરૂક્ષેત્રમાં પેહેલા ક્યાંથી આવ્યા એ કાંઈ જણાતું નથી. કદિ શાળાખંડના કેહવા પ્રમાણે શિવજીએ પોતાના વિવાહનો વિધિ કરાવવા પોતાના કપાળમાંથી ૬ ચોખા ખેરવીને ૬ બ્રાહ્મણ ઉત્પન્ન કર્યા તેમાંથી એકેકના ૧૨-૧૨ વંશજો થઈ ૭૨ થયા હોય. કોઈ કેહે છે કે ૧૮ ચોખા શિવજીએ ખેરવ્યા તેમાંથી ૬ કુંવારા રહ્યા અને ૧૨ પરણ્યા એ ૧૨ ના ૬-૬ સંતાન થઈ ૭૨ થયા.

ચમત્કાર રાજા જે હાટકેશ્વર ક્ષેત્રમાં આશ્રમ બાંધી તાપસ થઈ રહ્યો હતો તેણે વિશ્વામિત્રના આશ્રમમાં રહેતા આ ૭૨ જણને વિદ્વાન જોયા તેથી તેને શરણે જઈ પોતાની શાપની હકીકત નિવેદિત કરી. અને બહુ મુક્ત થયા છતાં નીવેડો ન આવવાથી ઋષિઓ પાસે રોઈ પડ્યો. કૃપાળુ મહાત્માઓને તેની ઉપર દયા આવી અને શરણાગતવત્સલ સ્વભાવને લીધે તેને હાટકેશ્વર ક્ષેત્રમાંજ આવેલું ત્યાંથી નાતિદૂર એવું શંખ તીર્થ નામનું તીર્થ હતું ત્યાં તેડી જઈ તેમાં તેને નવરાવ્યો તેવોજ તે શાપ મુક્ત થઈ ગયો અને પ્રથમનાથી સરસ કંચન સરખી કાયા થઈ ગઈ. રાજા આથી અત્યંત રાજી થયો અને ઋષિઓ પ્રત્યે પ્રત્યેકે પ્રત્યુપકાર સ્વીકારવો એવી પ્રાર્થના કરવા લાગ્યો. ઋષિઓ પણ તેને શાપ મુક્ત થએલો જોઈ બહુ રાજી થયા, બદલો સ્વીકારવા ના પાડી. રાજા પ્રત્યુપકાર કરવાને બહુ આતુર હતો. કેમકે પોતામાં સત્તા હોય અને કરેલા ઉપકારનો બદલો જે વાળતો નથી તેના જેવો નીચ દુનીયામાં કોઈ નથી. તેમ ઉપકાર એટલો અમૂલ્ય છે કે તેનો સમાન તો શું પણ કિંચિત્ બદલો વાળવાને પણ વખતે સમર્થ થવાતું નથી. ઘના પુરૂષો કાંઈ ન મળે તો પછી તેનું દાસત્વ કરીને પણ પ્રત્યુપકાર કરે છે. પ્રત્યુપકારથી બીજાઓને ઉપકાર કરવાની ઇચ્છા થાય છે અને તેથી દુનીયાનો પરસ્પરનો સંકેત સચવાઈ સહુ સુખી થાય છે. પણ સાચા સત્પુરૂષો જેને परोपकाराय सतांविभूतय: એ મત હોય તેઓ બદલો લેવા ઇચ્છતાજ નથી. અને તેથી ઉલટી ઉપાધિ જોરી લેવાનું માને છે. રામચંદ્રજીએ હનુમાનજીને કહ્યું હતું કે मय्येवजीर्णतां यातु यत्त्वयोपकृतं हरे એટલે જે તે મ્હારી ઉપર ઉપકાર કર્યો છે તે મ્હારામાંજ જીર્ણ થઈ જાઓ. બદલો વાળવા વખત ન મળો. કેમકે જ્યારે સામું માણસ દુખી થાય ત્યારે તેને બદલો સ્વીકારવાનો વખત આવે માટે તું કોઈદી દુખીજ થઈશ નહી. પ્રબોધચંદ્રોદયમાં મુદિતાએ પોતાની પાંચ બહેનોની હકીકત કહેતાં કહ્યું કે "રામે સત સદા હર્ષે અમને હરખાઈ. સુખી જન જોઈ હુને સભારે દુખિયા દાઝે દયાબાઈ" ઇત્યાદિ. એટલે સત્પુરૂષો હરેક માણસને સુખી જોઈ રાજી થાય છે તેમ આ મહર્ષિઓ પણ રાજાને સુખી જોઈ રાજી થયા તેમાં વિશેષ પોતે બતાવેલા ઉપાયથી સુખી થયો. તેમ છતાં તેનો બદલો લેવાની ખસીને ના પાડી. રાજા આથી દલગીર બનતો વળી કોઈ વખત વાત એમ મન મારી ઘેર ગયો.

(અપૂર્ણ).

# પોલીસ.

**અનુસંધાન ગયા અંકને પાને ૪૨ થી.**

પોલીસની મુખ્ય મુખ્ય ફરજો ગયા અંકમાં કહેવાઇ ગઇ છે. તે ઉપરાંત ઝીણી ઝીણી ફરજો ઘણી ઘણી છે અને તે તે કામ પરત્વે ઉત્પન્ન થાય છે એટલે દરેકે દરેક કહેવામાં કે લખવામાં આવી શકતી નથી. ટુંકામાં હુકમનું સ્વરૂપ જો ખરા શબ્દોમાં કહેવામાં આવે, તો તે પોલીસજ છે. લશ્કરી ટુકડી હુકમનું સ્વરૂપ કહી શકે, પણ તે ફક્ત શત્રુ સામે લડાઇ વખતેજ એટલે કે પ્રસંગોપાત. પણ પોલીસ તો હમેશ હુકમ આપનારી ને બજાવનારી છે, અને તેથી પોલીસને ચોવીસે કલાક ડયુટી છે. સારા નરસા દરેક ક્લાસના માણસો સાથે પોલીસને પ્રસંગમાં આવવું પડે છે અને તે પ્રમાણે ન શીખવા કે શીખવવામાં આવે તો પોતાનું કામ તે પરિપૂર્ણ બજાવી શકતો નથી અને તેથી સારી [illegible] આવા કારણોથીજ પોલીસની નોકરીમાં જોડાવાને ઘણું તો ઇચ્છતાએ નથી.

આ હકીકત તો ઉપોદ્ઘાત તરીકે સામાન્ય રીતે કહેવાઇ. તેને આ ત્રિમાસિક સાથે શું સંબંધ છે, તે હવે પછી કહેવાશે, તેથી જાણવામાં આવશે.

પોલીસની આવી ભારે, જોખમ ભરેલી, અને કડવી ફરજો બજાવવાને શું નાગર સંતતિ પરાપૂર્વથી સૃષ્ટિક્રમે સ્વાભાવિકરીતે લાયક બનાવી છે ? એટલે કે પોલીસ થવામાં જે જે નિપુણતાની જરૂર છે, તથા જે જે ગુણોની આવશ્યકતા છે, એમ આપણે ઉપર કહી ગયા છીએ, તે સ્વાભાવિક નિપુણતા તથા ગુણો નાગરોમાં છે ? અથવા આવી, કેળવી શકાય એવી બુદ્ધિનો અંશ પરંપરાથી તેનામાં મેળવવામાં આવેલ છે ?

આ પ્રશ્નનો ઉત્તર હું ' હકારમાં ' આપું છું. અને એવા અભિપ્રાય ઉપર આવવાનાં મારાં કારણો નીચે પ્રમાણે છે.

નાગર શબ્દનો અર્થજ ચતુર છે. જે ચતુરાઇ પોલીસમાં મુખ્ય જોઇએ. વળી નાગર શબ્દનો બીજો અર્થ શહેરમાં રહેવાવાળો એમ પણ થાય છે. એટલે કે શહેરમાં રહે તે જેવો બધા લોકોથી વાકેફ રહી શકે તેવો ગામડીઓ વાકેફ માની ન શકાય. તેથી પણ નાગરો પોલીસને લાયક માની શકાય. વળી નાગરો વિરાટ સ્વરૂપના મુખમાંથી ઉત્પન્ન થયેલ બ્રાહ્મણ છે. અર્થાત દેહના ઉર્ધ્વ, શ્રેષ્ઠ ભાગમાંથી ઉત્પન્ન થએલ બ્રાહ્મણ વર્ણની શિરોમણિ જાતિ છે. અને તેથી મુખની વક્તૃત્વતા અને મગજની વિચાર શક્તિ બધા વર્ણો કરતાં વિશેષ કેળવી શકવાની શક્તિવાળો સહજ સ્વભાવ માનવા પરંપરાનાં કારણો છે. તેથી પણ પોલીસમાં જોઇએ તેવા ગુણ નાગરો મેળવી કે કેળવી શકે છે. અને તેથી પોલીસને લાયક માનવામાં આવે છે. વળી તેને એક જુની કહેતીનો આધાર પણ છે તે એ કે—

નાગરના ધંધા ત્રણ ' કલમ કડછી કે બરછી '

૧ ' કલમ '—એ નાગરોનો પહેલો ધંધો કલમ એટલે લખવાની શક્તિ છે. થોડા જ્ઞાનથી કલમ બાજ કહેવાય નહિ. એટલે વિશેષ જ્ઞાનનો જોગ ખપ પડે એવો

ધંધો. ઉપર આપણે કહી ગયા તેમ પોલીસ ખાતામાં પૃચ્છક બુદ્ધિ, શોધક બુદ્ધિ, વિચાર શક્તિ, સ્મરણ શક્તિ અને અવાર નવાર પ્રસંગ પ્રમાણે પુરાવો મેળવવા, જોડવા, અને સંકળવામાં પણ જ્ઞાનની જરૂર રહી છે તેથી તેનું જ્ઞાન કેળવવા નાગરો ધંધાર્થીજ સુજ્ઞએવા છે તો પછી તે ધંધાના કારણથી પણ પોલીસને લાયક માની શકાય

૨. ' કડછી '—નાગરોનો બીજો ધંધો કડછીનો છે કડછી એ એક રસોઇયાને રસોઇ તૈયાર કરવામાં મદદગાર હથીઆર છે દરેક અનાજ કાચુ છે કે પાકુ, ચડ્યું છે કે નથી ચડ્યું, અને યોગ્યાયોગ્ય ક્રિયાઓ તેનાપર થવી જોઇએ તે થઇ છે કે નહિ, તે તપાસવાને એ હથીઆર ઉપયોગનું છે અર્થાત આ ક્રિયા કરવાને જ્ઞાન ધરાવવાનો ધંધો કડછીનો—રસોઇયાનો—છે ટુંકામાં રસોઇયા થવુ તેમાં જરૂર પડતા ગુણો નાગરમાં રહેલા છે પરંતુ મારા કહેવામાં રસોઇયા શબ્દનો ટુંકો અર્થ લેવાનો નથી ઇશ્વરે નિર્માણ કરેલાં જાત જાતનાં ધાન્યો ખાવા યોગ્ય કરવામાં થોડી બુદ્ધિની જરૂર નથી પડતી પણ અગાધ જ્ઞાનની જરૂર છે એકજ જાતનાં ધાન્યની વાત લો, ઘઉંના કેવા અને કેટલા ખાવાના પદાર્થો બને છે તે બનાવવાને કેટલી કળાની જરૂર પડે છે તેનો ખ્યાલ કરવાથી સ્પષ્ટ દેખાશે, કે તેમાં બહુ બુદ્ધિની જરૂર છે તો પછી એજ પ્રમાણે તમામ ધાન્ય પકાવવામાં કેટલી કુશળતાની જરૂર રહી છે. વળી પ્રવાહી પદાર્થોમાં એક દુધ લો, દુધમાંથી દહીં, માખણ, ઘી, માવો, અને તે ઘી તથા માવામાંથી કેટલી અને કેવી કેવી મીઠાઇ બને છે તેનો ખ્યાલ કરવો આ તો મોટી વાત કહી પણ તો પછી નાનામાં નાનું રસોઇયાનું કામ ફક્ત શાક લઇએ તો શાકમાં પણ કેટલી બુદ્ધિ તથા વિવેક શક્તિની જરૂર પડે છે કોઇ શાકમાં રાઇ મેથી પડે, કોઇમાં હિંગ, કોઇમાં માત્ર છરૂં, કોઇમાં અજમા, અને કોઇ કોઇમાં ગોળ કોકમ પડે ને કોઇ કાચુ પણ ખવાઇ શકે એવું બનાવી શકાય છે આ બધી બાબતનું ચોકસ જ્ઞાન હોય ત્યારેજ કડછી બાજ કહેવાય એવા કડછી બાજમાં કેટલી બધી જ્ઞાનની જરૂર પડે છે તેવો ધંધો નાગરનો કહેવાય છે તો પછી પોલીસમાં જાતે જાત ઓળખવી, તેને શી રીતે પકાવવી અર્થાત્ આપણી કરી લેવી અંદર પેસી મન જોઇ લેવું અને કાચુ પાકુ જાણવું આવું મોટું જ્ઞાન જેનામાં હોઇ શકે, યા મેળવી શકે તે પોલીસ ખાતામાં લાયક કેમ ન હોઇ શકે !

૩ ' બરછી '—નાગરનો ત્રીજો ધંધો બરછીનો કહેવાય છે, એટલે કે બહાદુરી, લડાયક કુશળતા, યુદ્ધ ચાપલ્યતા, રણ રંગ શૂરવીરતા, આ તો પોલીસની ઘણી ફરજ પૈકીના મુખ્ય ફરજ છે, તેજ ધંધો નાગરી કહેવાય છે. તો પછી તેનું વધારે વિવેચન કરવાની જરૂર નથી. જે ગુણો પોલીસમાં લાયક થવાને જરૂરના છે તેજ આ એક ધંધાને લાયક થવાને પણ પુરતા છે, તો પછી ત્રણે ધંધા સાથે લેતા પણ પોલીસને લાયક નાગરો ન માની શકાય એમ હું તો કહી શકતો નથી.

પોલીસમાં દાખલ થનારામાં ૧૬ ગુણો હોવાની આવશ્યકતા આપણે ઉપર કહી ગયા છીએ તે તે ગુણો કલમ, કડછી અને બરછીના ધંધામાં રહ્યા છે તેને કેળવવા ચાતુર કેળવી શકે છે તો પછી નાગરો પોલીસ કામને લાયક ન ગણી શકે એમ કહેવું

કે માનવું એ યથા ન્યાય કેમ ગણાય ?

આવા વિચારોને વશ થઇએ તો આપણે નાગર જ્ઞાતિ પોલીસની નોકરી માટે લાયક મનાઇ શકીએ છીએ, તેથી ગુજરાન અર્થે વ્યવહારમાં દાખલ થવાને, હાલની આપણી સ્થિતિનો વિચાર બાંધતાં બીજી લાઇન્સ પૈકી જે જે લાઇન્સ આપણે માટે ખુલ્લી છે તેમાં એ વૃત્તિને માટે પોલીસ લાઇન્સ ફાયદેમંદ નીવડી શકે એમ દેખાયો તોજ એ લાઇનમાં દાખલ થનારાએ કેવી સાવચેતી રાખવાની છે અને દાખલ થયા પછી કેવું વર્તન રાખવાનું છે તેનો આપણે આવતા અંકમાં વિચાર કરીશું (અપૂર્ણ)



# સ્ત્રી વિભાગ.

## ગૃહિણીનો ધર્મ.

" આવોને નવલા રંગમાં આવાને રે. " એ ઢાળ —

પતિપર પ્રીતી પ્રીતીરે, રાખો રામા હમેશાં
એજ સુધર્મની રીતી રે— રાખો.
પતિમય જીવન પ્રેમથી કરવું, નીતિ તરણીથી ભવાબ્ધિમાં તરવું
રાખી પ્રભુની ભીતી રે— રાખો.
સદગુણી થૈ શીયલ સાચવવું, આર્ય ધર્મ રીતે આચરવું,
મળશે સુખ સંપત્તિ રે— રાખો.
રાખો સ્વચ્છ શરીર આભૂષણ, ટાળો કરી શુદ્ધ અંતર દૂષણ,
શાસ્ત્ર વચનમાં પ્રતિતીરે— રાખો.
"આર્યા" આપણું એમ ગૌરવ રાખો, ઉચ્ચ વૃત્તિથી સતીત્વજ દાખો,
અનુજાઇ જાવ આ ક્ષિતી રે— રાખો.
ગૃહિણી બની ગૃહ તંત્ર ચલાવો, સુખ દુ:ખમાં સમ ભાવ બતાવો,
સ્વામી તણા દઇ શાન્તિ રે— રાખો
સત્ય અને પ્રિય વેણ ઉચારો, ખંતથી ગૃહ કાર્ય સુધારો,
દીપાવો કુળવંતી રે— રાખો
સંપી કુટુંબમાં ખ્યાતિ વધારો, સબાળ શિશુ તણી ઉર ધારો,
શીખવો ધર્મને નીતિ રે— રાખો.
લાજ મરજાદ જરી નહિ મુકો, સત્યનો માર્ગ કદી નહિ ચુકો,
મમતથી મન છતી રે— રાખો.
પ્યો નિદા શોખને ત્યાગી, સતીઓ થયા બનોને સુભાગી,
નિજ ધરનિ વિચારો સ્થિતિ રે— રાખો.
આનંદ મંગલ વરતો હમેશાં, રાખો ઉદાસી પતિની સુવેશા,
અમર થાઓ લઇ કીર્તિ રે— રાખો.

સુમતિ સારી સખીની કરજો, અસત્ય વચન આ ઉરમાં ધરજો,
સભારજો આપ પ્રતિ રે— રાખો.

જન્મશંકર ગીરજાશંકર.

---

## સ્હેજ સ્હાજ.

સરસ્વતી—કાં મંદાકિની બ્હેન તમારાં ભોજાઇને હવે કેમ છે ?

મંદાકિની—હવે તો સાજાં સારાં થઇ ગયાં છે, પણ વૈદથી જેટલી વાત છાની રાખીએ તેટલાં દુઃખી થાવું પડેજને !

સરસ્વતી—કેમ ભલા !

મંદાકિની—એ તો એમને પીયેર બન્ને ટાણાં ચા પીવાની ટેવ, તેથી ચા વિના તેમને દસ્ત સાફ ન ઉતરતો. આપો અનાજ ભાવતું નહિ, અને જેટલું ખવાય તેટલું બરાબર પચતું પણ નહિ, પછી તો પરિણામ એવુંજ આવે તો !

સરસ્વતી—ત્યારે ચા તો મહા ચમત્કારવાળી ચીજ જણાય છે. આવા એનામાં ગુણો હશે એ તો મને ખબર નહિ. એતો ઠીક, પણ તમારે ત્યાં છે તો ઇશ્વરની કૃપા, તોપણ ચા કેમ નહિ મુકતાં હો, કાંઇ મુકતાં હો અને એમને ન આપો એમ તો બનેજ નહિ !

મંદાકિની—ના રે ભાઇ એવું તો પ્રભુ કોઇ દિવસ ન કરાવે, પણ અમારે ત્યાં ચા રોજ મુકાતીજ નથી. કોઇ મેં મહેમાન આવે ત્યારે અધુટકે ચા મુકીએ.

સરસ્વતી—પણ તમારા ભાઈ તો ભણેલા ગણેલા છે. વળી રૂ. ૧૫૦—૨૦૦ નો મહિનો પણ લાવે છે, છતાં આમાં તે શું લોભ કરતા હશે.

મંદાકિની—લોભ સારુ કાંઇ નથી. મારો ભાઇ ચાથી બહુ વિરૂદ્ધ છે; એ તો પોતે પીવે નહિ, અને બીજાને પીવાએ રે નહિ.

સરસ્વતી—પણ તમારાં ભોજાઇ ચા વિના હેરાન થાય છે એમ ખબર હોય તો એ ના પાડે શું !

મંદાકિની—ના ના, પણ તે તો શરમાય ખરાંને તે માગે નહિ.

સરસ્વતી—ત્યારે ખબર કેમ પડી !

મંદાકિની—મનમાંતો પણુંએ મુંઝાતાં હશે, પછી છેવટ જ્યારે પેટમાં બગાડ વધતો ગયો ત્યારે તેમના કાકાના દીકરા ઉમેદા શંકર ઘેર આવ્યા છે ને તેને મ્હોંએ છુટથી વાત કરી કે મને તો જન્મથી બે ટાણાં ચા પીવાની ટેવ છે, અને ચા પીઉં તોજ ઠીક રહે છે, માટે તેનો કાંઇ ઉપાય કરો.

સરસ્વતી—પછી ?

મંદાકિની—એમણે તો મ્હારાં માતુશ્રી તથા ભાઇને વાત કરી, અને કહે જે ચા પાછી શરૂ કરવાથી અત્યારે તો એમને ઠીક થઇ જશે, પણ આગળ જતાં તે ટેવ પડે, માટે આપણે તેમ કરવું નહિ

સરસ્વતી—એ વળી શું હશે !

મંદાકિની—એનો કહે ચામાં તો ઝેર છે, માટે તે તો આમે એ બંધ કરવો જોઇએ, અને તેમાં જો આટલી મુદતથી બંધ છે ત્યારેહવે તો પાછો શરૂ નજ કરવો પછી એમણે તો એકાદ ટંક કાંઇક હવા ખાપી પેટ સાફ કર્યું અને પછી હમે. શાં સવારમાં ઉઠયા પહેલાં કલાક બે કલાકે અગર રાતે સુતી વખતે ચાના બે પ્યાલા જેટલું ટાઢું પાણી પી જવાની ભલામણ કરી. વળી કહે છે જરા હરવું ફરવું કે પરચુ કામ કાજ જરા વધારે કરશો તો હરકત નહિ આવે, તેમ કરતાં પણ વખતે હરકત જણાય તો સવારમાં ઉનું દુધ કે ઉનું પાણી પ્યાલો એક પી જવું

સરસ્વતી—બસ !

મંદાકિની—હા, બાઇ, તેમણે આ પ્રમાણે શરૂ કર્યું અને હવે તો સારા સારા થઇ રહ્યા છે

સરસ્વતી—વાહ રે, પણ તમારા ભોળપણ ભલાં ખરાં હો કે તમારાં વખોડ્યાં ન કર્યાં ને મ્હારે સાસરે તો કોઇ દીવસ ચા પણ મેલતા નથી.

મંદાકિની—એ તો મોટા ઘરનો ઉપર એવાજ હોયને. પણ એ પણ હવે તો કહે છે કે વખતે વખતે છાનામાનાં કોઇકને ઘેર જઇને પી આવું એવું એવું મન થાઉં. પણ તેમ કરીએ તેમાં આપણા ઘરની લાજ શી !

સરસ્વતી—વાહ રે વાહ ! આટલી ઉમરમાં કટલી સમજણ. આપણા જેવું હોય તો સાસરાને પણ્યાંએ અત્યારે તો ફજેત કરી દીધાં હોય. પણ સાચે એ તો ઠીક. પણ ચામાં ઝેર છે એ વાત ખરી હશે !

મંદાકિની—હા હા એવા ભણેલ માણસ ખોટું તો નજ બોલે !

સરસ્વતી—ત્યારે એમ કાંઇ હોય, પણ તમે એમને પુછી તો જો જો કે ત્યારે ચા પીનારા તુરત મરી કેમ જતા નથી.

મંદાકિની—ચાલોને ત્યારે મારે ઘેરજ, ત્યાં મારા ભાઇને પુછીએ.

સરસ્વતી—એ તો મારે અસુર થાય વળી અમ્માને પુછ્યા વિના કેમ અવાય, આતો મ્હારા જોડને ત્યાં રાખવા મઇ હતી તે રસ્તામાં તમે મળી ગયાં તે જેટલું જાણ્યું તેટલો લાભ.

મંદાકિની—એ તો ખરું, પણ ચાલોને રસ્તામાંજ તમારું ઘર છે તો ત્યાં થાતાં જઇએ, તમારાં સાસુ મ્હારે ત્યાં આવવાની કાંઇ ના નહિ પાડે.

સરસ્વતી—ઠીક ચાલો.

* * * * * *

મંદાકિની—ભાઇ, તમે કહેતા હતા કે ચામાં ઝેર છે, તે જેટલા પીએ છે તેટલા તુરત કેમ મરી નથી જતા એમ આ સરસ્વતી બહેન પુછે છે

નંદશંકર—સવાલ બહુ સારો કહેવો. જેમ અફીણ ઝેરી છે તેમ ચાહ પણ ઝેરી છે પણ તેમાં ફેર એટલો કે અફીણ તો ચોખ્ખું ઝેરજ છે જ્યારે ચાહ તો જેને હોય તેમાં જરાક જેટલું ઝેર રહેલું હોય છે

સરસ્વતી—મંદાકિની બહેન, એ તો માખણ જેમ ઘી રૂપજ ગણાય, ત્યારે દૂધ તો ઘણું હોય ત્યારે તેમાંથી થોડુંક ઘી નીકળે છે તેના જેવું કાંઈક હશે

નંદાશંકર—હા, બહેન એમજ છે, એક સો શેર દારૂ હોય તેમાં ત્રણ શેર ઝેર હોય છે, એટલે અઢી શેર દારૂમાં ત્રણ રૂપીઆ ભાર ઝેર રહેલું હોય છે.

સરસ્વતી—મંદાકિની બહેન, એ ઝેર અફીણ જેવુંજ હશે કે કેમ ?

નંદાશંકર—ના ના, તેટલું બધું તે સખ્ત નથી હોતું સાધારણ રીતે જ્યારે બેથી ત્રણ ચણોઠી ભાર અફીણ ખાવાથી મ્હોટું માણસ મરી જાય છે, ત્યારે આવું પરિણામ લાવવાને દારૂનું ઝેર દસ ચણોઠી ભાર જોઈએ

મંદાકિની—કોણ જાણે કેટલાએ આમાંથી આટલું દસ ચણોઠી ભાર ઝેર નીકળતું હશે

નંદાશંકર—આશરે સાડા ત્રણ રૂપીઆ ભાર દારૂમાં તેટલું ઝેર રહેલું હોય છે. એટલે આપણા ગજાના દારૂના રૂપીઆમાંથી અગીઆરમા ભાગનો દારૂ લઈ ઘણાં પાણીમાં ઉકાળતાં ઉકાળતાં જ્યારે થોડુંક પાણી રહે એવો સખ્ત ઉકાળો કરવામાં આવે તો તે તમામ એકી વખતે પીવાથી મોત થાય એમ કહે છે સાધારણ ઉકાળાથી તેટલી ખરાબ અસર ન થાય, કારણ તેમાં ઝેર રૂપ બધું સત્વ આવી શકે નહિ, તોપણ જેટલું આવે તેટલું નડે તો ખરૂંજ. એક પ્યાલામાં બે આની ભાર જેટલો કે ઓછો વધતો જેટલો આવે તે પુરતું નુકશાન તો થાયજ, જો કે સાથે પાણી વધારે હોવાથી તે અસર પણ કાંઈક મોળી પડી જાય છે, પરંતુ પ્યાલા દીઠ અમે તેટલું થોડું પણ ઝેર તો ભાગે પડતું આવેજ

સરસ્વતી—એટલે મંદાકિની બહેન, આ જે વધારે વાર ઉકળે છે તો કડવા જેવો થઈ જાય છે, તે આ ઝેરને લીધે હશે ?

મથાકુંવર—(નંદાશંકર તથા મંદાકિનીનાં માતુશ્રી)—વાહ ઉતારી કેવી ડાહી છે ?

નંદાશંકર—હા, તે તેને લીધેજ હશે, પણ તે ખાત્રી પૂર્વક તો ડાક્તર વિગેરેજ કહી શકે. પણ તેમાં ઝેર છે એવી બીજી ઘણીએ નિશાનીઓ છે

મંદાકિની—કઈ કઈ

નંદાશંકર—એક તો વખતસર દારૂ ન મળે તો હમેશના પીવાવાળાને અફીણના બંધાણ-ની માફક મન તેમાંને તેમાંજ પરોવાઈ રહે છે, અને જો જરા વધારે વાર લાગે તો બેચેની જેવું જરા જણાય, કામ કરવાનું મન ન થાય, વખતે બગાસાં પણ આવે વિગેરે

મંદાકિની—કહો સરસ્વતી બહેન, હવે કાંઈ વધારે ખુલાસો જોઈએ છીએ ?

સરસ્વતી—ના ના, પણ જમવાનું મોડું મળે છે ત્યારે પણ ઉપર પ્રમાણે કંઈક થાય છે કે નહિ ભલા ?

વિદ્યાલક્ષ્મી—(મંદાકિનીની બેન),—સરસ્વતી બહેનને ઠીક તેડી આવ્યાં હો !

નંદાશંકર—જમવા ટાણે જે દિવસે બરાબર ભૂખ લાગી હોય તે દિવસે તેવું કંઈક થાય છે એ વાત ખરી. પણ એમાં એ ફેર છે જમવાનું મોડું થાતાં જે વૃત્તિ થાય છે અને દારૂ વિગેરે બંધાણની ચીજ વિના તેના બંધાણી જે વગખા

માટે છે તે વચ્ચે મોટો ફેર છે. બંધાણુની ચીજની ઇચ્છા કંઇક જુદાજ પ્રકારની થાય છે

મંદાકિની—ત્યારે તેટલે દરજ્જે પણ અનાજનું એ બંધાણુ થયું કે નહિ ?

નંદશંકર—ના બ્હેન એમ કેમ કહેવાય. જે ચીજ વિના કોઇને પણ ન ચાલે તે બંધાણુ કહેવાયજ નહિ, જો તેમ ન હોય તો પાણીનું, નિદ્રાનું, બેસવા ઉઠવાનું પણ બંધાણુજ કહેવાય. જો તે બંધાણુ હોય તો અફીણ વિગેરે ખાનારાઓજ બંધાણીયા કહેવાત નહિ

સરસ્વતી—જે ચીજ વિના બાપા માણસોને ચાલી જાય છે તે ચીજ વિના જેને નજ ચાલે તે તેનો બંધાણી. જુઓને તમારે સફુને તથા ગરીબ લોકોને ચા વિના કેવું ચાલ્યું જાય છે, જ્યારે અનાજ કે પાણી વિના કોઇને ન ચાલે !

નંદશંકર—તેમાં બીજી વાતે રહી જાય છે અનાજ માટે તો પેટની સ્થિતિ ઉપર આધાર રહે છે ભૂખ ન લાગી હોય ત્યારે અનાજ દીઠુંએ ગમતું નથી. એટલે ખરી જરૂર હોય ત્યારે ભાવે, જરૂર ન હોય ત્યારે મન ન થાય એ એમ બતાવે છે કે તેને માટે સ્વાભાવિક રીતનીજ જરૂર છે આકરાંતીઆ તથા અણસમજુની વાત તો જુદીજ રાખવી જોઇએ. જ્યારે બંધાણુની ચીજમાં તેમ નથી. કોઇ કારણસર તેવી ચીજ ન લેવા વેવ બસામણ કરે છે ત્યારે ઘણાં સમજુ માણસો પણ મન વશ રાખી શકતા નથી. એ મ્હોટો તફાવત.

મંદાકિની—હા અને ઘણીએવાર માગતાં શરમાઇએ તો ગમે ત્યાંથી પેદા કરીને લેવાનું મન પણ થાય.

મયાકુંવર—ત્યારે રમુજ વિના નજ ચાલે કે ?

નંદશંકર—(જરા હસીને) હા તેટલે દરજ્જે આવી ચીજો માણસ માત્રને પોતાનાં ગુલામ કરી બેસે છે ધઉંને બદલે બાજરો ખાવાથી પેટ ભરાતાં જમવાની ઇચ્છા બંધ થાય છે, પણ ચાહને બદલે દૂધ આપશું તો પણ ચાહમાં તો જીવ રહ્યાંજ કરશે

સરસ્વતી—ચા પીધાથી ઘણીએવાર થાક ઉતરી જાય છે એ શું હશે ?

નંદશંકર—એ પણ તેનું ઝેરીપણું સૂચવે છે કેટલાએક ઝેરમાં બીજી સાધારણ ચીજો કરતાં આખા શરીરમાંથી ચારે તરફથી લાવી શક્તિ એકદમ ભેગી કરી આપવાની ખુબી રહેલી હોય છે અને તેવી ખુબી ચાહમાં પણ છે.

વિદ્યાલક્ષ્મી—ત્યારે તેમાં પણ સારા ગુણો છે ખરા

નંદશંકર—કેમ નહિ, દુનીયામાં એવી એક પણ ચીજ નથી કે તે ફાયદાકારક ન હોય, પણ યોગ્ય જગોએ યોગ્ય વખતે તથા યોગ્ય પ્રમાણમાં તેનો ઉપયોગ થાય તો, જો તેમ ન થાય તો સારામાં સારી ચીજ પણ ઝેર રૂપ થાય છે અન્ન જેવી સારી કે વધારે જરૂરની ચીજો બહુ થોડી છે છતાં સખ્ત અજીર્ણ વખતે અનાજ લેવામાં આવે તો વખતે બહુ ભયંકર પરિણામ આવી જાય છે.

મંદાકિની—ઝેરથી શક્તિ આવતી હોય તો તે લેવામાં પણ શું ખોટું ?

નંદશંકર—ખરેખર શક્તિ ઉત્પન્ન થતી હોય તો કંઈ ખોટું નહિ, પણ હકીકતમાં જે બને છે તે એટલુંજ કે શરીરમાંથી શક્તિ બારે તરફથી ખસડાઈ આવતાં શક્તિ પેદા થાય છે એમ જણાતાં થાક ઉતરી જતો જણાય છે અથવા એક જાતનો જુદો નિશો આવતાં થાક ઉતરી ગયો જણાય છે. પરંતુ પાછળથી પરિણામ અવળુંજ આવે છે. થાક ઉતરી ગયો જણાવાથી આરામ પૌષ્ટિક ચીજ વિગેરેના ખરા ઉપાય લેવાતા નથી, અને ક્ષણિક અસર મટી જતાં શરીરનાં જ્ઞાન તંતુઓ વધારે નબળાં બને છે.

સરસ્વતી—મંદાકિની બહેન મતલબ એમ જણાય છે કે જેમ અફીણ જેવું ઝેર પણ દવા તરીકે ફાયદો કરે છે તેમ આ પણ જરૂર જણાય ત્યારેજ લેવાથી ફાયદો કરતો હશે.

નંદશંકર—મ્હારું કહેવું પણ એજ છે. ઘણા રોગો ઉપર, પછી તે મનના હોય કે શારીરના, તે તમામ ઉપર ઝેર બહુ સારું કામ કરે છે. પણ તે જેમ વૈદ્ય કહે ત્યારે લઈએ છીએ તેમ આને માટે પણ થવું જોઈએ. મતલબ ચાહ—ઝેરી છે ઝેરી છે એમ કહેવાથી ગેર સમજ થાવા સંભવ છે, કારણ મેં હમણાંજ કહ્યું તેમ તે ઝેર રૂપજ નથી, માત્ર તેમાંથી ઝેર નીકળે છે અગર તેમાં ઝેર રહ્યું છે એમ કહેવું જોઈએ. આ ઝેરવાળો પદાર્થ પણ બીજાની માફકજ વૈદ્ય લોકો બતાવણ કરે ત્યારે અને તે પ્રમાણે લીધાથી ફાયદોજ થાય છે. એટલું સારું છે કે તેમ ન કરનારને બહુ નુકશાન થતું નથી, તેથી ચાલ્યું જાય છે.

સરસ્વતી—અને તેથીજ લોકો ઉતરાતા હશે.

નંદશંકર—બરાબર છે. બે જાતના શત્રુમાંથી ઉઘાડો શત્રુ સારો કે તેનાથી વેગળા રહીએ, તથા તેનો ઉપાય કરી શકીએ. છાનો તથા મીઠા બોલો શત્રુ વધારે ભયંકર નીવડે છે, કારણ તે પહેલું નુકશાન એકદમ કરતો નથી, જે નુકશાન કરે છે તે ફાયદા રૂપ દેખાડે છે, કદાપિ પકડાઈ જાય તો તે બીજા કોઈએ કર્યું છે એમ ઠરાવી પાડે છે, અને પોતાનું કામ કાઢે જાય છે. છેવટ જ્યારે તેના દગાની ખાત્રી થાય છે, ત્યારે ઘણું કરીને બાજી હાથથી ગયેલી હોવાથી મુંગે મોંયે સહનજ કરવું પડે છે. બાકી જે ચેતી તે પ્રમાણે નિયમનથી વર્તે છે તે ફાવે પણ છે. અફીણ જેવા વર્ષોના બંધાણ છોડી શકાય છે ત્યારે ચાહ તે શી વિસાત છે, પણ નિશ્ચય તો જોઈએ.

સરસ્વતી—અફીણથી, સર્પના ઝેરથી, વિગેરેથી નીંદર આવે છે જ્યારે ચાથી તો ઉલટી ઉડી જાય છે.

વિદ્યાલક્ષ્મી—હા, બો હજી પરમદિવસજ મને એમ થયું હતું.

નંદશંકર—ખરી વાત છે. જુદાં જુદાં ઝેર જુદી જુદી રીતે અને જુદી જુદી અસર કરે છે, કેટલાએકથી નિદ્રા આવે છે, જ્યારે ચાહમાંહેના ઝેરથી તે ઉડી જાય છે.

અપૂર્ણ.

# બાળકોને ધર્મ બોધ.

ગયા અંકમાં ધર્મનાં દશ લક્ષણ બતાવ્યાં છે તે દરેકનો અર્થ શું છે તે પણ બાળકોને સમજાવવાની જરૂર છે તેથી આ સ્થળે આપીએ છિયે.

૧ धृतिः । धैर्यम् । ધીરજ ધૃતિ શબ્દનો ધારણા અર્થ કરવામાં આવે છે ત્યારે તે ધૃતિના ત્રણ પ્રકાર છે —सात्त्विकी, राजसी, અને तामसी.

भ० गी० १८ । ३३-३५ ॥

૨. क्षमा । सहनशीलता । तितिक्षा । સહન શીલતા તેનાં લક્ષણ મત્સ્યપુરાણમાં નીચે પ્રમાણે આપ્યાં છે

बाह्ये चाध्यात्मिके चैव दुःखे चोत्पादिते क्वचित् ।
न कुप्यति न वा हन्ति सा क्षमा परिकीर्तिता ॥ मा० म० १२० ॥

અર્થઃ—બાહ્ય અને આધ્યાત્મિક દુઃખ આવી પડે ત્યારે જે કોપતી નથી અને ઘાત કરતી નથી તેને ક્ષમા કહેલી છે

૩ दमः । બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ તેને દમઃ કહે છે (वेदान्तसार).

कुत्सितात् कर्मणो विप्र यच्चित्तस्य निवारणम् । स कीर्तितो दमः प्राज्ञैः समस्त तत्त्व दर्शिभिः ॥　　　　। पाद्मे क्रियायोगसारः ।

અર્થઃ—હે વિપ્ર, કુત્સિત કર્મમાંથી ચિત્તનું નિવારણ કરવું તેને સમગ્ર તત્વ જાણવાવાળા વિદ્વાનોએ દમ કહ્યો છે

૪ अस्तेयम् । ચોરી ન કરવી તે.

प्रत्यक्षं वा परोक्षं वा रात्रौ वा यदि वा दिवा ।
यत् परद्रव्यहरणं स्तेयं तत्परिकीर्तितम् ॥

અર્થઃ—પ્રત્યક્ષ અથવા પરોક્ષ, રાતે અથવા દિવસે પરદ્રવ્યનું હરણ કરવું તેને ચોરી કહેલી છે.

---

## બાળકનું પ્રભુસ્તવન.

ઢાળ.

ગોળ ઘુમટમાં ઘુમી રહેલ ગોળા,
　　સાગર પર્વત પૃથ્વીના બહોળા
　　તાપ, છોડ, વૃષ્ટિ, ફળ, ફુલો અનેરાં,
સુખદ સર્વ પ્રભુ ! રીઝી તમે રચેલા.
પાડ માનતાં ન આવડે તમારો,
　　બુદ્ધિબળ શરીર સત્વ એ વધારો
　　કુસુમની કળી સમાં અમે તમારાં,

સ્નેહની સુગંધથી વધાવનારા
માત તાત ભાઇ બ્હેન વ્હાલ પેલાં,
લાડ કોડ પૂરતાં રખી રહેલાં
લ્હાવ એ પ્રભા વિભુ! સદા અપાવો!
લાજ મનાર અણસમજુને નિભાવો!!

લલિતાક્ષ — લલિતત્વરિમલ

---

## બાળધર્મ શિક્ષણમાળા વિભાગ. ભાગ ૧ લો—પાઠ ૧ લો.

### ધર્મની વ્યાખ્યા—ભાગ ૧

આજે તમને જે કંઇ કહેવાનું છે, તે નવું નથી. સારાં કર્મો કરવાં, સારો આચાર પાળવો, પોતાનો ધર્મ પાળવો, એવાં એવાં વચનો તો તમે સમજતા થયા હશો, ત્યારથી સાંભળ્યા કરતા હશો. 'પાળે તેનો ધર્મ,' 'ધર્મીનો જય અને પાપીનો ક્ષય' વિગેરે કહેવતો તમે વ્યવહારમાં ઘણું કરીને પ્રત્યેક માણસના મુખમાંથી સાંભળતા હશો. તમારા ઘરમાં પણ તમારાં વડીલો ધર્મનાં ઘણાં કૃત્યો કરતાં હશે, તે પણ તમે નિત્ય નજરે જોતા હશો. છતાં હાલના સમયને અનુસરીને તમે એવી કેળવણી લેવા માંડી છે કે "ધર્મ શું છે? શા માટે પાળવો? પાળવાની ખરી જરૂર છે કે નહિ? તેથી કંઇ લાભ છે કે નહિ?" તે જાણવાની તમને બિલકુલ તક મળતી નથી. તેવું જ્ઞાન નહિ હોવાથી ધર્મ ઉપરથી તમારી આસ્થા ધીમે ધીમે ઓછી થતી જતી હશે, તે ઘણું ભેદકારક છે. જ્યારે તમે હવે પછી ધીમે ધીમે જાણશો કે—તમારૂં એકે એક કૃત્ય ધર્મનુંજ કૃત્ય છે, તમારો એકે એક વિચાર ધર્મના મુખ્ય વિષયમાં આવી જાય છે, તમારો એકે એક શબ્દ ધર્મની મર્યાદાની બહાર નથી, અર્થાત્ બોલવું, ચાલવું, વિચારવું, સુવું, બેસવું, ખાવું, પીવું, ભણવું, ધંધો કરવો, ન્હાવું, ધોવું વિગેરે વ્યવહારનાં પણ સઘળાં કૃત્યો ધર્મનાંજ વિભાગ છે; ત્યારે ધર્મની કેટલી બધી આવશ્યકતા છે, તેનું તમને સહજ ભાન થશે. પરંતુ ઉપર જે જે કૃત્યો ગણાવ્યાં તે સિવાય બીજાં ઘણાં કૃત્યો તમારે કરવાનાં છે. શા માટે કરવાનાં છે?

પ્રથમ તો તમે પોતે કોણ છો, તેનો તમે વિચાર કર્યો છે? ના, નહિજ. ચાલો ત્યારે આજે હવે તે વિચાર કરીએ. તમે પશુ નથી, પક્ષી નથી, પણ બે હાથ, બે પગ, એક મુખ વિગેરે અવયવવાળા માણસ છો. વારૂ, તેથી વધારે શું છે? તમે અમુક કુટુંબમાં જન્મ્યા છો. જે કુટુંબમાં તમે જન્મ્યા છો તે કુટુંબને પરંપરાથી ચાલતી આવેલી કેટલીક આસ્થાનો હાથ છે. એટલે તમે હિંદુસ્થાનમાં અમુક જાતિમાં જન્મ્યા છો, તેથી હિંદુ કહેવાઓ છો. તમારા બાપદાદાઓએ જે ધંધો કર્યો છે, તે ધંધો તમારે ચલાવવાનો છે; તમારે તેની કેળવણી લેવી પડે છે. પરંતુ આ જગત્‌માં જન્મીને માત્ર ખાવું, પીવું અથવા મોજમઝાહ ભોગવવી, તથા તેમ કરવાને શક્તિમાન થવાને પૈસા કમાવા, એટલુંજ તમારૂં કર્તવ્ય નથી. ત્યારે વળી બીજું શું કર્તવ્ય છે?

તમે હિંદુસ્થાનના એક દેશના એક ગામમાં રહો છો. છતાં તમારે જો તમારો ધંધો ચલાવવો હોય, તો તમારી આસપાસના ગામોમાં શું બને છે, તે તમારે જાણવાની જરૂર પડે છે. અરે! એટલુંજ નહિ પણ હિંદુસ્થાનના દરેક ભાગમાં શું બને છે હિંદુસ્થાનની બહાર કયા કયા દેશો છે, અને ત્યાં શું શું બને છે, તેઓ સાથે આપણો કેવો સંબંધ છે, તે સઘળું જાણવું પડે છે. જો તમે એવું કંઇ ન જાણતા હો તો તમારો ધંધો સારી રીતે ચલાવી શકો નહિ, જેથી તેટલા પૈસા મેળવી શકો નહિ, અને મફલીજ ગરીબ સ્થિતિમાં રહેવાનો તમને વખત આવે. તેવીજ રીતે આ હિંદુસ્થાન એક પૃથ્વી ઉપર છે. આ પૃથ્વી જેવા બીજા ઘણા દેશો અધર આકાશમાં તારા રૂપે ઝળકી રહ્યા છે. તે સઘળા તારાઓમાં આપણા જેવીજ વસ્તી છે. આ દેહે તમે તે તારામાં જઇ ન શકો, પણ તે ઉપરથી તમારે એવાં અગણિત જગતો સાથે કાંઇ પણ સંબંધ નથી, એમ ધારવું તે તદન ખોટું છે. એ સઘળાં જગતોને એક બીજા સાથે પુરતો સંબંધ છે. અને તેજ મુજબ તેમાં વસતા પ્રાણીઓને પણ એક બીજા સાથે પુરતો સંબંધ છે. કેવી રીતનો સંબંધ છે, અને તે સંબંધની આ દેહે ખાત્રી થઇ શકે કે નહિ, તે જાણવું ઘણું કઠિન છે. પરંતુ તમે ધીરજ રાખશો તો આગળ ઉપર જાણી શકશો.



# આપણાં નાટકો.

નાટકનું મુખ્ય કામ અંતઃકરણનું શોધન કરવાનું છે. ધર્મ અને નીતિના નિયમોથી ચાતરવા પછી પડતી આફતોના સદર્શનથી ભય અને શોકગ્રસ્ત થવું; અનીતિ અને ક્રુરતા તરફ તિરસ્કાર ઉપજાવવો, દંભ અને મૂર્ખતાને ઉપહાસનો વિષય કરી તે પ્રત્યે ત્યાગ વૃત્તિ પેદા કરવી; અને સામાન્ય પક્ષે સુકૃતનો જય અને દુષ્કૃતનો પરાજય બતાવી સૃષ્ટિ રચનામાં દરેક વ્યક્તિને કર્તવ્ય પરાયણ કરવી. જેથી એમ ખરા નાટકકારો તથા ભજવનારોનું માનવું છે. નાટકની અભિરુચી સમક્ષ દર્શકો ઘણા જુના કાળમાં પણ આપણને મળી આવે છે. સાવિત્રી આખ્યાનમાં ઉપવનના ભાગમાં ઉદકજળ પાથરી નાટકનું ભાન કરાવ્યું છે. તેમજ મહાભારતમાં પાંડવ કૌરવની સભામાં દુર્યોધનના પ્રવેશ પહેલાં મય દાનવે સ્થળ ત્યાં જળ અને જળ ત્યાં સ્થળાકાર વૃત્તિ ઉત્પન્ન કરી છે તે પણ ચાતુર્ય કૃતિપૂર્વક એક જાતનું આખ્યાનજ છે. ઐતિહાસિક કાળમાં નાટક અને નાટકશાળા માટે રોમન પ્રજાનો શોખ જાણીતો છે. યુરોપમાં બારસો વરસ પહેલાંથી નાટક એ એક પ્રજાકીય સંસ્થા જેવું થઇ પડેલ છે. અને આર્યાવર્તમાં તો વિક્રમ સંવતની શરૂવાતથીજ નાટકકારની ગણના મોટામાં થતી આવી છે. તે સ્થિતિમાં હાલ તદન ફેર પડી ગયો છે અને તેટલે દરજ્જે જન સમાજની ઉન્નતિનું એક અગત્યનું બુદ્ધિ અને રસ મિશ્રિત સાધન આપણે ગુમાવીએ છીએ એમ ધારું છું. અને સાંપ્રત કાળની રંગભૂમિના પ્રેક્ષક વર્ગનો નકાર રંગભૂમિ પાત્રના સંભાષણો અને વિચારો—અથવા બહુ જુની રીતે કહેતાં—ચીજો—બનાવવાની શૈલી, અને વિવિધ રચના વૈવાપર્યની ગેરહાજરી જોઇ રંગભૂમિ-

માંથી પાછા ફરતાં જે સંસ્કારો આપણે સાથે લઇ જઇએ છીએ તેજ આ બાબતની મુખ્ય સાબેતી પૂરે છે

સમાજના મોટા ભાગને અસર કરવાના ઉદ્દેશવાળો સમારંભ હાથ ધરવાનો હક કોઇ માણસને હક છે એવા દાવાનોજ હું પ્રથમ તો ઇનકારીનત કરૂં. “ જેવાં સાધન સંપત્તિ, અને જેવા દર્શક અને શ્રોતા, તેવું અમારૂં કામ ” એવો ખુલાસો જાહેર સંસ્થાના મુખ્ય લક્ષ્યને હલકું પાડવાનું પહેલું પગરણ છે. તેવો બચાવ સુકર અને સુલભને પહેલ આપી, કર્તવ્યથી બેદરકારીની રીતે પરાઙ્મુખ રાખે છે અને પ્રેક્ષક વર્ગને પોતાની પ્રતિષ્ઠા ખરી રીતે જાણવામાં અંતરાય થઇ પડે છે. તોપણ એટલું તો કહેવું જોઇશે કે યોજક, વ્યવસ્થાપક અને પાત્રો એક બાજુએ, અને લોકસમૂહ બીજી બાજુએ, તે બેમાં દરેક પક્ષની ઉપેક્ષા વૃત્તિ બન્નેની હાલની સ્થિતિ માટે જવાબદાર છે. જો નાટક એ પ્રજાજીવનનું અગત્યનું પોષક છે તેથી પ્રજાકીય સંસ્થા તરીકે તેને કાયમી જગ્યા મળવી જોઇએ એવોજ આગ્રહ કરવામાં આવે તો પછી સામી બાજુની સ્થિતિ સુધરવીજ જોઇએ એ દેખીતું છે. અને તોજ નાટકભૂમિપર કૌશલ્યનું, ગૃહ-ધર્મ-વિમુખતા સાથે હાલ જે સુમેળ બેઠેલી રીતે સહગામિત્વ મનાય છે તે ભગ્ન પડશે. જેમ સમાજ તેમ રાજ્યની જવાબદારી પણ ઓછી નથી. રાણી એલિઝાબેથે નાટકકાર શેક્સપીઅર પાસેજ તેનું એક નાટક ખાસ બનાવી લીધું હતું. અને મરહુમ મહારાણીશ્રીએ, જાણીતા નાટકપાત્ર હેન્રિ ઇરવિંગને ખાસ ઉત્તેજન આપી બાદશાહી મ્હેલમાં તેને માન ઇલકાબની નવાજેશ કીધી હતી એટલુંજ નહીં પણ એક બીજા દેશના રાજા બાદશાહો બીજા દેશની મુલાકાતે જાય છે ત્યારે તેમની સ્હેલગાહમાં બાદશાહી અથવા જાહેર નાટકભૂમિમાં ચોક્કસ નાટકોના તમાશગીર બનવાનો સમાવેશ કરવામાં આવે છે. પ્રસંગોપાત આમ થવાથી ઘણો લાભ થાય છે. પ્રજા પ્રીતિમાં નાટકની ચોક્કસ સ્થિતિ કબુલ કરાય છે. નામાંકિત પુરૂષોની હાજરી થઇને, કેવી જાતના પ્રેક્ષક વર્ગને શાળામાં દાખલ કરવા તેનો વિચાર વ્યવસ્થાપકોને કરવો પડવાથી, અવસરમાં ગાંભીર્ય આવે છે, અને પાત્રોને પોતાની હમેશની રીતિ અને ગતિમાં નિયમ જાળવવાની જરૂર હોવાથી તેઓમાં પણ સુધારાને અવકાશ મળે છે. આટલેથી બસ નથી. ઉત્તેજન રાજા આપો કે પ્રજા આપો; પણ જે પ્રમાણમાં ઉત્તેજન આપવાના વિચાર અને વૃત્તિનું ઉચ્ચ સાત્વિકત્વ તે પ્રમાણમાં નાટકશાળાની ચડતી પડતી છે તો સર્વથા સિદ્ધ છે

કાળીદાસ, ભવભૂત્યાદિના પ્રાચીન નાટકોમાં હમેશાં રસપ્રાધાન્ય દરેક નાટક પરત્વે રહેલું હોય છે. તો પણ રસનું મિશ્રણ એવી કુશળતાથી થયેલું જણાય છે કે ભયાનકમાંથી શાન્ત અને શાન્તમાંથી કરૂણ અથવા વીરમાંથી હાસ્યનું પરાવર્તન ક્યાંથી કેવી રીતે થયું તે વિચારવાનો પણ આપણને વખત રહેતો નથી. રચનારા તો રચી ગયા પણ ભજવનારાએ ભજવવાનું રહેલ છે. અને હાલના નાટકોમાં વિષય પ્રાચીન હોય તોપણ પાત્રોની એકરાગતાને લીધે પ્રેક્ષક વર્ગની વૃત્તિ સ્તબ્ધ નહીં થતાં વિષયના પ્રસંગથી નિરાળી રહેતી લાગે છે અને રસમાં કેમ જાણે ખારાશ કે ખટાશ દાખલ થતી હોય તેમ વૃત્તિ છિન્ન ભિન્ન થતાં યોગ્ય વાસનાનો અનુપ્રવેશ થતો અટકે છે. વિદૂષક જેવા ઠોળીઆ મશ્કરાની જરૂરત છે પણ તે નાટક પાત્રના રમકડા માફક થઇ તેનાથી જુદો પાડી લઇ, જેટલે દરજ્જે

સ્ત્રાવ થવા પેહેલાંનો વખત પણ કન્યા કાળમાં લેખાય તો છેવટે ૧૨ વર્ષની કન્યાનાં લગ્ન કરવાંજ જોઇએ. એટલે ૧૬ વર્ષની કન્યા સાથ ૨૦ વર્ષના પુરૂષ સાથે યોગ કરવામાં આવે તો ૪ વર્ષનો ફેર—અને ૨૫ વર્ષના પુરૂષ સાથે સંયોગ કરવામાં આવે તો ૯ વર્ષનો ફેર રહે છે પરંતુ આ પ્રમાણે કરવામાં ધર્મ તથા વ્યવહારની વિરૂદ્ધતા આવે છે તથાપિ આયુર્વેદમતનેજ દીર્ઘ દ્રષ્ટિએ જોતાં ગુણાનુવાદને લીધે બન્ને મતોમાં બાધ ન આવે તેવી રીતે આયુર્વેદના મતને પ્રાધાન્યપણું આપી ૧૨ વર્ષની કન્યા સાથે ૧૬ વર્ષના વરનાં લગ્ન કરવાં, અથવા ૧૨ વર્ષની કન્યા સાથ ૨૧ વર્ષના યથાયોગ્ય ગુણ તથા સમાન સંપત્તિ-વાળા વર સાથે લગ્ન કરવા યોગ્ય જણાય છે અને આપણી જ્ઞાતિમાં લગ્ન થયા પછી અમુક વર્ષે આણું વાળવાનો જે રીવાજ ચાલે છે તે રીવાજ ખાસ ઉપયોગી ગણી કાયમ રાખવાની જરૂર છે કે જ્યારે પરણેલ કન્યાને ૧૬ વર્ષ પ્રાપ્ત થાય અને પુરૂષને ૨૦ વર્ષ અથવા ૨૫ વર્ષ પ્રાપ્ત થાય ત્યારેજ ગર્ભાધાન કરવા આણું વળાવવાનો રીવાજ રાખવો એજ ઉત્તમ માન્ય કરવા જેવો રસ્તો છે આમ કરવાથીજ શાસ્ત્ર તથા વ્યવહાર બન્નેનો નિર્વાહ થઇ શકે છે આ સિવાય બીજો રસ્તો લખનારને યોગ્ય જણાતો નથી

એકંદરે વીચાર કરતાં કન્યાની ઉમર કરતાં વરની ઉમર સરાસરી દોઢી હોયતો બધી રીતે અનુકુળ પડતો જય મેળે છે અર્થાત્ દોઢો ફરક રાખવો જોઇએ. જ્યારે સગપણ અથવા વિવાહ કરવો હોય ત્યારે કન્યા કરતાં વરની દોઢી ઉમરનો ફેર ધ્યાનમાં રાખી કરવો

એક વિદ્વાનનો આ વિષયમાં એવો અભિપ્રાય છે કે આપણો દેશ ઉષ્ણકટિબંધ-વાળો છે તેથી સ્ત્રીઓને પણજ વહેલો ઋતુકાળ આવે એ સ્વાભાવિક છે તેમાં વળી વિશેષે કરી વિષયોત્તેજક વર્તણુકનો પરિચય વધવાથી વધારે મદદ મળે છે વિગેરે કારણોથી ૧૨ વર્ષેજ તરતજ ઋતુ પ્રાપ્ત થાય છે પરંતુ પ્રાચીન સમયમાં બરાબર યોગ્ય કાળેજ એટલે ૧૫–૧૬ વર્ષેજ ઋતુ પ્રાપ્ત થતું હતું અને વિષય ઇચ્છા પણ ઘણી મોડી થતી હતી. આ પ્રમાણેના દાખલા હાલ વર્તમાન સમયમાં પણ આપણે સાધારણ વર્ગના ગામડાઓના લોકોમાં હજી પણ નજરે જોઇએ. તો એ ઉપરથી જાણી શકાય છે કે જો વિષયોત્તેજક વર્તણુક, તેવી વાર્તાઓ, તેવો પરિચય અને પોશાકનો પરિચય અને તેવી મદદ કન્યાઓને મળે નહીં, અર્થાત તેવા દરેક વિષયોત્તેજક બાબતોનો તેમના માત પિતા વિગેરે કુટુંબીઓ તરફથી અટકાયત કરવામાં આવે અને ફકત નીતિશાસ્ત્રનો બોધ કન્યાની ઉમર ૧૫-૧૬ વર્ષની થાય ત્યાંસુધી યથાયોગ્ય શિક્ષણ કન્યાશાળામાં મળ્યા કરે તો પછી પ્રાચીન કાળની માફક મોડું ઋતુ પ્રાપ્ત થઇ શકે. અને તેમ થાય તો પછી આયુર્વેદના નિયમ પ્રમાણે ૧૬ વર્ષે કન્યાનાં લગ્ન કરવામાં કશો દોષ આડો આવી શકે નહીં અને એટલુંજ નહીં પણ તેવા પરિપકવ સમયે દંપતીથી જે ગર્ભાધાન થઇ તેથી થયેલી સંતતી પણ ઘણીજ મજબુત બાંધાવાળી દીર્ઘાયુવાળી ઘણાં શૌર્ય પરાક્રમ વાળી અને ઘણીજ બુદ્ધિબળ વિગેરે પ્રશંસિત ગુણોવાળી પ્રાપ્ત થાય. અને તેથી ગયેલી દેશોન્નતિ પુન: પ્રાપ્ત થૈ શકે. હાલ જે બાળલગ્નના રિવાજથી દેશની પાયમાલી થતાં અસ્ત દશા થૈ છે તે ફરીથી ઉદય પામવાનો સમય નજરે જોવા આપણે સર્વે ભાગ્યશાળી થઇએ

અપૂર્ણ.

# નવા પુસ્તકો.

એક મહાન્ અંગ્રેજ લેખક લખે છે કે શહેરો વસાવવાં, મોટા વિજયો મેળવવા, અને કીર્તિ અમર કરવાને બીજા લાખો પ્રયાસો કરવા તેના કરતાં એક સારૂં પુસ્તક રચવામાં મરે શક્તિને એકાગ્ર કરવી એ વધારે સારૂં છે, કારણ જેટલી કીર્તિ, જેટલું અમરત્વ જેટલી ઉપયોગિતા અને જેટલું સ્થાયિત્વ પુસ્તકોમાં રહેલું છે તેટલું નથી શહેરોમાં કે નથી બીજા વિજયોમાં

આ મહત્વ આપણા પૂર્વજો સારી પેઠે સમજતા, એક રીતે જોતાં તાજેતરમાંજ થઈ ગયેલા આપણા મુત્સદ્દીવર અને જગમશહૂર દિવાન શ્રી રણછોડજીએ પણ પોતાની લડાઈઓમાં, કે રાજતંત્રની વ્યવસ્થામાંજ સર્વ શક્તિ રોકી દીધી નહોતી પણ તે લડાઈ અને રાજ્યવ્યવસ્થા કરતાં પણ વધારે ઉચ્ચ અને વધારે ઉમદા એવા પુસ્તકોમાંજ પોતાનું હૃદય રેડ્યું છે અને મગજ વાપર્યું છે—જે ભંડાર, આશા રાખવામાં આવે છે કે, વધારેને વધારે ખુલ્લો થતો જશે. હાલને માટે જરા ખેદ જેવું જણાય છે કે 'સૌરાષ્ટ્ર દર્પણ' ને તેના લખનારાઓએ બંધ કર્યાં પછી આપણા ભાઈઓમાંથી થોડાજ પોતાની પ્રવૃત્તિને આ તરફ દોરે છે પુસ્તકભંડારની આવી કંગાલીયતના વખતમાં એક અતિ ઉપયોગી પુસ્તક બહાર પડેલું જોઈ આપણને હર્ષ થયાવગર ન રહે. કાઠિયાવાડી નાગર-ભાઈઓમાંથી જૂજ જણજ પોતાના વિચાર અને શ્રમનો લાભ બીજાને આપે છે અને તેવામાં રા. મંગળકર મણિશંકરને 'બાળ સ્વભાવ' જેનું મહાત્મ્ય હજી તો આપણે સમજતા પણ થયા નથી—તેનાપર એક નાનું, સુંદર, સરલ પુસ્તક બહાર લાવતા જોઈએ છીએ ત્યારે આપણા ભવિષ્યની આશાના ક્ષિતિજનો પ્રકાશ દૂર દૂરથી આવતો જોવાથી થાય તેવો હર્ષ થાય છે આશા છે કે આપણા ભાઈઓ એ પુસ્તક વાંચી, ખાસ સ્ત્રી વર્ગમાં વધાવી લખનારના પ્રયાસ ફળદાતા કરશે અને તે યુવાન, ઉત્સાહી વિદ્વાન લેખક પોતાના તેવા પ્રયાસોમાં જારી રહેશે



# त्रिमासिक.

પુસ્તક ૧. પોષ શુદ ૧૪ સાં. ૧૯૬૨. અંક ૪ થો.

## આપણે કોણ ?

મરાઠી સાખી.

હાટક સમ કાન્તિ છે જેની, હાટક નાથથી ઉપજ્યા,
રાજે આવો મહિમા જેનો, વૃદ્ધ નગર જે નીપજ્યા,
એવા નર વીર નાગરના, વંશજ આપણ છૈએ હો! —૧
ઉચ્ચ ધર્મ ને ઉચ્ચ કર્મથી ઉચ્ચ જ્ઞાતી પદ પામ્યા,
ઉચ્ચ રીતીને ઉચ્ચ નીતિએ કંઈક કીર્તિઓ કામ્યા,
એવા નર વીર નાગરના, વંશજ આપણ છૈએ હો! —૨
પ્રભુભક્તિ પૂર્વજે કરેલી, શુધ્ધાચાર પ્રચારી,
જેણે ગીતે ગાયા જાતાં, વિજય-પ્રેમ-અધિકારી;
એવા નરવીર નાગરના વંશજ આપણ છૈએ હો! —૩
નિજ ગૌરવ કુળ ગૌરવ સાથે, જ્ઞાતી ગૌરવ રાખી,
રાજ ભક્તિ મહત્વનુ સામગ્રી, પ્રેમ સૌમને દાખી;
પૂજ્યા નાગર નરવીરો, છૈએ વંશજ તેના હો! —૪
પરમ પરમાર્થ તણીમાં, પ્રેમ—ભક્તિ હરી પૂરી,
પરમાત્માની પ્રીતિ પામ્યા, ઇચ્છા રહી ન અધૂરી,
એવા નૃસિંહ મહેતાનો, હાથ છે આપણી માથે હો! —૫
વિધ વિધ વિદ્યા ભણી વધાવો, દેશ કાળને જાણી,
નાગરિક જનો જન હિત સેવા, કરવી તન-મન-વાણી,
અર્ધ-સદૈવ પ્રભુ સાથે, હાથ હાટકેશ્વરનો માથે. —૬
સહસ્ત્ર નરથી પૂર્વજો તણું, મળો માન ઉચ્ચારી,
ઉચ્ચ સ્વરથી ઘોર ગજાવો, રાજ્ય ભક્તિ વિસ્તારી;
"આપણે નાગર" હર એનું, રાખીને સ્વાભિમાન રહેવું —૭
એક સંપ આરામ આપજો, અચળ ખ્યાતિ ને પામ્યો,
એક બીજાનું દિન દૈવામાં મારી ધર્મ દુઃખ વામ્યો.
માની આવી સંપત્તિ, પૂર્વજોની હતી એ નીતિ. —૮
તેવા થાવા હેતુ ચ્હાવા, તેઓના ગુણ ગાઈ,

કોણ આપણો નાગર, બાંધવ સઘળા એમ મનાય;
લાગણી જેમ જેમ વધશે, આપણો તેમ ઉત્કર્ષ થશે. —૯
યથા શક્તિ અવકાશ લઈને, મન-વાણી કર્મેથી,
પર-હિત અભ્યુદય ઇચ્છીને, કરવું સત્કર્મેથી,
ખરી પુરૂષાર્થ તણી શોભા; રહી છે એવા જીવનમાં. —૧૦
તજી આળસ આવાસ આદરો, વિદ્યા તણો વધારો,
થશે, તેમ જશે, જડતા, દૈન્યતા; સારો છે ઉગારો;
વિવેક વૃદ્ધિ ઉત્તમ ધારો, વિપત્તિ સકળ સઘ જાશે —૧૧

જન્મશંકર મિહિરજાશંકર વૈદ્ય.

---

# वेदोक्त धर्म विचार.

(અનુસંધાન ગત પૃષ્ઠ ૫૩થી).

આગમ—એટલે વેદ પ્રમાણે ષડંગવેદ ભણવા શાસન છે લઘુ એટલે ટુંકામાં શબ્દ જ્ઞાન થવા માટે વ્યાકરણના અધ્યયનની જરૂર છે અસંદેહને માટે પણ વ્યાકરણના અધ્યયનની જરૂર છે યાજ્ઞિકો નીચેનો મંત્ર ભણે છે —स्थूलपृषती माग्निवारुणी मनड्वाही मालभेत ॥ આહિ સંદેહ થાય છે કે स्थूलपृषती શબ્દનો સમાસ કર્મધારય કરવો કે બહુવ્રીહિ વ્યાકરણનું જ્ઞાન હોય તો ઉદાત્ત અનુદાત્ત સ્વર ઉપરથી સહેજ ખબર પડી શકે છે કે અમુક સમાસ કરવો જોઇએ. માટે આચાર્ય કહે છે કે અસંદેહ માટે વ્યાકરણ ભણવું જોઇએ.

નિરૂક્ત—એટલે વેદના પદ અને તેના અવયવની વ્યુત્પત્તિ બતાવીને જે શાસ્ત્રમાં વેદના મંત્રોના અર્થનું નિરૂપણ કર્યું છે તે શાસ્ત્ર વ્યાકરણ અને નિરૂક્ત અર્થ સમજવામાં અગત્યના છે નિરૂક્તના કર્તા યાસ્કમુનિ છે. તેના અધ્યાય ૧૨ છે.

છંદસ્—એટલે વેદના મંત્રો કયા વૃત્ત અથવા છંદમાં છે તે બતાવનારૂં પિંગળ શાસ્ત્ર. વેદના મંત્રના ઋષિ, છંદ, અને દેવતા જાણીનેજ દરેક મંત્ર ભણવામાં આવે તોજ વિધિસર કર્યું કહેવાય એવું શાસ્ત્રનું શાસન છે તેથી છંદ શાસ્ત્ર શિખવાની આવશ્યકતા છે

જ્યોતિષ —આ શાસ્ત્રનો અર્થ સૌ કોઇ જાણે છે યજ્ઞ યાગાદિ ક્રિયા કરવાના સમય મુકરર કરવામાં આ શાસ્ત્રની જરૂર પડે છે.

આપણા શાસ્ત્રકારોનું શાસન એવું છે કે ધર્મનું જ્ઞાન થવા સારૂ ઉપર વર્ણવેલા છ અંગો સહિત વેદનું અધ્યયન કરવું જોઇએ. ચરણ વ્યૂહમાં શ્રી શૌનકાચાર્ય લખે છે કે—

षडङ्गो वेदो ऽध्येयः ॥ च० व्यू० पादु ॥

### વેદનાં ઉપાંગ.

પુરાણ, ન્યાય, મીમાંસા, અને ધર્મશાસ્ત્રો વેદના ઉપાંગ ગણાય છે શ્રી મધુસૂદન સરસ્વતી સ્વામી લખે છે કે —

पुराणं न्याय मीमांसा धर्मशास्त्राणि चेति चत्वार्युपाङ्गानि ॥
मत्स्यपुराण भेद पानु १ ॥

પુરાણ:—પુરાણો મુખ્ય ૧૮ છે તે ભગવાન શ્રી વ્યાસ મુનિ કૃત ગણાય છે. પુરાણોની પણ આવશ્યકતા છે. સઘળાં મનુષ્યો એકજ પ્રતિના અધિકારી હોતા નથી. અધિકારીના પણ ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અથવા મંદ એવા ત્રણ પ્રકારો છે. કેટલાએકને માત્ર શ્રુતિનું મનન અને વિચાર કરવાથી ધર્મ વિગેરેનું જ્ઞાન થાય છે. અને કેટલાએકને ઇતિહાસ, વાર્તા કથા વિગેરે દ્રષ્ટાંતો સાંભળી જ્ઞાન થાય છે. દરેકને વાસ્તે એકજ પ્રકારનો અભ્યાસ રસ્તો હોઇ શકે નહિ. તેમજ ગ્રહણ, ધારણ કરવાની બુદ્ધિના ભેદને લીધે જે રીતે અનુકુળ પડે તે રીતે બોધ કરવાની આશાએ, ઉપદેશક અને અધ્યાપકો યોજના કરે છે. તે પ્રમાણે અધિકારીની યોગ્યતા જોઇ પુરાણો બનાવેલાં છે. પુરાણોમાં ભિન્ન ભિન્ન વાર્તા કથા અને આખ્યાયિકાઓ હોય છે તેમાં સ્તુતિ, ભયાનક અને રોચક વાક્યોનો ઉપયોગ પણ અધિકારી પરત્વે કરવામાં આવેલ છે. પુરાણની કથા સાંભળવાથી મનુષ્યોની નીતિ જળવાતી નથી અને પરિણામ નહિ ધારેલું આવે છે એ માનવું ભ્રાન્ત માત્ર છે. પણ માણસને કયે રસ્તે દોરે છે તેજ ખરી કસોટી છે. ભગવાન વ્યાસ મુનિના કરેલાં મુખ્ય ૧૮ પુરાણ છે, તેનાં નામ.—બ્રાહ્મ, પાદ્મ, વૈષ્ણવ, શૈવ, ભાગવત, નારદીય, માર્કંડેય, આગ્નેય, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લૈંગ, વારાહ, સ્કાંદ, વામન, કૌર્મ, માત્સ્ય, ગારૂડ, બ્રહ્માંડ.

આ સિવાય બીજાં પણ ઉપ પુરાણ ગણાય છે. દરેક પુરાણમાં પાંચ લક્ષણ હોવાં જોઇએ, એટલે જેમાં પાંચ બાબતનું વર્ણન હોય છે તેને પુરાણ કહે છે.

સૂત સંહિતામાં લખેલ છે કે:—

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणिच वंशानुचरितं चैव पुराणं पञ्चलक्षणम् ॥
॥ अ० १, ३३ ॥

ભાવાર્થ:—સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર અને વંશાનુચરિત એમ પાંચ લક્ષણ વાળું પુરાણ કહેવાય છે.

ન્યાય:—ન્યાય શાસ્ત્રના બે ભાગ છે. પ્રથમ ગૌતમ મુનિનો ન્યાય અને બીજો કણાદ મુનિનો વૈશેષિક ન્યાય. ગૌતમ મુનિએ ન્યાય સૂત્ર લખ્યાં છે તેના અધ્યાય પાંચ છે. ગૌતમ ન્યાયમાં નીચેના ૧૬ પદાર્થોનું નિરૂપણ કર્યું છે:—

૧ પ્રમાણ, ૨ પ્રમેય, ૩ સંશય, ૪ પ્રયોજન, ૫ દ્રષ્ટાંત, ૬ સિદ્ધાન્ત, ૭ અવયવ, ૮ તર્ક, ૯ નિર્ણય, ૧૦ વાદ, ૧૧ જલ્પ, ૧૨ વિતંડા, ૧૩ હેત્વાભાસ, ૧૪ છલ, ૧૫ જાતિ, ૧૬ નિગ્રહસ્થાન.

ગૌતમના ન્યાય સૂત્ર ઉપર વાત્સ્યાયનનું ભાષ્ય છે.

વૈશેષિક ન્યાયના પ્રણેતા કણાદાચાર્ય છે. વૈશેષિક સૂત્રના દશ અધ્યાય છે. ગૌતમ ષોડશ પદાર્થ વાદી કહેવાય છે. કણાદ ષટ્ પદાર્થ વાદી છે. કણાદ મુનિએ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય એમ છ પદાર્થોનું નિરૂપણ કર્યું છે. વૈશેષિક સૂત્ર ઉપર પ્રશસ્ત પાદાચાર્યનું ભાષ્ય છે.

**મીમાંસાઃ**—મીમાંસાના બે ભેદ છે કર્મમીમાંસા અને શારીરમીમાંસા કર્મમીમાંસાને પૂર્વ અને શારીરમીમાંસાને ઉત્તરમીમાંસા કહે છે, પૂર્વમીમાંસાના લખનાર જૈમિનિ આચાર્ય છે તેણે સૂત્રો લખ્યાં છે તેના અધ્યાય બાર છે તે ઉપર શબર સ્વામીનું ભાષ્ય છે તેમા "अथातो धर्म जीज्ञासा" એ સૂત્રથી શરૂ કરી "अन्वाहार्ये च" એ સૂત્ર સુધીમાં ધર્મ પ્રમાણ, ધર્મ ભેદાભેદ, શેષશેષીભાવ વિગેરે બાર વિષયોનુ નિરૂપણ કર્યું છે શાસ્ત્રનો અર્થ કરવામાં પૂર્વમીમાંસા શાસ્ત્રની ઘણીજ આવશ્યકતા છે વેદ અથવા શબ્દાર્થનુ જ્ઞાન વ્યાકરણ શાસ્ત્રથી થાય છે વાક્યાર્થ જ્ઞાન પૂર્વમીમાંસાથી થાય છે તે શાસ્ત્રનો ઉપયોગ કર્મ કાંડ એટલે યજ્ઞ યાગાદિમાં વિશેષ છે

શારીર એટલે ઉત્તર મીમાંસાના પ્રણેતા ભગવાન બાદરાયણાચાર્ય એટલે વ્યાસ મુનિ છે વ્યાસ મુનિએ સૂત્રો લખ્યા છે તે બ્રહ્મસૂત્રના નામથી ઓળખાય છે તેના ચાર અધ્યાય છે. તે ઉપર શ્રી શંકરાચાર્યનું ભાષ્ય છે જેમાં અદ્વૈત સિદ્ધાન્તનુ પ્રતિપાદન કર્યું છે શારીરમીમાંસાના સમન્વયાધ્યાય, અવિરોધાધ્યાય, સાધનાધ્યાય, અને ફળાધ્યાય એમ ચાર અધ્યાય છે.

**ધર્મશાસ્ત્રઃ**—ધર્મ શાસ્ત્રનું બીજું નામ સ્મૃતિ છે. મુખ્ય સ્મૃતિ અઢાર છે, તે સિવાય બીજી ઉપસ્મૃતિઓ પણ છે, જુદા જુદા ધર્મ વિષયો પર નિબંધો પણ છે ધર્મ શાસ્ત્રના ગ્રંથોમાં વર્ણાશ્રમ વિગેરે ધર્મ વિશેષને આગળ મુકી ધર્મનું નિરૂપણ કરવામાં આવ્યું છે ઘણે ભાગે ધર્મશાસ્ત્રમાં આચાર, વ્યવહાર, અને પ્રાયશ્ચિત એમ વિભાગ પાડી વિવેચન કરવામાં આવેલુ છે. મનુ, યાજ્ઞવલ્ક્ય, વિષ્ણુ, યમ, અંગિરા, વસિષ્ટ, સંવર્ત, શાતાતપ, પરાશર, ગૌતમ, શંખ, હારિત, આપસ્તંબ, ઉશના, વ્યાસ, કાત્યાયન, બૃહસ્પતિ, દેવલ, નારદ અને પૈઠિનસિ વિગેરેએ ધર્મ શાસ્ત્રો લખ્યાં છે

ચાર વેદ, સમગ્ર વેદનાં ૭ અંગ અને ચાર ઉપાંગો ધર્મસ્થાન એટલે મૂળ છે તેથી તેનું એકંદર ટુંકામાં દિગ્દર્શન કર્યું છે મધુસૂદન સરસ્વતી પ્રસ્થાન ભેદમાં લખે છે કે —

पुराण न्याय मीमांसा धर्मशास्त्राङ्गमिश्रिताः वेदाःस्थानानि
विद्यानां धर्मस्य च चतुर्दश ॥

॥ प्रस्थान० पानु १ ॥

**ભાવાર્થઃ**—૧ પુરાણ, ૨ ન્યાય, ૩ મીમાંસા, ધર્મ શાસ્ત્ર, ૭ અંગો અને ચાર વેદ ધર્મ અને ચૌદ વિદ્યાનાં સ્થાન છે

(અપૂર્ણ)



## નાગર.

(અનુસંધાન ગત પૃષ્ઠ ૫૭થી).

રાજદંડ, સ્ત્રી હઠ અને બાળ હઠ એ દુર્નિવાર દોષ છે તેથી રાજા ઋષિઓને પ્રત્યુપકાર કરવ નો લાગ જોતો રહેતો એક વખત ઋષિઓ કોઈ પર્વ ઉપર ત્રિપુષ્કરં ન્હાવા ગયા હતા, પછવાડે સ્ત્રીઓ અને બાળકો એકલાં હતાં એ લાગ જોઇ, સ્ત્રીઓ નિરંતર પુરુષો કરતાં ઓ-

તિરસ્કૃત બ્રાહ્મણ આગળ જતાં ભર્તુહરિ નામ પામીને નાતમાં મ્હોટો અને માનીતો થયો.

ભા. ૧. દ.

---

## સ્હેજ સ્હાજ.

(અનુસંધાન ગત પૃષ્ટ ૬૫થી).

સરસ્વતી—ચાલો મંદાકિની બેન હું તો આજે અમ્માને કહીશ કે આમાંતો થોડું પણ ઝેર છે એમ જણાય છે, માટે જો નજ ચાલે તો આપણે કોફી લઈએ.જો.

નંદશંકર—ના બહેન, કોફી, કોકો, ચોકોલેટ એ બધાં ઓછાં વધુ પણ લગભગ એકજ જાતનાં છે જુઓને તેનાથી પણ નિદ્રા ઉડી જાયછે, તે વધારે ઉકાળેલો કરવો પડે જાયછે, અને વખતસર ન મળે તો તે તરફ પણ મન તણાયાજ કરેછે કોફી વિષેતો વળી નીચેની કહેવત પણ છે કે

કફ કટન વાયુ હરન, ધાતુ હીન બળ ક્ષીન,
લોહીકો પાની કરે, દો ગુન અવગુન તીન.

એવી ચીજ છે તે તમામ ઓષડ તરીકે લેવાની ચીજો છે. વૈદ બતાવે ત્યારે અને તેમ લેવાથી બહુ ફાયદો છે, પરંતુ એટલા માટે તે હમેશાં સેવવા જેવી ચીજ નથી વળી આવી ચીજો હમેશ ઉપયોગમાં લેવાથી ખરે વખતે તેની જોઈએ તેટલી અને તેવી અસર પણ થાતી નથી

મંદાકિની—(હસીને)—અરે તમે એમને પુરી જાણતાં નથી એતો કહેશે કે રોટલા ખાઓ અને મજા કરો જે માણસ મળવા આવે ત્યારે માન તરીકે બહુ ટકે કરવું હોય તો કરો નહિતરતો કહેશેજે આંખનું કંઈજ ન કરવું

નંદશંકર—ગમ્મત માટે પણ આવી ચીજ શા માટે જોઈએ, કે જે આગળ કેતાં પહો-ચો પાકે, અને એક મોટું વ્યસન થઈ પડે, પણ હજી જેને ચ્હા કોઈ સુઝતો નથી ત્યાં સુધી તો શું ઉપાય. થોડાક મિનિટમાં ચાહ જેવું તૈયાર થઈ શકે તેવું તથા ૧૦,૧૫ માણસ ભેગા થઈ જાય તોપણ ખર્ચ બહુ ન લાગે, તેમ આબરૂ કોઈ પણ ન જાય એવું કંઈક જોઈએ

મંદાકિની—આટલા બધા ભણેલાઓ પણ તેમને આટલું ક્યાંયથી ન જડે એમ તે હોય!

નંદશંકર—ના બહેન હું ખરું કહું છું અમે છીએતો ઘણા પણ તેમાંનો કેટલા આવી બાબત વિષે વિચાર પણ કરેછે એ તમે જુઓ તો જાણો તમને કહે શું થાય પણ આ સરસ્વતી બેહેન જેટલી પણ તેમાંના કે ઘણાઓને છુટ્ટાસ નથી હોતી આ ચાહ આવ્યો ત્યારથી છોકરાંઓનું હમેશને માટે શિરામણ તથા ચાટો બધાં શીરામણ તથા ચાટો શું એ પણ ઠરત ભુલાઈ જશે કેટલાઓનું તેથી વાળ પણ જાયછે આથી કેટલું નુકસાન છે એ પણ જોવાનું છે વળી તેને લઈને ખર્ચમાં મોટો વધારો થઈ જાયછે એ કોઈ બરાબર તપાસતું નથી આવા તો ઘણાએ ગેરફાયદા જોવા જેવા છે.

મથાકુંવર—અરે ગુણાઓ છો શું ? આ સરસ્વતી જેવી બાળકીઓ વધે અને ભણેને દશ બાળકીએ એક એના જેવી થાયતો પછી જોઇએ. તમારે કાંઇ કરવુંજ ન પડે. અમે તેમ હોય પણ પરતો અમારે ચલાવવું હોય કે નહિ.

તંદરામન—સાવ સાચી વાત છે, પણ એ દિવસ તે ક્યારે આવે ?

સરસ્વતી—મંદાકિની બ્હેન હું તો હવે જાઉંછું. તમને સહુને મોટી કર્યાં હો.

સહુ—ત્યારે, અમને પણ કાંઇ ભુલ પડોને.'

મથાકુંવર—સરસ્વતી, બચ્ચા, આવજે હો.



## ટુંક નોંધ.

ત્રિમાસિકના પ્રથમ વર્ષનો આ છેલ્લો અંક છે તે અલ્પ પ્રયાસથી થયેલા લાભ વિષે એક નનામો પત્ર આવેલ છે જેની નોંધ બીજે ઠેકાણે લેવામાં આવી છે તેથી તે વિષે પુનરાવૃત્તિ કરવાનું પ્રયોજન નથી. જો તે ખુલાસો વાચક વર્ગ તથા સહાયક વર્ગને ઘટતો જણાય તો આશા છે કે નવા વર્ષમાં કાંઇ પણ જાતની મુશ્કેલીઓ રહેશે નહિ. લેખ સંબંધે તો મુશ્કેલી કોઇ વાર આવતી નથી અને આવશે પણ નહિ. અલબત્ત, કયા પ્રકારના લેખ જોઇએ એ સવાલ ચર્ચવાનો રહેછે. આજ સુધી પ્રકટ થયેલા લેખોમાંથી સ્થાયી લાભ આપનારા કેટલા છે તેનો નિર્ણય તો જુદી જુદી મતિ અનુસાર જુદો જુદોજ રહેવાનો, પરન્તુ તે બધી ભિન્નતામાંથી પણ અમુક જાતની એકતા સચવાય છે એમ સર્વ વાચકોને લાગશે એવી આશા છે. સંસારી લેખ વિશેષ આવવા જોઇએ એમ કેટલાક નો આગ્રહ છે તે સંપૂર્ણ રીતે વાજબી છે, અને તેવા લેખો કેમ વધે એ વિચાર કારભાર વહન કરનાર વર્ગના લક્ષમાં 'સર્વોપરીજ થઇ રહ્યો છે કેટલાકનો વિચાર વળી રીત-રિવાજ સંબંધે વિશેષ ચર્ચા ચલાવવાનો જણાયો છે તે વિષે જણાવવું જોઇએ કે ચર્ચા હમેશાં તકરારીનું અને ભેદાભેદનું મુખ્ય કારણ થઇ પડે છે છીછરું બાળક વાદવિવાદમાં ઉતરશે તો સમજુ મોટેરો એકદમ તેને ટપારશે : તેવો ટપારવાનો વખત ન-આવે એ વિષે બાળક ત્રિમાસિકને ખાસ સાવધાની રાખવી જોઇએ કહેવાનો હેતુ એવો નથી કે કોઇ જાતની ચર્ચાને સ્થાન આપવુંજ નહિં. તેમ કરવાથી તો એક પક્ષના વિચારો પ્રબળ થાય અને એક પક્ષ સબળ થયો તો સામો પક્ષ વિરોધી લાગણીથી ભરપુર બની જાય. ત્રિમાસિકને આવી સ્થિતિ પણ પસંદ નથીજ સમયને અનુકૂળ યોગ્ય ચર્ચાઓ ચલાવ્યા વિના વિચારો ઘડાતા નથી અને સાર મેળવાતો નથી, પણ તેને માટે પણ જરા રાહ જોવાની જરૂર જણાય છે હજી બરાબર મજ્જ ન હોય અને ઉતાવળ કરાય તો આખામાં હાનિ થવાનીજ દરેક પગલું પરિપક્વ સ્થિતિ વગર હાનિકારકજ થાય છે અને તેથી ત્રિમાસિક પણ તેના પાક કાળની રાહ જુએ છે આશા છે કે તેટલો સમય ધીરતા પકડી યોગ્યાયોગ્યની તુલના કરી પોતે આપેલો આશ્રય સર્વ ચાહકો જારી રાખશેજ + + + + +

નાણાં સંબંધીની મુશ્કેલી ઘણાને જબરી લાગી છે તેજ કારણ જણાવી કેટલાંક હિતચિંતકો આગ્રહ કરેછે કે લવાજમ રાખવું એ સૂચના ઘણીજ વિચારવા જેવી છે. એક ગૃહસ્થ જણાવે છે કે નમૂનું આવેલું એતો નમૂનુંજ ગણાશે પરંતુ બીજા પત્રો કરતાં ત્રિમાસિક તદ્દન જુદી ધોરણથીજ ચલાવાય છે એ હકીકત ઉપરનો આગ્રહ કરનારના લક્ષમાંથીજતી રહેતી લાગેછે ઉદ્દેશ એવો છે કે નાગર માત્રને હાથનો કંઇક [illegible] આ પત્ર મળવું જોઇએ. તેનું એક રીતનું લ્હાણું થવું જોઇએ ને લ્હાણામાં પોતાનો સહાયક હિસ્સો આપવા સૌ કોઇને છુટ છે, એટલુંજ નહિ પણ તે મદદ ઉપકાર સહિત સ્વીકારાય છે લવાજમ રાખવા જતાં લ્હાણાનું સ્વરૂપ બદલાઇ જશે પરોપકારી નાગર ગૃહસ્થોની ઉદાર વૃત્તિ સદ્દષ્ટાન્ત બનતાં અટકશે અને વાંચવાવાળા તો ગણ્યા ગાંઠ્યાજ થઇ જવાના જે લવાજમ આપીને વાંચવાની ઇચ્છા ધરાવતા હશે તે તો આમ પણ આપશે અને વાંચશે જે લવાજમ આપવા નાખુશ યા તો બેદરકાર હશે તેના પણ હાથમાં આ પત્ર પડશે આવી પડશે અને વારંવાર આવવાથી કોઇ વાંચશેજ આમ નાગર સમસ્તની વાત હોવાથી લવાજમ વગરનાને ન મોકલવું એ રીત અનુકૂળ લાગતી નથી. જેને આપવું હોય તેને માટે લવાજમ કરાવેલુંજ છે અમે આટલી હિમ્મતથી કહી શકીએ છીએ તેનું કારણ એટલુંજ છે કે અમારા સહાયક ગૃહસ્થો પર અમને પૂર્ણ ભરોસો છે અને જેમ પહેલે વર્ષે આપેલ છે તેમ બીજે વર્ષે પણ આપશે તો દરેક નાગર ગૃહસ્થને મોકલતાં અમને કશી અડચણ પડવાની નથી. જે રકમ પહેલે વર્ષે લેવાય છે તે વાર્ષિક છે એમ સૌ મદદગારોને સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યું હતું તેથી ખાત્રી છે કે તેટલાં નાણાં તો નવા વર્ષના પ્રારંભમાં આપોઆપજ આવી જશે

\+ + + + + +

થોડાક સમુદાયનો આગ્રહ ત્રિમાસિકને માસિક કરવાનો છે, અલબત્ત, ત્રણ માસ વચમાં વીતી જવાથી આગળ પાછળનું ભુલાઇ જવાય અને રસ જરા કમી થઇ જાય છે એ સ્વભાવિક છે પણ આવા પત્રને આવીજ સ્થિતિમાં માસિક કરવા પહેલાં ઘણી મુશ્કેલીઓ દૂર થવી જોઇએ અમારો હેતુ તો તેવોજ છે પણ 'પહેલાં એક પગલું 'માંડતાં શીખી અમારા બળની ખાત્રી થશે ત્યારેજ દોડવાની હિમ્મત કરશું જેથી કદાચ પડીએ તોપણ આપોઆપ બેઠા થવા માટે બીજાની મદદની જરૂર રહે નહિ'

\+ + + + + +

ત્રિમાસિક સંબંધિ આટલું વિવેચન જરૂરનું ગણાયું તેનું કારણ એટલુંજ કે અમે હિતચિંતકોએ સમય અને સાધનનો વ્યય કરી અમારા તરફનો સમભાવ બતાવ્યો છે. દરેકને જુદા જુદા પત્રો લખવા કરતાં સમગ્ર વાચક મંડળને અમારા વિચારો જણાવ્યા છે જેથી જો બીજા કોઇને પણ તેવા વિચારો થતા હોય તો તેમને પણ પ્રત્યુત્તર મળી જાય

વર્ષ એક વિતવા આવ્યું હિન્દુ પ્રજા વર્ગનું વર્ષ તો ક્યારનુંએ બદલાઇ ગયું આપણા રાજકર્તાઓનું વર્ષ પણ આ અંક બહાર પડશે ત્યાં તો બદલાઇ ગયું હશે. આ પત્રને નાગરોના અંતરજીવન સાથેજ સંબંધ છે જેથી હિન્દના બીજા બનાવોની ચર્ચા અસ્થાને છે તેમાંથી કેટલાક તો આપણાં હૃદયનાં ઊંડાણમાંથી અનેરી ઊર્મિઓનો ખળભળાટ

ઉમરાવે તેવા જે વોપણુ આપશે તો હજી આપણા રૂઢ સંસારની વાતો કરવાનું સ્વીકાર્યું.

\+ + + + + +

પરદેશ ગમન અને પ્રાયશ્ચિતનો સવાલ જે ઘણાં વર્ષો થયાં ચર્ચાયા કરે છે તે એકવાર ફરીથી જુનાગઢમાં ઉપસ્થિત થયેલો પણ સંક્રાંતિ સમયમાં બને તેમજ તે સવાલ ચર્ચાયો ગુંચાયો અને પાછો પહેલાં હતો તેને તે સ્થિતિમાં રહ્યો

\+ + + + + +

જુનાગઢમાં ગયા વર્ષના વિવાદના વખતે એક નવી ઘટના જરા વધારે ધ્યાન ખેંચનારી થઇ હતી. કંઇક ગેર સમજુતી, કંઇક મતાગ્રહ, કંઇક માનુષી દુરાગ્રહ અને ઘણે અંશે તો આપણી સ્થિતિના વાસ્તે જ્ઞાનના અજ્ઞાનને લઇને આપણા પુજનીય સાધુ વર્ગમાં કાંઇક અસંતોષ દેખાયો હતો મતભેદ માણસોમા નહિ પણ દેવોમાં પણ થાય છે એથી કોઇએ નિરાશ કે દીલગીર થવાનું નથી બે પક્ષ થવા વગર કાંઇ પણ નિર્ણય થાય નહિ. એક પક્ષી ઠરાવ ઝાઝો ટકે નહિં. જો કુદરતનોજ એ ન્યાય છે તો આપણે શામાટે તેવી ભેદબુદ્ધિથી નાહિંમત થવું ! વાત છપાતી છપાતી રેડાણે પડશે અને ઘીને ઘરે ઘી પડશે આશા છે કે હવે શાંત થયેલ મતભેદ તદ્દન નિર્મૂળ થશે અને દુરાગ્રહ તજી દઇ ઉદારતાના ઉદાત્ત દ્રષ્ટાન્ત શુ દેવો આપોઆપ બેસારશે.

\+ + + + + +

જામનગરમાં થયેલા નવા ધારાઓ વ્યવસ્થા લાવવા માટેનો એક ઘણે અંશે સારો પ્રયાસ છે તેમાં પણ મત ભેદ હોય તે ધ્યાનમાં લેવા કરતાં તથી થયેલી એકતા વધારે ધ્યાનમાં લેવા લાયક છે આશા છે કે સુધારા વધારા કરવામાં તત્પરતા રહેશે તો નિશ્ચિત નિયમ બાંધવામાં બહુ સમય જશે નહિં. જો ઇંગ્રેજ સરકારના ધારાઓમાં પણ વખતો વખત વધારો ઘટાડો, સમજુતી વિવેચન થયા કરે તો આપણા ધારામાં તેવું થાય તેમા તો નવાઇ જ શાની ! જામનગરમાં થયા તેમ જુનાગઢ શુધ્ધ અને ભાવનગરમાં નવેસરથી ધારાઓ છપાય તો ઘણું સારૂં. જો છપાયેલા હોય તો આ ઓફિસમાં મોકલવા વિનંતિ છે અને બની શકે તો આખા કાઠિયાવાડ માટે એક સરખા ધારા કરવા વિનંતિ કરીએ છીએ. તેમ ન બને તો બધા એક સાથે છપાવવાનું તો બની શકે. જેના વ્યવહાર પણ વધતો જાય છે તેથી આ ઘાટા હવે તરત થાય એ ઇચ્છવા જેવું છે.

\+ + + + + +

ગયા માર્ગશીર્ષ માસમાં સંજોગ ખાતે લગ્નો હતાં બીજી બધી વખતનાં લગ્નો કરતાં આ વખતના લગ્નોમાં એક બહુજ ખુશકારક હકીકત ધ્યાન ખેંચનારી હતી. અઢાર કન્યાઓમાં દશ વર્ષથી ઓછી ઉમરની એકે નહોતી, તેમ વરોમાં બધા સોળ વર્ષથી વધારે ઉમરના હતા. ઘણા ઘણા કાળ થયાં લગ્ન વિષયની ચાલુ રહેલી ચર્ચાનું આ શુભ ફળ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. દરેક ચર્ચા અમુક કાળે ફળદાયી થયા વિના નીવડતીજ નથી; સારૂ હશે તે ગ્રહણ થયા વગર રહેશેજ નહિ માટે સદ્ હેતુ માટેના પોતાના પ્રયાસમાં કમ્મર કસીને મંડયા રહેવાની સર્વ ભાઇઓને વિનતી છે.

\+ + + + + +

કેળવણીના વિષયમાં ચાલુ વર્ષમાં કંઇ વિશેષ લાભ થયેલો હોય તેવું અમારી પાસે જુદે જુદે સ્થળેથી આવેલાં યુનીવર્સિટીના પરીણામો ઉપરથી જણાતું નથી.

જુદી જુદી પરીક્ષાના પરીણામો નીચે પ્રમાણે છે.

| પરીક્ષાનું નામ | જુનાગઢ | જામનગર | ભાવનગર | રાજકોટ | ભુજ | પોરબંદર | વઢવાણ |
|---|---|---|---|---|---|---|---|
| એમ. એ. | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ફર્સ્ટ એલ.એલ. બી. | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ |
| એલ. સી. ઈ. | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| બી. એ. | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૦ | ૧ |
| ઇન્ટર. | ૨ | ૧ | ૪ | ૦ | ૧ | ૦ | ૨ |
| પ્રીવીયસ. | ૭ | ૦ | ૩ | ૧ | ૧ | ૦ | ૦ |
| મેટ્રીક | ૪ | ૧૨ | ૧૦ | ૭ | ૩ | ૧ | ૧ |

શીવાય મેટ્રીક્યુલેશનમાં મોરબીમાં ૧, માંગરોળમાં ૨, દ્વારકામાં ૧ અને વસાવડમાં ૧ એવી રીતે પાસ થયેલ છે

જોકે વસ્તી પત્રક સબંધે અમારે જે હકીકત લેવાની હતી તે અમારી ધારણામાં અમે નાઉમેદ થયા છીએ તોપણ ગયા વર્ષમાં જુદા જુદા સ્થળોમાં પ્લેગ એટલે મુક્ત મરણો થયેલાં છે તેના અમોને ખબર મળ્યા છે તે પ્રમાણે નોંધ આ જગોએ લઇએ છીએ.

જુનાગઢમાં ૩, જામનગર ૨ અને ભાવનગર ૨. જુનાગઢમાં મરકીના મરણથી આપણા ભાઇઓમાં ઘણું નુકશાન થયું છે તે સર્વે કોઇ જાણે છે

---

રા રા ગણેશ મોરબુજી ભંડારીઆએ પોતાના કુટુંબીઓ ઉપર સંવત ૧૯૩૮માં એક પત્ર લખી ઘરકાર્યુટ કરેલ, એ કાગળની મતલબ આપણા કેટલાએકને માટે ઘણીજ ઉપયોગી થઇ પડે એમ જણાવાથી તેની નકલ આ નીચે આપવામાં આવે છે. આજથી ત્રેવીસ વર્ષ પહેલાં પણ આવા વિચારો થતા, આવા ઉપાયો લેવામાં આવતા, એમ જણાવવાને પણ આ કાગળ એમને એમ પ્રસિદ્ધ કરવાનો એક હેતુ છે

[તે વખતનું લખાણ કેવું હતું તેનો પણ નમુનો રહે એવા હેતુથી જોડણી તથા શૈલી પણ તેની તેજ રાખી છે —ત્રી. એ.]

ભાઇઓ.

આપણા વડીલો એવી નજીવી હાલતમાં વાને વગર ધંધાથી નહોતા કે તેઓ આપણે માટે વારસામાં માત્ર વગર સમાસનું એક ઘર અને થોડાં ગોત દેવાં વગર બીજું કંઇ રાખી જાઇ ન શકે તેમ છતાં એવો વારસો આપતા ગયા તેને માટે હું વારવાર વિચારમાં રહ્યા કરતો. હાલમાં એક માસિક ચોપાનીઉં વાંચતાં મારી દ્રષ્ટિએ પૈસા વેરનો 'ઉપયોગ' તથા 'ગેરઉપયોગ' એવા જવાબોનો વિષય આવ્યો. મેં એ વિષય મન દઇને વાંચ્યો કે તાત્કાળ જે વિચાર મારા મનમાં પીડાયા કરતો હતો તેનું કારણ સમજાઇ ગયું.

વડીલોની રીત કમાવું તે ખાવું એવી આપણું જાતે જોઈએ છે અને જાણી તથા સાંભળી છે, અને એજ રૂડે ચાલવાનું આપણને શિખામણ આપીને નહિ પણ પોતે કરી બતાવીને શિખવતા ગયા છે. જ્યાં સુધી હું સંપત્તિવાળો ને સારા રોજગાર સર હતો ત્યાં લગણ એ રૂડો હુને ઘણોજ સારો લાગ્યો હતો, પણ હવે તો તે વાંકો ભુંડો ને ખાઉ ખરચીઓને કાઈવ કરાવનારો નજર આવ્યો છે..

કરકસર કરવી એવો કોઈ બોધ હુને કરતું તો તેના વિચારને અને બોધ કરનારને હું વખોડતો પણ હવે તે બોધ ખરેખરો સ્વીકારવા સરખો હતો એમ મારી + + + થી મારો નિશ્ચય થાય છે.

આગલા વડીલો કરતાં અને આપણું પોતે જે ધોંધાસર છઈએ અને હતાં તેના કરતાં થોડી કમાઈ કરનારાં ઘણાં કુટુંબો આપણી નજર પાસે સુખદિવાન છે અને આપણે એની એ ખાતાં પીતાની સ્થિતિમાંજ છઈએ તેનું કારણ માત્ર એજ નિશ્ચે થાય છે કે કરકસર કરી જાણી નહિ, પણ તેથી ઉલટા એટલે ઉડાઉપણું પસંદ કરી ચાલતા રહ્યા. એનો ખરૂં છે કે સંપત્તિ હોય તે કાળે વિપત્તિ વિષે વિચાર ન આવે, પણ દુરંદેશી વિચાર વાળાઓ હમેશાં સારો વખત નભે જશે એમ ધારી બેસતા નથી અને તેથી આગમચેતી કરી નબળા વખતને માટે તૈયારી રાખવાની અવશ્ય છે

મેં જાતે ફીકર ખાધી તેથી મારી આંખને વધેલ પડ નીકળી ગયાં છે ને આપણા કુટુંબની રીતુ જે ચાલતી આવી છે તેમાં ખામુખા સુધારો કરવાની મને જરૂર સમજાણી છે તેથી પૈસો તેનો ઉપયોગ તથા ગેર ઉપયોગ એ મથાળાના વિષયની નકલ જેમાં મહાન પુરૂષોનાં બોધકારક અને અસર કારક વચનો છે તે સામેલ કરી મારા કરતાં મોહોટેરાઓને વિનતી અને નાહાનાઓને આગ્રહ કરૂં છું કે આ વિષય પૂરેપૂરો અને પૂરૂં મન લગાડીને એક કરતાં વધારે વખત વાંચી સમજો. તેની સહી ખરી નકલ પોતપોતાની મેળે બની શકે તો ઉતારો એટલે વધારે અસર દીલમાં કરશે

ફીકર વાગ્યા વગરનો બોધ થવો બહુજ કઠણ છે, કારણ હુને આજ આ વિષય વહાલો લાગે છે (તોપણ તે પરિણામ હાથ કરાશે કે કેમ તે વિષે સંદેહ રહ્યા કરે છે) અમારા એવી બાબત ગમતી નહિ એટલે સહુને અસર કરશે કે નહિ તે માટે અંદેશો રહે છે. વખતે હું જેમ આવી શિખામણ દેનારને વખોડતો તેમ આપણા ભાઈઓમાંના પણ કોઈક આ પત્રને વખોડશે પણ ખરા; પણ તેની દરકાર ન રાખતાં મારી ખરી ફરજ જે સમજના કરવાની જ્યાં ટાણે હુને ભાસે છે તેમ કર્યું

આ પત્ર અનુક્રમે એક તરફથી બીજા પાસે મોકલાવશો ને ઉપર વાંચ્યા અને નકલ લીધાનો દાખલો રાખી મ્હારી પાસે આવે એમ કરશો એજ વિનતી તથા આશીર્વાદ.
સંવત ૧૯૩૮ના કારતક શુદી ૧ મંગળવાર

હું છઉં તમારો આભારી તથા શુભેચ્છક
ગણેશ માંડણજી.

સંપૂર્ણ.

## એ પણ સ્ત્રી.

એવું કહેવાય છે કે દીલ્હીમાં છબીલરામ બહાદુર નામે એક મોટા અમીર વર્ગના ગૃહસ્થ રહેતા હતા. તેમણે એક વખત જ્ઞાતિ ભોજન કર્યું. પોતે બહુ સારી સ્થિતિના હોવાથી તેમના જ્ઞાતિ ભોજનમાં ઓછપ તો શાની જ હોય ! છતાં પંગત બેઠા પછી તેઓ રિવાજ મુજબ આગ્રહ કરવાના અને કોઇને કોઇ પ્રકારનો અસંતોષ ન રહેવા દેવાના હેતુથી પોતે પંગતો વચ્ચેથી નીકળ્યા, દરમ્યાન તેણે પંગતમાં બેઠેલા એક ગૃહસ્થને નિઃશ્વાસો નાખી, મોઢું ફુલાવી, " અરેરે પઇને કંઇ ! આજતો ઘરથી પણ રહ્યા" એમ બોલતો સાંભળ્યો, પોતે વિચક્ષણ, તેથી તે વખતે તે કાંઇ બોલ્યા તો નહિ, પણ તેના મનમાં ખટક રહી ગઇ કે આ નાગરને કાંઇ ઓછપ લાગી ખરી. તેથી બે ચાર દીવસ જવા દઇને એક દિવસ બડી સ્વારીએ પોતે પેલા નાગરને ઘેર બરાબર જમવાને વખતે ગયા અને હાકલ મારી. પેલો તો તેમને જોઇ જરા વિચારમાં પડ્યો અને ધાર્યું કે તેમને કોઇ બીજાને ઘેર જવું હશે પણ ભૂલથી અહીં આવી ચડ્યા લાગે છે; તેથી તેણે પૂછ્યું " આપને કોને ઘેર જવું છે, આપ ઘર ભૂલ્યા જણાઓ છો " છબીલારામે કહ્યું " ના, હું તમારેજ ઘેર આવેલ છું. અને તમારી સાથે કંઇ વાતચીત કરવા માગું છું, માટે બારણું વાસી દીઓ." ઘરમાં ગયા પછી તેમણે કહ્યું " મારે આજે તમારે ત્યાં જમવું છે, પેલો તો પ્રથમ મશ્કરી સમજ્યો પરંતુ પાછળથી તે મશ્કરી નથી એમ ખાત્રી થઇ. છબીલારામે કહ્યું 'જુઓ, ભાઇ, મારે માટે તમારે કાંઇપણ તરખડમાં ઉતરવાનું નથી, માત્ર તમારા ઘરમાં જે કંઇ હોય. તેજ ખવરાવો. પેલો તો ઘરમાં જઇ પોતાની સ્ત્રીને વાત કરી. સ્ત્રીએ કહ્યું તમે તેના કંઇ વાંકમાં તો નથી આવ્યા ? પેલાએ કહ્યું " ના" ત્યારે સ્ત્રીએ પૂછ્યું કે તમે ત્યાં જમવા ગયા હતા તે દિવસ કાંઇ બોલ્યા હતા? ત્યારે પેલાને યાદ આવ્યું અને કહ્યું કે હા, મેં એમ કહ્યું હતું કે આજતો ઘરથી પણ રહ્યા. પેલી સ્ત્રી જાતે નાગરણ તેથી કાંઇ ઓછી ચકોર નહિ તે સમજી ગઇ કે આતો મારી પરીક્ષા કરવા આવેલ જણાય છે તેણે પોતાના પતિને કહ્યું ફિકર નહિ, તમે તેમને થોડીવાર વાતો ચીતો કરાવો ત્યાં હું તૈયારી કરી નાખું છું. પછી તેણે તો કંઇ ઓરમું, પુરી, શાક, દાળ, ફરફર, કકરવડી, પાપડ વગેરે બધું થોડીવારમાં તૈયાર કરી નાખ્યું, અને ખાંડાકુંડીમાં પાણી મુક્યું, બાજઠ ઢુવાલ વગેરે બધી તૈયારી કરી તેમને જમવા નવરાવ્યા. પાટલે બેઠા પછી થાળી પીરસાઇ તેમાંની બધી વાનીઓ જોઇને છબીલરામ તો છક જ બની ગયા, અને ઓરમું કંઇ બોલાઇજ ગયું કે નાગર, તું તે દિવસ ઘરથી પણ રહ્યો એ વાત સાવ સાચી પણતુ આ થોડી કમાઇમાં આ બધું મેળવે છે શી રીતે ?" પેલાએ કહ્યું, સાહેબ, હજી આપે પરીક્ષા પુરી ન કરી; આ બધી વાનીઓ શાની તૈયાર થએલી છે તે આપ જાણો છો ? પેલાએ કહ્યું " ના ", તેથી તે નાગરે કહ્યું " સાહેબ આ બધી ચીજો જારની છે—પુરી, ઓરમું ફરફર વગેરે બધું" છબીલરામ તો છક થઇ ગયા અને કહ્યું 'ભાઇ તું આજથી મારી ધર્મની બ્હેન છે, તારી જેવી હાલી કરકસરથી ઘર ચલાવી, થોડે ખર્ચે દેખાવ આપનારી અને ચતુર સ્ત્રી મેં અત્યાર સુધી કોઇ જોઇ નથી, હવે તો મારે રોજ ત્યાંજ

"લાયક આવું." પેલી કહે "તે કેમ બને ?" પછી ઝમીલારામે એક રસ્તો કહાડ્યો કે મારા ઘરના રસોડા ઉપર દેખરેખ તારે રાખવી અને તારો વર મારા ઘરના ખર્ચ સંબંધી દેખરેખ રાખે અને તમે બન્ને મારી સાથે રહો. તેથી તેમ કરવામાં આવ્યું.

: રસિક રમણી :

રજકણમાંથી રત્ન બનાવે રસિક રમ્ય રમણી,
ધન્ય ગૃહિણી જે કરે જીવનની સરલ રહેણી કરણી.
મનહર વશીકરણી હસવતી ફરફરતી હરિણી,
પ્રણય ચેતને કરે મદૂલી વીજળી સમી ઉજળી.
રમે કલુસમાં રક્ત કમલ મણિ કંઠ રમતી રજની,
સ્પર્શ પછી પ્રભાસ્વત કરતી રસાવળી રસીલી.
જનની ભગિનીનું ભાન ભૂલાવે અજબ અમીઝરણી,
હર જ્હાને દેખાવે ઉજળું કરે રમણી રમણી

લલિતાલય — લલિતત્વરિમલ.

# હુતાશની (હોળી).

શિયાળાની ટાઢ ગએલી હોય, વસંત ઋતુ ચોમેર પોતાની સત્તા પ્રસારતી હોય, સવારની ગુલાબી ઠંડ અને બપોરે સખત ગરમી એવી વખતે ઠંડ અને ગરમીનો લાવો આપતી હોય તે વખતને માટે પણ તેહેવાર અને તેની રમત ગમત ઋતુ ઋતુનો લાભ લેવા વાળા આપણા લોકોએ નક્કી કરી રાખ્યા છે. જો દિવાળી જેવા તહેવારો કૃષ્ણ પક્ષમાં આવતા હોવાથી તેની રમત ગમતો રાતને અનુકુળ આવે એવી, કરીછે તો હોળીની રમત ગમતો દિવસની છે બીજી બધી રમત ગમતો એક બાજુએ મુકી આદિતો માત્ર આપણે એક વિશેષ વાત કરશું—માત્ર હોળી રમવા વિશેષ કંઇ વિચાર કરશું. ઉપર કહ્યું તે પ્રમાણે ગરમીના વખતની અને વસંત ઋતુની આ રમત ગમત હોવાથી, પાણી, રંગ, ગુલાલ ઇત્યાદિ વડે રમત ગમત એ વખતને અનુસરતી અને રમણીય દેખાવ આપતી, નિર્દોષ રમત ગમત છે, પ્રથમ એ રિવાજ પડેલો હશે ત્યારે તો રંગ બનાવવા માટે કેસુડાંનો ફુલ જેના રંગનો દેખાવ અને વૈદક મત પ્રમાણે જેના ગુણ વસંત ઋતુની અંદર ખાસ ફાયદો કરે તેવા છે તે ફુલનોજ માત્ર રંગ વપરાતો ; હવે આજના વખતમાં બીજા રંગ પણ તૈયાર જોઇએ તે મળે છે તેથી તે પણ દેખાવમાં કંઇક ઉમેરો કરે છે, અને તેથી તે પણ જ્યાં સુધી આ તૈયાર રંગ અને પાણીનો વપરાશ થાય છે, ત્યાં સુધી રિવાજ માટે બહુ ટીકા કરવાપણું રહેતું નથી. માત્ર કેસુડાના ફુલના ગુણનો લાભ નથી મળતો એટલુંજ થાય છે પરંતુ દિલગીરીની સાથે જણાવાની જરૂર પડે છે કે જેમ શારીરિક અને માનસિક બળમાં આપણે ઉતરતા જઇએ છીએ તેમ આવી રમત ગમતો અને રીતરિવાજોમાં પણ હલકા પડતા જઇએ છીએ. પણાએટલે અનુ-

પ્રભુ તેડે જ લાજની લાગો, મુખેથી નામ શ્રી હરિ ભાખોરે—હૃદયે.
સખિ ! આઠમે અવિનાશીરે, સદ્વૃત્તિ સુશીલતા રાખીરે,
આગમવો સુભક્તિ દાખી—મુખેથી
સખિ ! નવમે નટવર નમીએરે, નરમાસથી મિલને ગમીએરે;
શમ-દમ-નિયમે મન દમીએ—મુખેથી.
સખિ ! દશમે દશ અવતારીરે, જેણે લીલા જગે વિસ્તારીરે;
એવા ભજીએ શ્રીનાથ મુરારી—મુખેથી.
સખિ ! અગીઆરસ અજવાળીરે, ગાએ ગરબી ગોરી રસવાળીરે,
તાલી પાડી લળી લટકાળી—મુખેથી
સખિ ! બારમે બળવત બેલીરે જેનો તેને તરવી સ્હેલીરે,
ભવ સરિતા મુકે પાર વ્હેલી—મુખેથી
સખિ ! તેરસે ત્રૈલોક સ્વામીરે, જેનો પાર મુનિ નથી પામીરે,
ભજો તેને ચરણે સિર નામી—મુખેથી.
સખિ ! ચૌદસે ચૌદ ભુવનમાંરે, જડ ચેતન વનને ચમનમાંરે,
જે છે પ્રસરી રહ્યો સૌના મનમાં—મુખેથી.
સખિ ! પુનમે પૂર્ણ કળાનોરે, વિધુ વિકસી રહ્યો તે ભાળોરે,
વન્દી તાપ ત્રિવિધના ટાળો—મુખેથી.
સખિ ! આવે અમાસ અંધારીરે, સુખ દુઃખની મતિ અતિ ન્યારીરે,
લાગી ગાઓ ગીતો ગિરિધારી—મુખેથી નામ શ્રી હરિ ભાખોરે

હૃદયે હૃદયાધાર રાખો.

---

# પુરૂષાર્થ.

सर्वमेव हि सदा संसारे रघुनन्दन ।
सम्यक्प्रयुक्ता त्सर्वेण पौरुषा त्प्राप्यते फलं ॥

હે રામ ! આ સંસારમાં યથાર્થ રીતિએ પ્રયોજેલા પુરૂષાર્થ વડે સર્વે કોઇ (માણસ) સર્વ પ્રકારનું ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકે છે. યોગ વસિષ્ઠ

"આ કામ તો અમારાથી બની શકે એમ નથી" આમ અગાઉથીજ મનમાં અનેક પ્રકારના અંતરાયોની વિવિધ કલ્પનાઓ ઉઠાવી તે કામ કરવા ઇચ્છતા કેટલાક લોકો બોલે છે. એવા લોકો ઇચ્છિત કામની શરૂઆત કર્યા પહેલાં, કેમ જાણે પોતાનું નસીબ પારખી કાઢવા પોતે સમર્થ હોય, તેમ "એ કામ આપણું નહિ, એવું થવું મારા નસીબમાં નથી" એ નિશ્ચય બાંધી ને કામોનો આરંભ પણ કરતા નથી, અને આવી પોતાની ઊંધી સમજને લીધે એવી ને એવી પણ જેવી અધમ અવસ્થામાં અનેક દુઃખો સહન કરી જીવન ગાળે છે. વળી કેટલાક એવા પણ લોકો છે કે જેઓ કાચો પાકો નિશ્ચય કરી અલ્પ

ઉત્સાહ પૂર્વક કોઇ કામ હાથમાં લે છે, પણ પાછળથી કંઇ અડચણ જેવું જણાય ત્યારે દૃઢ ધૈર્યના અભાવે એ કામને પડતું મુકે છે અને વળી બીજુંજ ઉપાડે છે તે પણ, જેવું તેવું કરી છોડી આપે છે. આવા સોકો ક્ષુદ્રપણુ વિચારના નબળી છાતીના તથા સંકલ્પ મરત હોવાને લીધે પોતાની સ્થિતિમાં સર્વાંશે સુધારો કરવા અસમર્થ બને છે પુખ્ત વિચાર કરી દૃઢ મને ઉત્સાહ અને ખંત પૂર્વક, અનેક પ્રતિકુળતાઓ આવ્યા છતાં પણ ધૈર્ય ધારીને અડગપણે ધારેલું કામ સર્વાંશે પાર પડે એવા પરમ પુરૂષાર્થી પુરૂષો વિરલ છે સામાન્ય રીતે ઘણા ખરા માણસોને એવીજ ટેવ પડી ગએલી જણાય છે કે, તેઓ કંઇ પણ કર્યા વિના પોતાની સ્થિતિ ઉત્કૃષ્ટ બની જાય તો મગરૂર માને છે. યોગ્ય પુરૂષાર્થનું સેવન કર્યા વિના કંઇ પણ મળી શકતું નથી એનો એ સમજતાજ નથી, જેઓ સમજે છે તેઓ મ્હોટા પ્રારબ્ધવાદી બની ગએલા હોય છે એટલે પાછી તેઓ કંઇ પણ કામનો આરંભ કરી દે છે, પરંતુ કંઇ પ્રતિકુળતા જણાય તો, નશીબને દોષ દઇ તે કામ પડતું મૂકી આળસ વખતો કાઢે છે. આપણી જ્ઞાતિ વિદ્યા, કળા, હુન્નર, કે કોઇ પણ પ્રકારના સુધારામાં પછાત પડેલી હોય તો તેના જે કારણો ગણીએ તેમાં આ પ્રારબ્ધ વાદ પણ એક મુખ્ય ગણીએ તો કંઇ ખોટું કહેવાશે નહિ. પોતાની બાળક પુત્રીને પણ, નશીબ ઉપર મેલી, ઉપર ઉપરથી શોભતા કોઇ પૈસાદાર કુટુમ્બના એકાદ બાળકને આપી દેવામાં આપણામાંના કેટલાક લાંબો વિચાર કરતા નથી. આ રૂઢી કેટલી હાનિકારક છે એ વિષે સ્પષ્ટીકરણ કરવાનું આ સ્થળે ઉચિત ન હોવાથી એટલુંજ લખવામાં આવે છે કે ગુણ, શીલ, વય, સ્વભાવ, ઇત્યાદિ જોવા જેવી બાબતો ન જોતાં માત્ર પરણવા માગનારના લોભમાં તણાઇ જઇ પોતાની પ્રિય પુત્રીને તેના નશીબ ઉપર આધાર રાખી, ગમે તેવે સ્થળે પરણાવી આપવાની રીત પરિણામમાં મહા અનર્થ કર્તા છે. અને આવા અનર્થમાં નાખનાર મુખ્યત્વે કરીને પ્રારબ્ધ વાદજ છે પોતાની નિકૃષ્ટ સ્થિતિ સુધારી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા સર્વેને હોય છે, પણ તેમ થવા માટે કરવા યોગ્ય પુરૂષાર્થ સાધવામાં ઘણું કરીને કોઇ રીતે આળસુ રહે છે. "દૈવ" એ શબ્દને એક બાજુ રહેવા દઇ, આપણા લોકો જ્યારે અભિલષિત સુખ પ્રાપ્ત કરવા દૃઢતા પૂર્વક ઉત્તમ પુરૂષાર્થનું સેવન કરશે ત્યારેજ સઘળી રીતે સર્વદા સુખ સંપ્રાપ્તિ કરવામાં સફળતા મેળવી શકશે. અન્યથા નહિજ.

જે પુરૂષાર્થનું સેવન કરવાની આવશ્યકતા છે ને સત્પુરૂષાર્થ છે એ વડે સર્વેની ઐહિક તેમજ આમુષ્મિક ઉન્નતિ સર્વાંશે થવાનો સંભવ છે સર્વઅભિનિવિષ્ટ તથા મહા પુરૂષોએ સેવેલા જે જે સત્પુરૂષાર્થો છે તે તે ફળીભૂત થયા વગર કોઇ કાળે પણ રહેતા નથી યોગ્ય રીતે તે સત્પુરૂષાર્થ સાધ્યા વિના કોણે ફળ પ્રાપ્ત કરેલ છે? કોણે પોતાના કાર્યમાં વિજય મેળવ્યો છે? કોણ પ્રસિદ્ધિ પામ્યો છે? અર્થાત્ કે પુરૂષાર્થ વિના કંઇ પણ સંપાદન કરવું અશક્ય છે પ્રારબ્ધ, દૈવ, નશીબ ઇત્યાદિ શબ્દો નકામાજ છે ખરૂં છે કે અમુક કાર્ય સિદ્ધ થયા પછી તેના અંતિમ પરિણામ પરથી એ વિષેનો વિચાર કરે ભાગ્ય ભાગ્ય નશીબની ખબર પડે છે પણ અગાઉથીજ—શરૂ કર્યા પહેલાંજ—કોઇ કાળે પણ એમ જાણી શકાય એ તદ્દન અસંભવિત છે. કાર્યને અંતે પોતાના નશીબ તરફ નજર નાખનારા લોકો પોતાના કાર્યમાં અવશ્ય સાફલ્ય મેળવે છે, અને તેઓજ ઉત્તમ પ્રકારનું સુખ તેમજ યશ સંપાદન કરી શકે છે

એરિ'મનેજનના હુકમથી દુઃખદ સખ્ત કેદખાનામાં પડેલ બહાદુર 'સિલાઈ', કે જેના પરજ, એ વખતે પડતાં અનેક દુઃખોનું નિવારણ કરવા માટે આશા હતી, તે નાહિંમત થઈ પોતાનાં નસીબ અવળાં માની, કંઈ પણ ન કરતાં બેસી રહ્યો હોત તો મરણ પર્યંત કદી પણ ત્યાંથી છૂટો થઈ શકત નહીં અને જે અમર કીર્તિને મેળવી ગયો છે તે પ્રાપ્ત કરી શકત નહિ. એ વાત સ્પષ્ટપણે સમજી શકાય એવી છે. એ ધીરવીર નર પ્રારબ્ધ પર બેસી ન રહેતાં અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓ ચલાવતો રહ્યો જેમાં તેને ઘણીવાર નિષ્ફળતા પણ મળી હશે. તોપણ અંતે દ્રઢતા પૂર્વક જારી રાખેલા પુરૂષાર્થે ને યોગે ત્યાંથી નાસી નીકળી જવામાં વિજયી થયો હતો. મહા મહા દુઃખો વેઠીને પણ નવો ધર્મ સ્થાપન કરવામાં વિજયી નીવડનાર ગરીબ આરબનો છોકરો સુઘર, અમેરીકાની શોધ કરનાર કોલમ્બસ, આખા યુરોપને ધ્રુજાવનાર નેપોલીયન, એ સર્વેનો વિચાર કરશું તો સહજ સમજાશે કે તેઓએ યથાર્થ રીતિએ પ્રયોજેલા પુરૂષાર્થ ને યોગે પોત પોતાના ઇચ્છિત કાર્યમાં સફળતા મેળવી હતી. જે ધનાઢ્ય પુરૂષો થઈ ગયા છે તેમની સંપત્તપણું; તેમ થવાના કારણોની નિરીક્ષા કરશું તો, અનેક સંકટો, મહા જોખમો તથા વિવિધ કડવા અનુભવો સહી સહીને પ્રબળ પુરૂષાર્થેને અંતે તેઓ એ સ્થિતિને પ્રાપ્ત થયા છે એમ જણાયા વગર રહેશે નહીં. પ્રસિદ્ધિ પામેલા ગ્રન્થકારો કંઈ એઠે એઠે રાત્રિ દિવસ નિદ્રામાં ગાળીને કે બે ચાર દોસ્તો સહિત હમેશાં સેહેલ સપાટા મારી ચેન ચમન કરી, વાતોના તડાકા ઠોકી વિદ્વાન થવા પામ્યા નથી. તેઓને રાત્રિ દિવસ પૂર્ણ સભાળ પૂર્વક આકરૂં પ્રયાસ લેવો પડેલો હોય છે. આ સર્વેનો ફલિતાર્થ એ છે કે "ખરો પુરૂષાર્થ સાધ્યા વિના કોઈ પણ માણસ પોતાનો ઇચ્છિત અર્થ મેળવી શક્યો નથી." સર્વ પ્રકારની ઉન્નતિ એ વડેજ સર્વોપરિ થઈ શકે છે. માટે સંસાર સુધારાનો, દેશોદ્ધારનો અને ધર્મ સુધારણાનો આધાર પ્રાધાન્યત: જે સુશિક્ષિત વર્ગ ઉપર રહેલો છે, તેમણે પુરૂષાર્થને પોતાનાં એક મુખ્ય કર્તવ્ય તરીકે ગણી, તે બજાવવાને પૂર્ણ ધૈર્ય અવલંબીને તે પાર પહોંચે ત્યાં સુધી અવશ્ય સેવવો જોઈયે. કેવળ પોતાના પિંડનું અને કુટુમ્બ કબીલાનું ભરણ પોષણ કરવા માટેજ ભણવું એવો શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ નથી. પણ જે મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખીને શિક્ષણ અપાય છે તે એ છે કે એથી આપણી માનસિક તેમજ શારીરિક શક્તિઓ ખીલવીને, તે વિકસિત થયેલ શક્તિઓની ઉત્તમ સહાય વડે આપણી તેમજ આપણા જાતિ ભાઈઓની કહો કે માણસ જાતની ઉન્નતિ જે પ્રકારે સાધી શકાય તે પ્રકાર જાણી લઈને તેમ કરવા તન મનથી પૂર્ણ પ્રયાસ લેવો. આવા શિક્ષણના ઉત્તમ ઉદ્દેશને અનુવર્તી પ્રત્યેક સુશિક્ષિત મનુષ્યે પૂર્વોક્ત સુધારણાઓ કે જે વડે સાંસારિક તેમજ પારલૌકિક ઉન્નતિ પ્રાપ્ત થઈ શકે છે તેમને પ્રવર્તાવવા પુરૂષાર્થનું અવશ્ય સેવન કરવું જોઈએ. તેમ કરવામાં આગળથીજ અનેક વિઘ્નો પડવાની કુકલ્પનાઓને વશ થઈ, "નસીબ કરશે તે ખરૂં" એવા પાયમાલીમાં નાખનારા શબ્દોના ઉપાસક બની, બેસી રહેવું નહીં. આપણી પવિત્ર અને માનનીય શ્રી ગીતાજીના અભ્યાસકને આ કહેવું પડે તેમ નથી કે તેમાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કુકલ્પના કરતા અર્જુન પ્રતિ એમજ કહેલું છે કે "ઊઠ યુદ્ધ કર! પ્રાપ્ત કર્તવ્ય બજાવ, એમ કરવામાં 'અમે છતીશું કે તેઓ?' એવા ભાવીના વિચાર લાવ નહિ, મનની નબળાઈ છોડી દે, તને તો ઉભયત લાભજ

છે કેમકે મરીશ તો સ્વર્ગ મેળવીશ, અને જીત્યો તો મ્હોટી સમૃદ્ધિ વાળું સામ્રાજ્ય ભાગવીશ. માટે એવા વિચાર ન કરતાં ઉઠ અને પ્રાપ્ત થએલું કર્તવ્ય બજાવ."

અપૂર્ણ



## બાળકોને ધર્મ બોધ.

### બાળ ધર્મ શિક્ષણમાળા વિભાગ ૧લો — પાઠ ૨ જો.

(અનુસંધાન ગત પૃષ્ઠ ૬૮થી)

ધર્મની વ્યાખ્યા—ભાગ ૨.

પેહેલા પાઠમાં તમે શીખી ગયા કે—આકાશમાં જે અગણિત તારાઓ ચળકે છે, તે પ્રત્યેક જુદું જુદું જગત્ છે. સંસ્કૃત ભાષામાં તેને લોક કહેછે. માટે આપણે પણ તેવા જગતને લોક કહીશું. આપણે જે લોક સાથે પરમાર્થ સંબંધ છે, તેવા ત્રણ લોક છે. આ પૃથ્વીને ભુર્લોક કહેછે. પૃથ્વીથી ઉપર ભુવર્લોક છે, ભુવર્લોકનો પ્રદેશ બહુ વિસ્તારવાળો છે. તેમાં જુદા જુદા તારાઓ છે. એક તારાને પિતૃનો લોક કહે છે, તે આપણા ચંદ્રથી ઘણે નજીક આવેલ છે; તેથી તેને ચંદ્રલોક પણ કહે છે. તે શિવાય બીજા જે જુદા જુદા તારાઓ આવેલા છે, તેમાંના એકમાં વિદ્યાધર, એકમાં કિન્નર, એકમાં ગંધર્વ, એકમાં યક્ષ એમ પ્રત્યેકમાં જુદાં જુદાં સત્વો વસેછે. આપણા કરતાં તેઓનાં શરીરનાં બંધારણ જુદા પ્રકારનાં છે, અને તેઓની શક્તિ પણ આપણા કરતાં વધારે છે. ભુવર્લોકની ઉપર સ્વર્ગલોક છે. સ્વર્ગના એક ભાગમાં ઇંદ્રાદિ દેવો રહે છે, બીજા ભાગમાં બીજા પ્રકારના દેવો રહે છે. અર્થાત્ પ્રત્યેક લોકમાં એક જગત્ નહિ પણ એક કરતાં વધારે જગતો છે. આ ત્રણ લોક શિવાય આપણને બીજા જે લોકો સાથે થોડો ઘણો સંબંધ છે, તેવા બીજા ચાર લોક છે. સ્વર્ગની ઉપર મહર્, જન, તપ અને સત્ય એવા ચાર લોક છે. પૃથ્વીની નીચે અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ એવા સાત લોક છે. એ ભુઃ, ભુવઃ, આદિ સાત લોકને, એક બીજા સાથે વધારે સંબંધ છે. તે ચૌદ લોકના સમૂહને બ્રહ્માંડ કહે છે.

એ બ્રહ્માંડ કેવી રીતે ઉત્પન્ન થયું હશે? શું પરંપરાથી એવું ને એવું છે? અથવા એની મેળે ઉત્પન્ન થયું હશે? કંઇ વસ્તુ એકની એક સ્થિતિમાં રહી શકે છે? ત્યારે આ બ્રહ્માંડ પરંપરાથી એકની એક સ્થિતિમાં કેમ હોઇ શકે? તેમજ કંઇ વસ્તુ ઉપયોગી બનાવવામાં બુદ્ધિની જરૂર પડતી નથી? બુદ્ધિ સ્વતઃ એકલી કયાં હોઇ શકે છે? કોઇપણ સત્વમાં બુદ્ધિ હોઇ શકે છે. અર્થાત્ આ બ્રહ્માંડ એવા કોઇ અગાધ બુદ્ધિવાન્ સત્વે ઉત્પન્ન કર્યું છે, તેમાં લેશ માત્ર શંકા નથી. જેની ઇચ્છા શક્તિથી આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું, તેને શાસ્ત્રમાં ભગવાન્-નારાયણ-ઇશ્વર એવાં નામો આપેલાં છે. બીજી ભાષાઓમાં તેને ખુદા, અહુર્મજ્દ ગૉડ—એવાં નામો આપ્યાં છે. પણ તે સઘળાં નામો માત્ર જુદાં જુદાં

છે. તે નામોને ધરાવનાર ઇશ્વર એકજ છે તે ઇશ્વરે આ બ્રહ્માંડ સુતાર ખુરસી ઘડે છે, તેમ બનાવ્યું નથી ; પણ ક્રમે ક્રમે એક પ્રકારની વસ્તુમાંથી બીજી વસ્તુ, બીજીમાંથી ત્રીજી વસ્તુ એમ બનાવીને આટલો બધો વિસ્તાર કરેલો છે વળી તેમ કરવામાં તેણે એક પછી એક દેવો અને ઋષિઓને ક્રમે ક્રમે ઉત્પન્ન કર્યાં છે તેઓએ ઇશ્વરની ઇચ્છાને અનુસરીને આખું બ્રહ્માંડ આવા સ્વરૂપમાં આણ્યું છે

ઇશ્વર અથવા નારાયણના શરીરમાંથી પ્રથમ ધુમાડાના ગોટા જેવો કમળ સરખા આકારવાળો બ્રહ્માંડનો ગોળો ઉત્પન્ન થયો તેમાંથી બ્રહ્મા નામના દેવ ઉત્પન્ન થયા. તે બ્રહ્માએ સૃષ્ટિનો વિસ્તાર કરવા બીજા દેવો અને ઋષિઓ ઉત્પન્ન કર્યા બીજી તરફ તેજ ઇશ્વરના શરીરમાંથી શંકર અને વિષ્ણુનાં રૂપો પ્રકટ થયાં બ્રહ્માએ દેવો અને ઋષિઓની સાથે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તે સૃષ્ટિનું પાલન વિષ્ણુ કરે છે સૃષ્ટિની વસ્તુની ઉત્પત્તિ થવામાં તે તે વસ્તુના સ્વરૂપમાં વારવાર ફેરફાર થવાની જરૂર છે તે ફેરફાર થવો તેનું નામ મૃત્યુ વસ્તુનો ફેરફાર કરી તેને યોગ્ય રૂપમાં મુકવી, તે કામ કંઇ નાનુંસુનું નથી. તે કામ, શંકર જે દેવના દેવ અથવા મહાદેવ કહેવાય છે, તેઓએ માથે લીધું.

એ રીતિએ નારાયણના સ્વરૂપમાંથી બ્રહ્મા, વિષ્ણુ અને શંકર—એ ત્રણ મુખ્ય દેવો થયા. બ્રહ્માએ સ્વર્ગના દેવ ઇંદ્ર, ભુવર્લોકના દેવ વરુણ, તેજના દેવ બાર સૂર્યો, આઠ વસુદેવો, અગીઆર રુદ્ર દેવો—એ પ્રમાણે ૩૩ દેવો અને બુદ્ધિના દેવ બૃહસ્પતિને ઉત્પન્ન કર્યા. તદુપરાંત મરીચિ, અત્રિ, અંગિરા, પુલહ, ક્રતુ, પુલસ્ત્ય અને વસિષ્ઠ એ સાત ઋષિઓને ઉત્પન્ન કર્યા તેમાંથી મનુષ્ય સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે પહેલાં મહાદેવે સ્થાવર-જંગમ સૃષ્ટિ પણ ઉત્પન્ન કરી હતી.

પ્રથમ તમને પિતૃ લોક વિષે કહેવામાં આવ્યું છે, તે વિષે હવે વધારે કહેવાનું છે. તમારે હાથ, પગ મુખ, કાન, આંખ, નાક વિગેરે અવયવો વાળું શરીર છે પણ તે શરીરથી તમારૂં પોતાનું સ્વરૂપ જુદું છે કેમકે તે શરીરને તમે મનના વિચારથી જોઇ શકો છો તે મનવાળું એક બીજું સૂક્ષ્મ શરીર છે, તે શરીરનું સ્વરૂપ વાયુના જેવું છે તે શરીર સહિત આત્માને જીવ કહે છે મૃત્યુ પછી તમારો જીવ તે પિતૃ લોકમાં જાય છે તમારી જીંદગીમાં તમે ઘણુંજ સારાં કામો કર્યાં હોય તો, તમારે તે પિતૃલોકમાં રહેવું પડતું નથી, પણ તુરત સ્વર્ગલોકમાં જવું પડે છે. પિતૃલોકમાં અથવા સ્વર્ગ લોકમાં થોડો સમય રહીને ફરીથી તમારાં કર્મ પ્રમાણે પૃથ્વી ઉપર તમારો ફરી જન્મ થાય છે, તેને પુનર્જન્મ કહે છે. જો તમે કેવળ પુણ્ય કર્મ કર્યું હોય તો, અને પાપનો વિચાર પણ ન કર્યો હોય તો ઘણા કાળ સુધી સ્વર્ગમાં રહી ત્યાં શાંતિનું સુખ તમને મળી શકે છે ત્યાંથી પછી ઉત્તરોત્તર મહર્લોક, જનલોક, તપોલોક અને સત્ય લોકમાં જવાય છે તમે ઘણાંજ દુષ્ટ કર્મો કર્યાં હોય ત્યારે પૃથ્વીના નીચેના લોકમાં એટલે અતલ, વિતલ, વિગેરે લોકમાં તમારો જન્મ થાય છે, ત્યાં તમને તમારાં પાપનાં કડુ કડવાં ફળ ભોગવવાં પડે છે

એ રીતે તમારે પોતાને બીજા લોકો સાથે સંબંધ છે, એટલુંજ નહિ પણ બીજા લોકનાં સત્વો તમને સત્કર્મમાં ઘણું સાહાય્ય કરે છે; નિરંતર તેઓ તમારૂં રક્ષણ કર્યાં કરેછે. ઇંદ્ર વરસાદ વર્ષાવેછે, સૂર્ય દેવ તેજ અને ઉષ્ણતા આપે છે, વરુણ દેવ તમારી વનસ્પતિ

વિગેરેની વ્યવસ્થા કરે છે, એ પ્રમાણે વરૂણ, રૂદ્ર અને બૃહસ્પતિ આદિ દેવો તમ[ને] સતત સાહાય્ય કર્યા કરે છે

હવે તમે સારી રીતે જાણી શક્યા હશો કે—ચૌદ લોકની વસ્તી સાથે તમારે કેટ[લો] ખરો ગાઢ અને નિકટનો સંબંધ છે તે સંબંધ શી રીતે વધી શકે? તમારી ઉત્તરોત્[તર] શી રીતે ઉત્તમ ગતિ થઇ શકે, અને તમો દિવસે દિવસે તેમજ જન્મે જન્મે શી રી[તે] વધારે ને વધારે સુખ પ્રાપ્ત કરી શકો, તે હવે તમારે જાણવાનું રહ્યું છે. તે વિષે હ[વે] આપણે આવતી કાલ વિચાર કરીશું



## કુંભ પ્રતિ ઉક્તિ.

### હરિગીત.

હે મૃત્તિકાના કુંભ તું કર કુંભકાર થકી બન્યો,
કારીગરી કરી કારમી કઇ કાચનો ભ્રમ થઇ ગયો;
વળી રંગ બેરંગી કરી રંગીન પટ પહેરાવીયું,
જોતાં જનોનાં હૃદયને મોહે અતીશય ભાવીયું.
ત્યારી સમા કઇ અન્ન પામ્યો ખલકમાં એવી રહ્યો,
અવ નવી રીતે ત્યાં નહીં પ્રત્યેક પાક જળાવતાં.
છો એ રહ્યો પણ તું વધુ આ વિશ્વને ઉપયોગનો,
ધનવાન અથવા ગરીબ સૌને તું વધુ ઉપયોગનો.
દમસા પડ્યા ત્યાં અન્ન પાત્ર તણા ભર્યા ભંડારમાં,
પણ તું ન સાથે જો રહે તો સૌ રહે અધારમાં,
જન જાતિને તુજ સાથ દીવસ રાત કામ પડ્યું નહી,
એ મધ્યની આ એક અહિત સાથ તુજ મ્હોબત હતી.
મુજ પાસ પણ એ મૃત્તિકાનો કુંભ મેં રાખ્યો હતો,
તે માંય હું આનંદમાં દિન રાત મુજ વીતાવતો,
જ્યાંહો અતી તરથી ગણી પાળ્યો અતીશય લાડમાં,
તોફાની ત્યાં તો પવન ફુંકાઇ ફેંકીયો પળવારમાં.
હે પવન મૂઆ મસ્તીખોરા આમ નવ ધાર્યું હતું;
તું દમો દઇ મમ કુંભને ફોડીશ નવ ધાર્યું હતું,
નિર્માણ પ્રભુનું એ જાણું નવ ગાડ ઉર ધારું કહો;
એ મૃત્તિકામાંથી જન્મેલો મૃત્તિકામાં જઇ વસ્યો.

પુંસપુંસ.

# ચર્ચા પત્ર.

## એક પ્રશ્ન.

અમારા પર નીચેનો એક પ્રશ્ન નનામા કાગળથી આવેલો છે. સામાન્ય હિતની વાતમાં નનામા સનામાનો ભેદ ન ગણકારી અમે તે પ્રશ્ન તથા તેનો ઉત્તર આપવાનું યોગ્ય ગણીએ છીએ—

મે. ત્રિમાસિકના તંત્રી સાહેબ,

આપના ત્રિમાસિકને લગભગ એક વર્ષ થવા આવ્યું. તેટલા અરસામાં ધારેલા ઉદ્દેશમાં કેટલો જય મળ્યો તે જાણવાની ઉત્કંઠા ધરાવતો આપનો અનુભવ જણાવી કૃતાર્થ કરશો ?

લિ. એક નાગર.

આ ગૃહસ્થને ઉઠેલો પ્રશ્ન સર્વે કોઈને ઉઠતો હોવો જોઈએજ. તેથીજ અમારો અનુભવ ટુંકામાં જણાવવા તક લઈએ છઈએ.

ત્રિમાસિકનો ઉદ્દેશ પ્રથમ અંકમાં જણાવ્યા પ્રમાણે નાગર ભાઈઓને પોતાની વાસ્તવિક સ્થિતિથી વાકેફ કરી, તે સંબંધે વિચાર કરતા કરવા એવો હતો. તે ઉદ્દેશ પાર પડ્યો છે કે કેમ એ ત્રણ અંકના વિષયો જોવાથી ખાત્રી થશે.

કોઈ પણ પત્રનો લાભ એકદમ દ્રષ્ટિએ બતાવી શકાય અગર તો પૈસાની કિમ્મતથી આપી શકાય તેવો થઈ શકેજ નહિં. થએલા ખર્ચના બદલ રૂપીઆ એક હાથ મુકીએ અને બીજે હાથ તેના લાભ મુકવા માગીએ તો તે કેમ બની શકે ? એક સ્થૂલ સમુદાય રૂપ વસ્તુ છે, બીજી સૂક્ષ્મ વ્યક્તિગત બુદ્ધિના વિચારને લગતી છે. વળી વર્ષોના વર્ષો થયાં ચાલી આવતી એક સંસ્થા પર ત્રણ ત્રણ મહિને બહાર પડતી એક ચોવીશ પાનીઆં પત્રનાં પતાકડાંથી શી અસર થાય ? કાળમીંઢ પત્થર ઉપર એકાદ વાર દોરડું ફેરવવાથી તેમાં કાપ પડતો નથી. પરંતુ તેજ દોરડું કાયમના ઘસારાથી અસર કરી શકે છે. ત્રિમાસિક માટે પણ અમારી એજ દલીલ પહેલાં હતી અને હજી છે. એકાદ વર્ષમાં પણ પાંચ પચીસ જણ જ્ઞાતિ સંબંધે વિચાર કરનારા છે એમ જાણવામાં આવ્યું તો આશા છે કે લાંબું ચાલવાથી વિચાર કરનારા વધશે અને વાંચનારાને પણ ફરી ફરી વંચાવાથી અસર થશેજ. અમારી પણ પેટીમાં અભિનંદન આપતા અનેક પત્રો છે અને અમારા લેખ મંડળમાં તેથી પણ વિશેષ [illegible] પરેલા છે. કદ નાનું અને અંક થોડા પડતા હોવાથી એકદમ લાભ બતાવી શકાય તેવું નથી. પરંતુ ખાત્રી છે કે તે પ્રયાસ ચાલુ રહેશે તો પ્રત્યક્ષ સ્વરૂપમાં બતાવી શકાય તેવા લાભ થયા વગર રહેશેજ નહિં.

જો સમગ્ર જ્ઞાતિમાંથી આ ત્રિમાસિકને લીધે એકપણ નવો વિચાર કરનાર નીકળે, જો વિચાર કરનાર જ્ઞાતિના હિતના ચિંતવનમાં દશ મીનીટ પણ વધારે ગાળે તો અમે માનીએ કે અમારો ઉદ્દેશ સંપૂર્ણ જયથી અંકિત થયો. જો એકના ચિત્તમાં કશી જાતની જાગૃતિ ઉત્પન્ન કરવા આ ત્રિમાસિક સમર્થ થાય, તો એક વર્ષે શું પણ એક સાથે પાંચ વર્ષનાં ખર્ચના નાણાંથી પચીશ ગણો વધારે ફાયદો થયો એમ માની શકાય. અને

# त्रिमासिक

પ્રસ્તક ૯ મું. ચૈત્ર શુદ ૧૪, સંવત ૧૯૫૯. અંક ૧ લો.

## शिवस्तोत्र.

[ प्रभविषा नामना बंगाळी मासिक पत्रना प्रथम वर्षना प्रथम अंकमांथी अनुवादित. ]

( त्रिपदी छंद * )

भवदुःखहारी, हो श्री ! त्रिपुरारि,
बम बम भोळा, उमियापति;
कंठे हाडमाळ, पेरी व्याघ्रखाल,
समुज्वळ भाल चरणज्योति. १
जटाजूट धारी, सदैव भिखारी,
दिव्य झळहळ नयनप्रभा;

* बंगाळी भाषानी कविताओ प्रधानतः पयारछंद, त्रिपदीछंद, अने चोपदी-छंदमां रचायेली होय छे. ते छंदोनी अनेक विकृतिओ पण होय छे. ते छंदो अक्षरमेळना तेमज मात्रामेळना पण होय छे. प्रस्तुत त्रिपदीछंद अक्षरमेळनो छे. तेनुं माप नीचे प्रमाणे छे.

पेहेला अने बीजा चरणोमां छ छ अक्षरोना बबे पादो छे; प्रत्येकपादनां अंत्यपदो मित्राक्षरी एटले प्रासयुक्त छे.

त्रीजा अने चोथा चरणोमां ११ अक्षरो छे, प्रथमना छ अक्षरो पछी यति आवे छे; तेमज तेनां अंत्यपदो मित्राक्षरी एटले प्रासयुक्त छे,

वृषभ वाहन, शीर्षे गंगास्थान,
उरुपर एक मोहिनी विभा. २
सदा नमे हर, विषे ज्वर ज्वर,
त्रीतताप हर, त्रिशूलधारि,
स्मशाने छे वास, अगे चोळी रास,
डमरु वगाडो मदन-अरि. ३
गणाध्यक्ष ! गण साथे सर्वक्षण,
साथेइ साथेइ नाच नाचता;
फणिमणिगण जेना विभूषण,
भक्तोनी भक्तिथी बहु राचता, ४
शिरे शोभे शशी, भक्तहृदे वसी,
वर्षावो छो प्रभु ! अमृतवृष्टि;
भक्तमंगलकर, अमृततनुधर,
व्यापी अंतर्बहिः सकल सृष्टि. ५
शिव, शिव, शिव, शिवमय सर्व,
शिवविना नथी अणुए खाली,
रुद्ररुपी शिव, शिवरुपी शिव,
शंभुमिश्ररुपे शिव, कपाली. ६
पिता, माता शिव, पत्नी, पुत्र शिव,
शिव एक सर्वमायास्वरुप,
आ संसार शिव, सुख, दुःख शिव,
अनंत प्रकारे रमे अनुप. ७
नथी कंइ अन्य, सर्व शिवमय,
शिव, शिव, शिव अमारी गति,
शिव, कर्णधार, शिव सारसार,
शिव, शिव हर विश्वनापति. ८

मानशंकर पीतांबरदास मेहेता.

# नागरो अने नागरीलिपिनी उत्पत्ति.

( ગતાંક પૃ. ૧૫૭ થી અનુસંધાન )

## ૪ નાગરી લિપિની ઉત્પત્તિ.

કદાચ અફસડ લેખની લિપિ પેહેલાંની ગુપ્તલિપિમાં યુક્તસ્વરો સંપૂર્ણરીતે પૃથગાકારના માલુમ પડે છે, એટલે તે યુક્તસ્વરો ટિબેટના વર્તમાન યુક્તસ્વરો સાથે મળતાં આવે છે, છતાં એટલુ તો નિસંદેહ જણાય છે કે-તેજ ગુપ્તલિપિના અક્ષરોએ વિકસિત થતાં થતાં વર્તમાન મૈથિલ, બંગીય અને નાગરાક્ષરોનું રૂપ ધારણ કર્યું છે. બખશાલી ગામમાંથી શારદાક્ષરોમાં લખાયેલું જે પ્રાચીન પુસ્તક મળી આવ્યું છે, તેની વર્ણમાળા અમારા સિદ્ધાન્તને ઘણી પુષ્ટિ આપે છે. ડાક્તાર હાર્નલી સાહેબના મત પ્રમાણે તે પુસ્તક ઈ. સ ના આઠમા અથવા નવમા સૈકામા લખાયેલું છે [૨૦] તે પુસ્તકમા લખાયેલા क, ग, घ, च, छ, ज, ण, त, द, घ, प, ष, म, પ્રભૃતિ અનેક અક્ષરો પ્રાચીન બંગાક્ષરો તેમજ વર્તમાન મૈથિલાક્ષરો સાથે મળતા આવે છે તેજ પ્રમાણે તે પુસ્તકના અનેક યુક્તસ્વરો તથા વ્યંજનો સાથે અફસડ લિપિના અક્ષરો પણ મળતા આવે છે તે ઉપરથી સબળ અનુમાન થાય છે કે-તે શારદાક્ષરો પણ મગધ અથવા ગૌડાક્ષરોમાથી પ્રથમ ઉત્પન્ન થયેલા હશે; અને ત્યારપછી પંજાબના કાશ્મીર તરફના ભાગમાં તેનો પ્રચાર થયો હશે. તે પ્રમાણે બનેલું ન હોય તો, એકીજ સાથે તે શારદાલિપિનું તે કાળની ગૌડલિપિ સાથે તેમજ પંજાબના વાયવ્યભાગની લિપિ સાથે તાદૃશ્ય હોવાનું બની શકે નહિ. પંજાબ જેવા દૂરદેશમાં તે લિપિનો પ્રચાર થવા પેહેલા, છેવટમાં છેવટ ઇ. સ ના સાતમા અથવા આઠમા સૈકામા ગૌડરાજ્યમાં તે અક્ષરો પ્રચલિત હતા એમ અનાયાસે માનવું પડે છે

તેથી જે સમયમા અફસડના શિલાલેખની લિપિ કોતરાયેલી છે, તે સમયમાંજ અથવા તે સમય પહેલા અલ્પકાળથીજ આધુનિક મૈથિલ અને બંગાળી લિપિની મૂળ લિપિ પ્રચલિત હોવી જોઇએ

આ સ્થળે એક એવી શકાનો અવકાશ રહે છે કે-જો ઈ. સ. ના સાતમા અથવા આઠમા સૈકામા વર્તમાન મૈથિલ અને બંગાળી અક્ષરોજ પ્રચલિત હતા, તો બંગરાજ ધર્મપાલની લિપિમા વર્તમાન બંગાળી અક્ષરોનુ મળતાપણુ કેમ આવતું નથી ? તેનું સમાધાન એમ થઇ શકે છે કે-ધર્મપાલ રાજાનો પિતા ગોપાલરાજા મગધ દેશનું રાજ્ય કરતો હતો. તે સમયે પ્રચલિત અક્ષરોનુ પરિવર્તન તો થઇ ચુક્યુ હતું;

[૨૦] જુઓ, Indian Antiquary, Vol. 12 P 89.

છતાં રાજકીય દાનલેખોમાં તે પૂર્વની મગધલિપિનો ત્યાગ કરી શક્યો નહોતો. [31] પરંતુ ધર્મપાલ અને દેવપાલની પછી થઇ ગયેલા રાજાઓએ તો પૂર્વની મગધલિપિનો ત્યાગ કરીને તામ્રપત્રો તથા શિલાલેખો તે કાળની પ્રચલિત લિપિમાંજ કોતરાવેલા છે. [32] અલ્પ સમયમાં તે આખી લિપિ પૂર્ણતા પામી શકે નહિ. પૂર્ણતા અને પુષ્ટતા પામવાને માટે ઓછામાં ઓછો બસેં વર્ષોનો સમય થવો જોઇએ. તે સઘળી હકીકતો ધ્યાનમાં લેતાં, ઇ. સ. ના આઠમા અથવા સાતમા સૈકાથી બંગાળી અક્ષરો વર્તમાન સ્થિતિમાં આવતા ગયા છે, એવું અનુમાન કંઇ અસંભવિત જણાતું નથી. પરંતુ મૂળ બંગાળીલિપિ તેથી પણ પ્રાચીન હતી; કેમકે તે પહેલાં બે હજાર વર્ષો પૂર્વે રચાયેલા લલિતવિસ્તરમાં બંગલિપિનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. નાગરીલિપિ તેટલી તો પ્રાચીન ન હતીજ.*

## ૫ નાગરાક્ષરાઙ્કિત પ્રાચીન લેખો.

વર્તમાન નાગરાક્ષરોમાં લખાયેલા જે જે શિલાલેખો અને તામ્રપત્રો પ્રાપ્ત થયાં છે, તે મધ્યે ખેડામાંથી નીકળેલું શાકે ૪૧૫ ( સંવત્ ૫૦૯ ઇ. સ. ૩૬૪ ) માં ગુર્જર રાજા દદ્દપ્રશાન્તે કોતરાવેલું તામ્રપત્ર સૌથી વધારે પ્રાચીન છે. [33] તે આખું તામ્રપત્ર તે સમયની ગુર્જરલિપિમાં લખાયેલું હોવા છતાં તેના છેવટના ભાગમાં રાજાની સહી નીચે પ્રમાણે નાગરાક્ષરમાં કરેલી માલૂમ પડે છે

"स्वहस्तो ऽयं मम श्रीवीतरागसूनोः श्रीप्रशान्तरागस्य ।"

માત્ર રાજાનીજ સહી નાગરાક્ષરોમાં કરાયેલી હોવાથી સ્પષ્ટ જણાય છે કે ગુજરાતમાં ગુર્જરલિપિ નામની ભિન્નલિપિ પ્રચલિત હતી, છતાં રાજકીય મંડળમાં તે કાળમાં અથવા તે કાળ પહેલાં પ્રચાર પામેલી નાગરી લિપિનો ઉપયોગ કરવાનો રીવાજ શરૂ થયો હતો. ઉપર્યુક્ત દદ્દરાજાના તામ્રપત્ર પછી દ્વારકાપુરીના અગ્નિકોણે સમુદ્રતીરે આવેલા ધિનકિ ગામમાંથી મળી આવેલ વિક્રમ સંવત્ ૭૯૪ ( શાકે ૬૫૯ ઇ. સ. ૭૩૮ )ની સાલમાં સૌરાષ્ટ્ર દેશના રાજા જિંકદેવે કોતરાવેલ તામ્રપત્રમાં નાગરાક્ષરોનો પૂર્ણ પ્રચાર

૩૧ નાલન્દમાંથી મહારાજ ગોપાલદેવે કોતરાવેલ જે પ્રાચીન લિપિ પ્રાપ્ત થઇ છે, તે લિપિ કંઇક અંશે આધુનિક બંગાળીલિપિ તેમજ બાહ્મણીલિપિ સાથે મળતી આવે છે જુઓ, Cunningam's Archaeological Survey Reports Vol I, plate 13. No. I

૩૨ જુઓ તેજ Vol III, plates 35–36–37 અશોકઅક્ષ. નયપાલ, નાગલણ્વાલાદિના સમયમાં આવેલા શિલાલેખો

* જુઓ બંગાળી વિશ્વકોષ ભાગ ૮ પૃ ૭૩૨, ભા. ૬

૩૩ જુઓ, Indian Antiquary Vol. 14.

થયેલો માલૂમ પડે છે[34] વડા પ્રધાન નારાયણ ભટ્ટની[35] ઇચ્છાનુસાર જિંકદેવે તે તામ્રપત્ર મુદ્ગલ ગોત્રના બ્રાહ્મણ ઇશ્વરને કરી આપેલ છે, જિકદેવનું આ તામ્રપત્ર જોયાથી ઘણા વિદ્વાનોનો એવો અભિપ્રાય થયો છે કે–કોઇ અકુશળ કારીગરે આ તામ્રપત્ર કોતરેલ છે પણ તે બાબતમાં અમારો અભિપ્રાય જુદો પડે છે જે પ્રમાણે મહારાજા દદ્દના તામ્રપત્રની હસ્તલિપિના નાગરાક્ષરોમાં કંઇ કંઇ શુદ્ધ લિપિનો આભાસ માલૂમ પડે છે, તે પ્રમાણે જિકદેવના તામ્રપત્રની લિપિમાં તેનો આભાસ જણાતો નથી, તે સત્ય છે. તેમ છતાં તે નાગરાક્ષરો વર્તમાન નાગરાક્ષરોનું પ્રાચીનતમ સ્વરૂપ છે, એમ સહજ અનુમાન થાય છે

---

૩૪ જુઓ, Indian Antiquary Vol 12 P 155

૩૫ જિકદેવના તામ્રપત્રમાં લખેલ ભટ્ટ નારાયણ તથા ઉમેદચંદ વાતજાએ બેંગાલ એશિયાટિક સોસાયટિના પત્રમાં પ્રસિદ્ધ કરેલ ગૌડરાજ ધર્મપાલના તામ્રપત્રમાં લખેલ નારાયણ ભટ્ટાર્ક એક છે, એમ કેટલાકોનું માનવું છે ઉમેદચંદની માન્યતા એવી છે કે–જે નારાયણ ભટ્ટાર્ક કનોજમાંથી બંગાળામાં ગયો હતો અને જેના વંશજો મૌદ્ગલ્ય ગોત્રના બંગાળાના બ્રાહ્મણો કહેવાય છે તે અને ઉપર્યુક્ત નારાયણભટ્ટ એક છે તેઓ કહે છે કે–' ભટ્ટ નારાયણ પૌંડ્રવર્ધનમાં આવ્યો હતો, અને તેને આદિશૂર રાજાનો આશ્રય ન હતો, પરંતુ તામ્રપત્રમાં લખ્યા મુજબ તેના સામન્તાધિપતિ નારાયણવર્માનો તેને આશ્રય મળ્યો હતો મારી માન્યતા પ્રમાણે કનોજમાંથી આવેલ નારાયણભટ્ટાર્કને ઉપર્યુક્ત નારાયણ ભટ્ટ સાથે કંઇ સંબંધ નથી. મૂળ તામ્રપત્રમાં લખેલ છે કે—

मतमस्तु भवतां महासामन्ताधिपति–श्री नारायणवर्मणा दूतकयुवराज–श्री त्रिभुवनपालमुखेन वयमेव विज्ञापिता यथास्माभि र्मातापित्रोरात्मनश्च पुण्याभिवृद्धये शुभस्थल्यां देवकुलं कारितं तत्र प्रतिष्ठापितभगवद्दनारायणभट्टारकाय तत्प्रतिपालकलाटद्विजदेवार्चकादि पादमूलसमेताय पूजोपस्थानादिकर्मणे चतुरो ग्रामानत्रत्यहट्टिकातलपाटकसमेतान् ददातु देव इति ॥

ઉપરના લખાણથી જણાય છે કે, ' શુભસ્થલીમાં એક મંદિર હતું અને લાટ બ્રાહ્મણો તે મંદિરના પૂજારીઓ હતા આ લાટદેશમાં નારાયણ ભટ્ટાર્ક મહાસામન્તાધિપતિ નારાયણવર્માની ઇચ્છાનુસાર આવી વસ્યો હતો, જ્યાં તે રાજાએ તેને ચાર ગામો કૃષ્ણાર્પણ કર્યાં હતા.

ઉમેદચંદ પંડિત કાન્યકુબ્જ ( કનોજ ) ને લાટદેશ માને છે. પરંતુ આનર્તવિષયીન જે પ્રમાણો પ્રાપ્ત થયાં છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, કાન્યકુબ્જદેશ કદિ પણ લાટદેશને નામે ઓળખાતો ન હતો. ગુજરાતનો મધ્યભાગ આનર્તદેશ તરીકે, પશ્ચિમ ભાગ સૌરાષ્ટ્ર તરીકે અને દક્ષિણભાગ લાટદેશ તરીકે ઓળખાતો હતો. એમ જણાય છે કે—સૌરાષ્ટ્રરાજ જિંકદેવનો વડો પ્રધાન નારાયણભટ્ટ લાટદેશનો રહીશ હતો. સૌરાષ્ટ્રદેશમાં રાજકીય વિપ્લવ થયો તે સમયે અન્ય લાટ બ્રાહ્મણોની સાથે આ નારાયણભટ્ટ પણ પૌંડ્રવર્ધન ગયો હતો. એક કાળે જે પુરુષ સૌરાષ્ટ્રના રાજાનો જમણો હાથ હતો, તે પુરુષ પૌંડ્રવર્ધનમાં અસાધારણ માન પામે, તે કંઇ અસંભવિત નથી. પંડિત ઉમેદચંદ લખે છે કે–નારાયણભટ્ટને પૌંડ્રવર્ધનના રાજ્ય

## ૬ રાષ્ટ્રકૂટવંશના રાજાઓ અને નાગરીલિપિ.

ત્યાર પછી રાષ્ટ્રકૂટરાજા દન્તિદુર્ગે ખડ્ગાવલોકે કરી આપેલું શાકે ૬૭૫ ( સં. ૮૧૦ ઇ. સ. ૭૫૪ ) નું તામ્રપત્ર નાગરાક્ષરોના વિકાસ અને પ્રચારના વિષયમાં ઉપયોગી થઇ પડે છે. કોલ્હાપુરરાજ્યમાં આવેલ સામનગઢ નામના ગામમાંથી તે તામ્રપત્ર મળી આવ્યું છે.[૩૬] આ તામ્રપત્રમાં કરેલ અક્ષરવિન્યાસ બહુ અર્થસૂચક છે. તે તામ્રપત્રના ક, ઘ, ચ, ણ, ધ, ન, લ, અને ક્ષ અક્ષરો ગુજરાતના પ્રાચીન ગુપ્તાક્ષરો સાથે મળતા આવતા છતાં, તે સિવાયના સઘળા અક્ષરો વિકસિત નાગરાક્ષરો જેવાજ જણાય છે. વસ્તુતઃ દન્તિદુર્ગ અને ત્યાર પછી થઇ ગયેલા ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓના+ પ્રયત્નથી નાગરાક્ષરોનો ઘણો પ્રચાર થયો હોય એમ જણાય છે.[૩૭] ત્યારપછી નીચે લખેલા તામ્રપત્રો આ વિષયમાં સારો પ્રકાશ પાડે તેમ છે.

---

તરફથી એક લાખ રૂપીઆની બક્ષીસ મળી હતી. ( જુઓ ગેબ્ઝ એશિયાટિક્પત્ર, ઇ. સ. ૧૮૫૪, ભાગ ૧ પૃ. ૮૮ ) આ હકીકત ઉપરથી નાગવસુભટ અથવા ભટાર્કની ત્યાં કેવી સંભાવના થઇ હતી, તેનો ખ્યાલ આવી શકે છે. હિંદુસ્થાનના પ્રાચીન ઐતિહાસિક શોધ ઉપરથી જણાય છે કે, ભટાર્કનું પદ રાજાઓને અથવા રાજપુત્રોને અથવા તેઓના જેવીજ અમલદારી ધરાવનાર પુરૂષોને આપવામાં આવતું હતું. ત્યારે જો પુરૂષ વસ્તુતઃ ગુજરાતનો એક રાજા જેવો હતો તે ગૌડદેશમાં ભટાર્કના પદથી વિખ્યાત થાય તે સહજ સમજી શકાય તેવું છે. જિનકિના તામ્રપત્ર ઉપરથી જણાય છે કે, સંવત્ ૭૯૪ માં નાગવસુભટ ગુજરાતમાં હતો. રાજશેખરવિરચિત પ્રબન્ધચિન્તામણિ નામના ગ્રંથમાં લખેલું છે કે—ગૌડરાજ ધર્મપાલ જૈનાચાર્ય બપ્પભટ્ટના શિષ્ય આમરાજનો કટ્ટો શત્રુ હતો. બપ્પભટ્ટે સંવત્ ૮૦૭ માં દીક્ષા લીધી હતી. તે સમયમાં અથવા તે સમયની આસપાસ ગૌડરાજ ધર્મપાલ પ્રખ્યાત થયો હતો. નાગવસુભટાર્ક રાજ્યસ્થામાં પૌંડ્રવર્ધનમાં આવ્યો હતો. તે સઘળી હકીકતો ઉપરથી સિદ્ધ થાય છે કે—લાટદેશમાંથી આવેલ નાગવસુભટ અને ધર્મપાલ સમકાલીન હતા, આગળ આપેલાં આધારે જોઇ શકશું કે ગુજરાતને તે સમયમાં બંગાળા સાથે ગાઢ સંબંધ હતો.

૩૬. જુઓ, Journal of the Bombay Branch of the Royal Asiatic Soccy, Vol. 2, P 8-11, and Indian Antiquary, Vol. 11 P 110

\+ રાષ્ટ્રકૂટ અથવા રાઠોડવંશના ક્ષત્રિયો રજપુતાનામાંથી દક્ષિણમાં જઇને વસ્યા હતા. ઇ. સ. ૭૫૩માં તે વંશના એક પુરૂષ દન્તિદુર્ગે તે દેશના ચાલુક્યવંશના રાજાઓના કીર્તિવર્માને હરાવી, તેની રાજધાનીનું નગર વાતાપિ ( જે કે હાલમાં બીજાપુરના રાજ્યમાં આવેલ બાદામીના નામથી ઓળખાય છે તે ) છીની લીધું હતું. તેના વંશજોની એક શાખા ગુજરાતમાં આવી રાજ્ય કરવા લાગી. જુઓ વિન્સેન્ટ સ્મિથકૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૩૮૦, આ. ૬

૩૭ માત્ર રાષ્ટ્રકૂટ રાજા કર્કસુવર્ણના શાકે ૭૩૪ ના વર્ષના તામ્રપત્રમાં વિશેષતા જોવામાં આવે છે. તે તામ્રપત્રમાં પ્રાચીન ગુપ્તલિપિ વપરાએલી છે. જુઓ Indian Antiquary of 1883, P. 156.

૧ રાષ્ટ્રકૂટ બીજા ધ્રુવસેનનું તામ્રપત્ર, શાકે ૭૫૭ જુઓ–
Indian Antiquary Vol. 14 P 200.

૨ „ ઇન્દ્રનિત્યવર્ષનું તામ્રપત્ર, શાકે ૮૩૬ જુઓ–Journal of the Bombay Branch of the Royal Asiatic Socity Vol 18

૩ „ ગોવિન્દસુવર્ણવર્ષનુ તામ્રપત્ર શાકે ૮૫૫ જુઓ–
Indian Antiquary Vol. 12 P 280.

૪ „ કૃષ્ણ અકાલવર્ષનુ તામ્રપત્ર, શાકે ૮૯૨ જુઓ–Journal of the Bombay Branch of the Royal Asiatic Society Vol 18

૫ „ અમોઘવર્ષનું તામ્રપત્ર, શાકે ૮૯૪ જુઓ–
Indian Antiquary Vol. 12, P 266

બીજા ધ્રુવસેનનું તામ્રપત્ર પ્રાચીનતમ નાગરાક્ષરોમા લખાયેલું હોવા છતા, તેમાના ઘ, ધ, ણ, ન વિગેરે કેટલાક અક્ષરો ગુપ્તાક્ષરો સાથે અથવા દાક્ષિણાત્ય ગુહાલિપિ સાથે મળતા આવે છે. પરંતુ ગોવિંદસુવર્ણવર્ષ, ઇન્દ્રનિત્યવર્ષ અને અમોઘવર્ષના તામ્રપત્રોમાં આધુનિક નાગરાક્ષરોનો પ્રાદુર્ભાવ થયેલો માલૂમ પડે છે. પૂર્વોક્ત દદ્દ, જિકદેવ, દન્તિદુર્ગ અને ધ્રુવસેનના તામ્રપત્રોના યુક્તસ્વરોનો મરોડ જોતાં, તે યુક્તસ્વરો ગુપ્તલિપિમાથી વિકસતિ થયા હોય, તેમજ વર્તમાન નાગરાક્ષરોની આદસ્થિતિના યુક્તસ્વરો હોય, એમ નિસશય પ્રતીત થાય છે. તેમ છતાં ગોવિન્દસુવર્ણવર્ષના તામ્રપત્રમા તેથી કંઇ વિલક્ષણ હકીકત જણાય છે પ્રાચીન બંગાળી અને મૈથિલ લિપિઓમાં જેવા યુક્તસ્વરો છે, સુવર્ણવર્ષાદિ રાજાઓના તામ્રપત્રોમા તેવાજ યુક્તસ્વરો જોવામા આવે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે–વર્તમાન બંગાળી અને મૈથિલ લિપિઓના યુક્તસ્વરો ગુપ્ત અથવા નાગરીલિપિના યુક્તસ્વરો સાથે મળતા આવતા નથી, છતા તે લિપિઓ આધુનિક તો નથીજ. છેવટમા છેવટ ઇ સ. ના સાતમા અથવા આઠમા સૈકામાં તે લિપિઓના વર્તમાન યુક્તસ્વરો ઉદ્ભવ પામેલા હશે. તેવા યુક્તસ્વરોવાળી નાગરીલિપિ ગુજરાતમા જૈન નામથી ઓળખાતી હતી. ગૌડરાજા ધર્મપાલના તામ્રપત્રમા તેવા યુક્તસ્વરોનો ઉપયોગ કરવામા આવ્યો નથી, છતા ત્યારપછી અન્ય પાલ અને સેન રાજાઓના તામ્રપત્રોમાં તેવાજ યુક્તસ્વરો વપરાયા છે, તે ખરેખર આશ્ચર્ય જેવુ છે શાકે ૯૩૦ ના વર્ષમા બંગાળી લિપિમાં લખાયેલું કાશીખંડનું એક પુસ્તક વિશ્વકોષની ઓફીસે પ્રાપ્ત કરેલું છે; તે પુસ્તકમાં તેવાજ યુક્તસ્વરો અતિ સ્પષ્ટતાથી લખાયેલા છે

ઇ. સ. ૯ મા સૈકાથી નાગરીલિપિ અને બંગાળીલિપિનો પૂર્ણ પ્રચાર થયેલો જણાય છે. ઇ. સ. ૮ થી ૧૦ મા સૈકાઓના અંતરમા નાગરી અને બંગાળીલિપિએ જે આકારો ધારણ કર્યાં છે, તેજ આકારો આજ પણ દૃષ્ટિએ આવે છે. જે

કંઈ સ્વરૂપ ભેદ જણાય છે, તે સ્થાનભેદના લેખકો અથવા સલાટોની અભિરૂચિના ભેદને લીધેજ થયેલો હોય, એમ અનુમાન થાય છે.

ઉપર્યુક્ત જૈન ગ્રંથોના તેમજ લેખોના આધાર ઉપરથી સ્પષ્ટ થાય છે કે- ઈ. સ. ના પાંચમાં સૈકામાં નાગરીલિપિ પ્રચલિત હતી. તેજ પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે કે-નગર અથવા આનંદપુરના નાગરબ્રાહ્મણો દ્વારાએજ સૌથી પ્રથમ નાગરીલિપિ અથવા નાગરાક્ષરોનો પ્રચાર થયો છે. નાગર બ્રાહ્મણો પ્રથમ ગુજરાતના જ રહેવાશી હતા. તેથી ગુજરાતમાંથીજ સર્વથી પ્રથમ નાગરીલિપિ આવિષ્કૃત થઈ છે, તે સિદ્ધાન્તનું અનેક પ્રમાણોથી સમર્થન થાય છે. અપૂર્ણ.

અનુવાદક-માનશંકર પીતાંબરદાસ મહેતા.

# गुजरातना 'नागर दिवान' ना दिवानखानामां.

મોડા સમય પહેલા આપણા ત્રિમાસિકના સુજ્ઞ વાચનારની સેવામા આ મારો ભાગ્યો તૂટ્યો લેખ રજુ કરવા હું આકાંક્ષા રાખતો હતો; જે સજ્જન મહાજનના જીવન-પ્રસંગનું હું સ્મરણ કરાવું છઉં, તે વધારે સારી રીતે વિગતમાં કરી શકું એવા ઉદ્દેશથી હું જરા પુછપરછ કરવામા પડી ગયો. પણ મને લખવા દ્યો કે જે વિગતથી હું મારા લેખને મારી નમ્ર સમજણ પ્રમાણે આપણા ઉછરતા યુવાન વર્ગને આકર્ષક થઈ પડે તેવો કરી શકું એમ મારી વાછના હતી, તે પ્રમાણે મને હકીકત મળી શકી નહિ, છતા પણ 'ત્રિમાસિક' ના વાચનાર સહૃદયોના 'તાર' યત્કિંચિત્ પણ ઝણઝણી રહે અને બીજા આપણા સંત, મહંત, વીરોનાં 'જીવન' નાં સ્મરણ બહુ સુગ્રથિત થઇ આપણી પાસે મૂકવા આપણામાંના વિદ્વાન્ ભાઈઓ લલચાય એવા નિર્મળ ઉદ્દેશથી આ મારી પ્રવૃત્તિ છે

શ્રીમંત સરકાર શ્રી સયાજીરાવ મહારાજાની કેળવણી ખાતાની મારી નોકરીની પ્રવૃત્તિમા મને ગુજરાતના મધ્ય પ્રદેશમા જવાનું અને રહેવાનું બની આવ્યું. મારી અજ્ઞાનતા સુજ્ઞ વાચનાર જાણી જાય તેની મને બ્હીક નથી, પણ મારે લખવું જોઇએ કે ગુજરાતના અંતર્ ભાગમા જવાનું મને આ પહેલીજ વારનું હતું. ઘણી વખત વીરમગામથી જતી ગુજરાત-મેલ ગાડીમા મુંબઇ જતાં આણંદ જંકશન પસાર થઈ જતું હતું. ઘણીવાર નિદ્રાની લ્હેરમા કંઇ દોષ નહિ એવી બેદરકારીમાં, ઝોલામા ઊંઘતા 'આણંદ' અને એવા સ્થાન રસ્તામા આવી જતાં, તેનું ભાન પણ રહેતું નહિ. આવી રીતે મુસાફરીમા થાય છે તે સુજ્ઞ વાચનારને પણ નવાઇ ભરેલું નહિ લાગે; આ પ્રસંગે મારે તે 'આણંદ' સ્ટેશને ઉતરી પડવાનું હતું

અને તેજ 'આણુંદ' છંદગીના 'આનંદ' નું સભારણું એક કરવા વધારે રીતે થઇ પડવાનું હતું. ત્રિમાસિકના વાંચનાર ભાઇ, ભગિનિઓને પણ મારી સાથેજ કંઈક આનંદ આપી શકું એવી મારી પામર વાંછના છે એટલે મારી સાથે 'આણુંદ' સ્ટેશનેજ ઉતરી પડવાનું છે અને મારી સાથે સાથે ગાડીઓની 'બદલી સદલી' મા ચાલી આવવાનું છે વધારે સંશય કરવાનું કંઈ કારણ નહિ આપવા હું કહી દઇશ કે આપણે આણુંદ ઉતરી પછી 'પેટલાદ' તરફ જતી ગાડીને માટે આંહી જરા થોભવાનું છે. કાઠિયાવાડ તરફથી ગાડીઓમા આવ્યા જઇએ તો પેટલાદ જવા માટે ગાડીની રાહ જોવા આપણે ચ્યાર પાચ કલાક આંહી રોકાવું પડે છે. ચ્યાર પાચ કલાકમાં અમદાવાદ અને વડોદ્રેથી ચાર પાંચ ગાડી ત્યા આવી જાય છે. એક બીજી ગાડીઓમાથી 'ચડવા ઉતરવાની ધડમથલ' ચાલચલાઉ પણ હૃદયના ભાવપૂર્વક થતા ઓળખાણ અને તેવા ઓળખીતાઓનું 'મળવું, છુટાપડવું' કંઈક નવાં એકલા પ્રવાસીઓની મુંઝવણ, ભૂલમા એક ગાડીમા ચડવું, ભૂલવું અને પાછુ ફરવું આ બધું અવલોકતાં દુનિયાના મોટા 'જંકશન' મા આવી પડવી 'ભાજગડ' સાથે સરખામણી કરવાનુ મારા પામર મસ્તકમા ચાલી રહ્યું; પણ તેવી વાત વિગતમા આપ સર્વની પાસે મૂકી હું આપને કંટાળો નહિ આપુ ઉલટાથી આવની ગાડીમા મારી સાથે બેસી જવા હુ આપને કહીશ અને થોડી વારમા આપણે 'પેટલાદ સ્ટેશને' ઉતરી પડીએ છીએ.

એક સાંજરે મને 'ગુજરાતના દિવાનના દિવાનખાનામાં' જોવા, વિચારવા, અને વાગવવાની તક મળી તેજ દિવાનખાનામા સાત્વિક આનંદ લેવા હું આપ સર્વને આમંત્રણ કરૂં છઉં અને આશા રાખુ છઉં કે સ્મરણ માત્ર પણ કંઈને કઇ આનંદ આપને આપ્યા વગર રહેશે નહિ. "ગુજરાતના દિવાન" એમ વાચી આપને હજી જરા વિચાર પડ્યો હશે. તવારીખના શોખીન અને જરા કલ્પના શક્તિથી રંગિત કરી અવલોકન કરનાર ભાઈઓને ગુજરાતના રાજાના પ્રધાન 'માધવ' કે એવા કોઇ જૂના ઇતિહાસિક જમાનાના 'નર વીર' નુ ચિત્ર ખડું થઈ શકે તેમ બનતુ હશે. પણ વધારે વાર હું 'ગુજરાતના—દિવાન' નુ નામ છાનું નહિ રાખું. હાલના ગુજરાતના રાજા તે શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજા અને ગુજરાતના દિવાન તે બીજા કોઇ નહિ પણ દિવાન બહાદુર મણિભાઇ જશભાઇ છે

સ્વર્ગીય દિવાન બહાદુરના નિવાસસ્થાનમા મને જવાનુ થાય છે તે મારે કબૂલ કરવું જોઇએ કે હું પેટલાદ આવ્યો ત્યા સુધી મને સાંભરતું નહોતુ સ્વર્ગીય દિવાન બહાદુરનું 'ગૃહ' પેટલાદમા એક છોકરૂ પણ બતાવી શકે છે. તેઓના કુટુંબી જનોએ હાલ તે 'ગૃહ' ના દર્શનની સાથે તે મહાન્ નરના નામનું સ્મરણ થાય તેમ ગૃહના દરવાજા પર 'મણિ-નિવાસ' એ અક્ષરો કોતરાવેલા છે. મને, એક

ત્યાંશ્રે જે મહાન્ પુરૂષના સસ્કારી કુટુબી જનોની સુજનતાથી ત્યાં પહેલીજવાર જવાનું બની આવ્યુ ત્યાર પછીથી એક કરતા વધારે વખત મને તે 'મંદિર'માં જવાનો પ્રસંગ આવી લાગેલ, પણ આપની પાસે જે વિચાર-તરગ હું યથાશિક્ત યથામતિ દર્શાવવાની તક લઉં છુ, તે પહેલીજવાર જ્યારે હુ ગયો તે વખતનાજ છે અને તેનો આંખ્યો તૂટયો પણ ખ્યાલ આપવા વાંચનાર! હુ તમોને ગારી સાથેજ 'મણિ-નિવાસ' ના દરવાજામાથી પસાર થઇ ગૂઢ-દ્વારમાથી ચાલી આવી, દિવાનખાનાના દ્વારમા પ્રવેશ કરવા આમત્રુ છુ

દિવાનખાનામા જવા માટે આપણે પુસ્તકાલયમાથી પસાર થવું પડે છે, અને તે પુસ્તકાલયમા જુદી જુદી ભાષાનાં એક કરતા વધારે પુસ્તકોની નકલ હારબધ ગોઠવેલી જોઇ આપણે દિવાનખાનાના આકર્ષક દેખાવ તરફ જતે પગલે પણ પ્રત્યેક કબાટ અને ટેબલ પાસે રોકાણ વગર રહેવાતુ નથી ઉતાવળમા આપણે એક પછી બીજુ એમ પુસ્તક જોતા વળી દિવાલપરથી લટકતા ચિત્ર તરફ 'ચિત્ર જોવા ઘતા અને વળી કઇ કઇ દેખાવો તસ્વીરોવાળા આલ્બમમા રોકીયાં કરતા આપણે નાના છોકરાં" જેવા થવુ પડે છે તે જ્યારે હું લખુ છું ત્યારે હું કઇક સૂચવવા પણ માગું છું ગમે તેમ વાચનાર વયે હોઇશો, ગમે તે આધુનિક જમાનાની તાજેતરમાં તાજેતરની કેળવણીની સામગ્રીથી ભરેલા આપણે રહેશું, અને ગમે તેવા 'સંમેલન' અને ઐક્ય'ની વાતચિત ચલાવીશું, પણ જે મહાન્ પુરૂષના પુસ્તકાલયમાં અને દિવાનખાનામા સહાજિક 'છોકરા જેવા થયા જેવું લાગી આવે છે, તેમ અક્ષરશઃ તે કોટિના અને તે જમાનાના આપણા નાગર મહાજનોના જીવનનુ દર્શન કરતાં અને આપણી પ્રવૃત્તિઓને સરખાવતા આપણે 'નાનાં છોકરાંજ' છઇએ, એમ મને તો કહ્યા વગર ચાલતુ નથી જોકે સ્વર્ગીય દિવાન બહાદૂર મણિભાઇ જશભાઇના નામથી આપણામાંના ઘણા ભાગ્યેજ અજાણ્યુ હશે, તોપણ આ પુસ્તકાલયમાજ જોયેલા 'જેન-હોસ્ટન' ના નામથી પ્રસિદ્ધ થયેલા હિંદુસ્તાનના અગ્રણીઓના જીવન વૃત્તાંતમાં જે કંઇ તે મહાન્ દિવાન બહાદૂરના જીવનની ઝાખી તે વખતે મને થઇ, તેનુ બાણુ પણ સ્મરણ તાજુ કરાવ્યા વિના મને રહેવાતુ નથી.

દિવાન બહાદૂરનો જન્મ નડિયાદમા ઇ સ ૧૮૪૪ ના મે. માસમા થયો હતો, અને ઘણા સાધારણ સંયોગોમાં તેમની 'બાલ્યાવસ્થા' પસાર થઇ હતી. અમદાવાદ હાંઇસ્કૂલમાં અને પછીથી ગુજરાત પ્રોવીંશીયલ કોલેજમા તેમણે અભ્યાસ કર્યો હતો. ઇ. સ. ૧૮૬૨ ની પરીક્ષામા પહેલે નબરે ફતેહમદ થયા અને 'સરથીઓડોર હોપ' નું આકર્ષણ-ઉછરતા મહાન્ પુરૂષ તરફ થયુ. ઇ. સ. ૧૮૬૮ માં કેળવણી ખાતાની નોકરી કરતાં કરતા તેમણે કાયદાનો કઠિન અભ્યાસ કર્યો, અને સબોર્ડીનેટ જડજની પરીક્ષામા ફતેહમદ થયા. ઘણા મહાન્ પુરૂષોના જીવનમા દર્શન થાય છે તેમ શરૂઆતમા

આપણા દિવાન બહાદુરને પણ 'જીવન-કલહ' ના અખાડામા પ્રવૃત્તિમા પ્રવૃત્તિ રાખી ચોક્કસ 'લક્ષ્ય' તરફ કર્તવ્ય બજાવતા અને જ્યાં જતા ત્યા દૈવી સંપત્તિનો ઝળકાટ પ્રસારતા જે ઉચ્ચ સ્થાન ગુજરાતના અને દેશના અગ્રણીઓમાં તેમને 'માટે સ્થાપ્યું હતું તે તરફ ઉપેક્ષિત થતવા આપણે લક્ષએ છીએ. 'જીવનવૃત્તાત' અને તેપણ આપણા નામ્રર મહાન્ પુરૂષોના, તેમની ઊંચી રહેણી કરણીથી વધારે ઉજ્વલ થયેલા 'જીવન-વૃત્તાંત' આપણને ગમે તેવાં સંયોગોમાં પણ કઇ કઈ પાઠ શીખવ્યા વગર રહે નહિ ઇતિહાસનો ઉંડો અભ્યાસ કરનારાઓ પણ આપણને વારંવાર એજ બતાવે છે કે ચોક્કસ પરિસ્થિતિમા જો કોઈપણ વ્યક્તિઓ પોતાનુ જીવન નિયંત્રિત કરવા ઇચ્છતા હોય તો મહાન્ પુરૂષોના 'જીવન' ને જીવતા જાગતા કરી, જીવન-કલહમા કઇ કંઇ અટપટીયા પ્રસગો અને મુશ્કેલીઓ વચ્ચે તેઓના ચોક્કસ ક્લેહનાં ગુમ-શૃગે પોહોચવાના સહસ્રધા યત્ન, સ્વાત્માર્પણ અને સંતોષના પ્રતિબિંબ જે તે દેશકાળાનુસાર પોતામાં પાડવા, અને પછી લેવું કે કેવા તેઓ થાકેલા હોય છે છતા આગળ જવા પ્રવૃત્ત થાય છે કઈ કંઇ સસાર્વ્યવહારના ગુંચવડામાં ગુંચાઈ જતા છટકી અતિગા રહે છે અને બીજાને રાખે છે, અને અતમા જીવન સાફલ્ય કરી પોતાના ઉચ્ચઆદ પ્રત્યક્ષ કરે છે અને કઇ કઈ સ્વજનોને તેમ પ્રત્યક્ષ કરાવે છે, પોતાની સાથે ઉથ લેછે અને ટકાવે છે

વાચનાર ભાઇઓ અને ભગિનિઓ ! આપણા દિવાન બહાદુરના જીવન-વૃત્તાતની આપણે જાણીએ તે કરતા પણ વધારે ચમત્કારિક ખુબીઓ છે, એમ માનવુ થાય છે એવા તો ચોક્કસ ટાકણે 'ગુજરાત' ની સામાજિક, રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિના પ્રસગોમા દિવાન બહાદુરનુ નામ જડાયેલુ છે કે હવે પછીની તાજેતરમા તાજેતર વિચારમા ઉદ્ભવતી આપણી ઉન્નતિની પગથી ઉપર પણ દિવાન બહાદુરના વિચાર, રહેણી, કરણી અને,સમાજને ઉંચે લેવાને મૂકેલી 'સીડી' ની અસર ભૂલાય તેવી નથી

અપૂર્ણ.

બાપુભાઇ વિ. જાદવરાય વૈષ્ણવ.

---

# आपणो प्रवृत्तिमार्ग

( પુ ૮ અક ૩ જા ના પૃષ્ઠ ૧૩૦ થી અનુસંધાન )

"ધનસપત્તિ સુધારવા સબધે વિવેચન"

બીજો મુદ્દો આપણી ધનસપત્તિ વિષેનો હતો. આપણે અગાઉ જે બે દૃષ્ટિબિન્દુ દ્રવ્યોપાર્જન અને દ્રવ્યસરક્ષણ યાને દ્રવ્યસચય લઈ વિવેચન કર્યું હતું તેમાં અતપણને આ બન્નેમાં દ્રવ્ય સંબધે વધારો લાજેલ છે, એવા અનુમાન ઉપર આવ્યા હતા. દ્રવ્યનુ ઉપાર્જન થોડું થાય છે. તેમાં હાલના કામમા આપણે એવું

કે હરીફાઇને લઇ આપણને નોકરી મેળવવાની સગવડ ઓછી થઇ છે, અને તેથી વ્યાપાર-ઉદ્યોગમાં આપણે હવે વધુ જોડાવું જોઇએ. ત્યારે આ બાબતમાં પ્રથમ પ્રશ્ન તે બાબતનું શિક્ષણ અને બીજું તેમાં જોઇતા પૈસા યાને નાણાં એ વિષે શું કરવું એમ ઉભા થશે. શિક્ષણ બે રીતે લઇ શકાય કાંતો જે વ્યાપાર-ધંધા યા ઉદ્યોગમાં જોડાવા માંગતા હોઇએ તે વ્યાપાર, ધંધો યા ઉદ્યોગ ચલાવતા કોઇ વ્યાપારીને ત્યાં નોકરીએ રહી અગર ઉમેદવારી કરી શિક્ષણ લઇ શકાય, અથવા આ બાબતનું શિક્ષણ લેવાનું અમુક શાળાઓમાં જોડાઇનેજ લઇ શકાય, તેમ હોય તો તેવી રીતે લેવાવું જોઇએ. ઉચ્ચ કેળવણી સર્વથી લઇ શકાય તેમ ન હોય તો નાના ઉદ્યોગ આપણા શહેરમાં થઇ શકે તેવા હોય, તેની તજવીજ કરી તેવા ઉદ્યોગનું શિક્ષણ લઇ તે કરવાની શરૂઆત થવી જોઇએ તે શિવાય બુકકીપીંગ, ટાઇપરાઇટીંગ, એકાઉન્ટન્સી, શોર્ટહેન્ડ એસ. એ. ટેક્નીકલસ્કુલ, કળાભુવન શિખવવામાં આવતા હોય તેવા વિષયોનું જ્ઞાન મેળવવા યત્ન કરવો જોઇએ. [1]આમાંનું કાંઇપણ થઇ શકે તેમ ન હોય તો નાના નાના વ્યાપારમાં જોડાવું જોઇએ હવે આ બાબતને અંગે નાણાંનો પ્રશ્ન ઉભો થાય તે વિષે લખતા એમ કહી શકાય કે જેઓનો હાથ કંઇક પહોંચતો હોય તેવા બે, ત્રણ, ચાર ગૃહસ્થોએ મળી સંપથી થોડા થોડા નાણાં કાઢી પ્રમાણિક ધંધો યા વેપાર શરૂ કરવો જોઇએ. બીજાઓએ નોકરીમાં રહી ધીરે ધીરે વ્યાપારની બાબતમાં ગમ પડતી જાય ત્યારબાદ ત્યાં નોકરીના પગારના નાણાં થોડા થોડા બચાવી કોઇ ઉપર લખ્યા મુજબ ભાગીયાઓ શોધી કહાડી તેવી રીતે શરૂ કરવું જોઇએ અથવા જો બની શકે તો એવી પણ ગોઠવણ કરી શકાય કે આપણી જ્ઞાતિમાંથી શેરો અથવા ડીબેનચર કાઢી એટલે મોટી રકમના નહિ, પરંતુ સામાન્ય રૂા ૨૫ થી ૩૦ નો એક શેર અથવા ડીબેનચર એવી રીતે લગભગ એક હજાર અથવા પંદરસે શેર અથવા ડીબેનચર્સ કાઢી પચીસથી ત્રીશ હજાર રૂપિયા એકઠા કરી શકાય; અને આ બાબતનું વ્યાજ વિગેરે તથા ડીવીડન્ડ વિગેરે પણ વ્યાપારી રીતે તે શેર અથવા ડીબેનચર લેનારને દર વર્ષે મળે જાય, તેવી ગોઠવણ કરી ખાસ જરૂર હોય તેવાઓને વ્યાજે રૂપિયા ધીરી સારી જામીનગીરી લઇ આપણી જ્ઞાતિનાનેજ મોટી મોટી રીતસરની મદદ થઇ શકે. મતલબ એકાદ એવી યોજના ઉભી કરી તે અમલમાં મૂકી શકાય તેવી

---

૧ નાગરજીમખાના જેવી સંસ્થામાં ટાઇપરાઇટીંગનું યંત્ર ખરીદ કરી શીખવવા વાસ્તે અમુક લવાજમ રાખી ટાઇપરાઇટીંગ અને તેવીજ રીતે શોર્ટહેન્ડ, બુકકીપીંગ એકાઉન્ટસી વિગેરે બાબતનું જ્ઞાન આપવાની ગોઠવણ અત્રેજ કરી શકાય, જેથી આપણામાંથી ઘણાઓને આવાં શિક્ષણનો લાભ મળી શકે મતલબ, આપણી જ્ઞાતિના લાભના તેમજ ભવિષ્યમાં થનાર યુવક અને બાળ વર્ગને વધુ ઉચ્ચ નહિ તો આવી જાતનું શિક્ષણ સહેલાઇથી મળી શકે અને તેવું શિક્ષણ લેવામાં તેઓની ઇચ્છા સ્ફુરે તેવી ગોઠવણ કરવી જરૂરની છે.

ઓછવણુ કરવી જોઇએ. આમ થવાથી આપણામાંથી ઘણાઓ વ્યાપાર ઉદ્યોગમા પડી આલસ્યને બદલે વ્યવસાયવાળી તથા લાભકારક બાબતમા ધ્યાન પરોવી પોતાનુ, પોતાના કુટુંબનુ તેમજ આડકતરી રીતે જ્ઞાતિનુ ઐક્ય સચવાય તેવી રીતે રહી શકે.

દ્રવ્યવ્યય સબધે લખતા આપણે ઉપર દર્શાવ્યું તેમ આપણા નિત્યનૈમિત્તિક તેમજ પ્રાસંગિક ખર્ચમા પણ આપણાથી સુધારો થઇ શકે તેમ છે નિત્ય નૈમિત્તિક ખર્ચ ઓછું કરવામા પ્રથમ આપણી હાજતો અને જરૂરીયાતો બનવા સુધી ઓછી કરતાં શીખવું જોઇએ; અને આમાં દરેક વ્યક્તિએ પોતાથીજ મન ઉપર લઇ ધીમે ધીમે પણ દઢ પ્રયાસ કરવો જોઇએ પ્રાસંગિક ખર્ચમા કેટલાક એવા છે કે જે એક વ્યક્તિ પોતાથકી પણ કરી શકે અને કેટલાકમાં સમૂહની મદદની પણ જરૂર પડે પોતાથકી જે કાંઇ ઓછું થઇ શકે તેમ હોય એટલે કે બહાર પડતો ખાધાખોરાકીનો ખર્ચ હોય અગર વસ્ત્રાલંકાર વિગેરેનો ખર્ચ હોય તે ધીરેધીરે પણ દઢ મનથી પ્રયાસ કરી પોતાના અભ્યાસ પણ વદન કંજુસ થઇને નહિ તેમ વધુ પડતો નહિ, એવી રીતે રાખતા શીખવુ જોઇએ; અને આમાજ આપણે આપણા મન ઉપર કાબુ રાખતા કેળવવુ જોઇએ સમૂહની મદદથી જે ખર્ચ ઓછા થઇ શકે તેમ હોય ત્યા સમૂહનો વિચાર પોતાના વિચારો તરફ દોરવવા ધીમે ધીમે પણ સચોટ પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ આમ કરવાથી આપણે થોડી બાબતમા જેમ સુધારો કરી શકયા છઇએ તેમ ધીરે ધીરે ઘણી બાબતોમા વખત જતા સુધારો કરી શકશુ માત્ર એક તરફથી જમણખર્ચ ઓછો કરવા મથીએ અને બીજી તરફથી વાજા ગાજાં અને નકામા હાલા ફુલીના ખર્ચમાં ખર્ચ વધારી મૂકીએ તેનું ફળ કાંઇજ ન આવે. ઘરેણા ગાંઠા કે જે કોઇ અણીના પ્રસંગે કામ આવે તે કરાવવું તદ્દન બંધ કરી દઇએ અને બીજી તરફથી નવાં નવા શીશા તકલાદી લુગડા લત્તા ખરચવામા પૈસા ઉડાવીએ તેનું ફળ કાંઇજ નહિ પુરૂષોત્તમ મહીનાનિમિત્તે, શુભાશુભનિમિત્તે ગાગાદાન બ્રાહ્મણોને ( બ્રાહ્મણોને એટલે આપણે નાગરબ્રાહ્મણ માટે અહીંઆં લખેલ છે ) કરવાં નહિ, પરંતુ બીજા બ્રાહ્મણોને અથવા બહેનને કીર્તિદાન કરે જવા એ શું યોગ્ય કહી શકાશે? તેનાથી શું આપણાં નાણાં બચ્યાં એમ કહી શકાશે? મતલબ જે કાંઇ ખર્ચ ઓછો થવો જોઇએ એમ લાગે, તેનો વ્યય પાછો બીજા રૂપમાં કરે જવાથી શો એકંદર ફાયદો મળી શકે? વાસ્તે નકામા ખર્ચ ન કરતાં અથવા વધારતા હાલ જે દ્રવ્યનો વ્યય થાય છે, તેમાથી આપણે શી રીતે બચાવી શકીએ, એ ઉપર સચોટ લક્ષ રહેવું જોઇએ.

ત્રીજો મુદ્દો આપણી વિદ્યાસંપત્તિને લગતો લીધેલ છે તેમા આપણે વિવેચન કરી ગયા કે ગયા પંદર વીશ વર્ષ કરતા આપણે વિદ્યાપ્રાપ્તિમા કંઇક અંશે પછાત પડ્યા છઇએ, તે સાથે આપણો માનસિક વિકાસ પણ અગાઉ જેટલો થતો નથી;

" વિદ્યા સંપત્તિ સુધારવા સબંધે વિવેચન. "

" શાળામા અપાતુ શિક્ષણ "

એટલે વિધવિધ વિષયો પરત્વેનુ આપણું જ્ઞાન–શાળાઓ-ઓમા અથવા કોલેજોમા ચાલતી અને તૈયાર કરવી પડતી ચોપડીઓ શિવાય બીજા ઉપયોગી વિષયનુ વાચન–અને તે ઉપરથી ઉપજતું અનુભવવાળુ પરિપકવ જ્ઞાન એ સર્વ ઓછું થયેલ છે. અને તે મેળવવાની ઉત્કટ ઈચ્છા પણ ધીરે ધીરે ઘટતી જાય છે, તે સાથે સ્વ તથા પર ભાષામા લખવા તથા વિવેચન કરવાની શક્તિ વિગેરે પણ ઘટી જવા સંભવ છે. તો હવે આપણામા વિદ્યાપ્રાપ્તિ શી રીતે વધે, એ તપાસવાનુ રહે છે મેટ્રીકની પરીક્ષા પસાર કરી ન શકાય તો પણ બીજી રીતે શિક્ષણ લેવા માગતા હઈએ તો લઈ શકાય અને તેના ઉદાહરણ તરીકે આપણે હાલ બુક કીપીંગ, એકાઉન્ટ કીપીંગ, ટાઈપ રાઈટીંગ, શોર્ટ હેન્ડ, ટેકનીકલ સ્કુલમા ઇજનેરી તેમજ વિજળી સંબંધે તથા રંગવા ધોળવાનુ તથા વીવીંગ વિગેરેનુ અપાતુ શિક્ષણ, કળાભુવનમા અપાતુ શિક્ષણ, આર્ટસ્કુલમા અપાતુ શિક્ષણ બધામાથી કાંઈક પણ પસંદ કરી તે બાબતેનું શિક્ષણ લઈ શકાય. ઘણી વખત મેટ્રીકની પરીક્ષા ભણનારાઓને પ્રતિબંધરૂપે થઇ પડે છે, તો આવું શિક્ષણ લઈ શકાય, તે સાથે, તે પરીક્ષાને પ્રતિબંધક થતી આપણે અટકાવી શકીયે તેને માટે, ગયા વર્ષમા મેટ્રીક ક્લાસ, ખાસ શિક્ષણ આપવા માટે ઉઘાડવામા આવ્યો હતો, તેવી કોઈ પદ્ધતિ ઉપર, કાયમ નભી શકે તેવી ગોઠવણ કરી કંઈક યોજના નક્કી કરીએ તો પણ થઈ શકે, અને ધારો કે આવી ગોઠવણ ફતેહમંદ ન થાય તો પણ ઉપર દર્શાવ્યા પ્રમાણે મેટ્રીક થયા શિવાય પણ શિક્ષણ લઇ આપણે કમાવાની શક્તિ પ્રાપ્ત કરી શકીએ. તો આવી બાબતોમા હાલ ધ્યાન આપવામા આવે છે તે કરતા વિશેષ ધ્યાન આપવુ જોઇએ જો આપણી સામાજિક સ્થિતિ નબળી હોય અને તેને લઇ આવુ શિક્ષણ લેવાઇ શકતુ ન હોય તો હવે આપણી જ્ઞાતિના હિતાર્થે જે ફંડ એકઠુ કરવામાં આવેલ છે, તેમાથી મદદ લઇ અભ્યાસ કરવાનુ બની શકે તેવી ગોઠવણ થઇ શકે તેમ છે આટલુ આપણા શાળામા લેવાતા અભ્યાસ સંબંધે લખાયુ હવે આપણા માનસિક વિકાસ સંબંધે તેમજ વિવેચન તથા લેખ લખવાની શક્તિ કેળવવા સંબંધે વિચાર કરીએ.

" અન્ય પ્રસંગ માનસિક વિચાર શી રીતે કરી શકાય તે સર્જન વિવેચન "

શાળામા પરીક્ષા પસાર કરવા માટે નિયત કરવામાં આવેલ પુસ્તકો ઉપરાંત બીજા સારા પુસ્તકોનુ વાચન કરવાથી માનસિક વિકાસને પુષ્ટિ મળે છે, તેમજ તેથી કરી વિચારોની વૃદ્ધિ અને પરિપકવતા થાય છે સાથોસાથ જે વિચારો આવા વાંચનદ્વારાએ આપણે પ્રાપ્ત કરીએ, જે જ્ઞાન આપણે મેળવીએ, તેનું વ્યવહારિક દર્શન બીજાઓ કરી શકે, તેનો લાભ બીજાઓ લઇ શકે અને આપણા જ્ઞાનની કસોટી થાય તથા અનુભવ સંસ્કારથી દઢતા મળે તેને માટે વિવેચન તથા

દ્રોઓદ્વારાએ તેનું પ્રકટીકરણ પણ વારવાર થવુ જોઇએ, એટલે નકામી તકરારો અથવા લખાણમાં નહિ ઉતરતા બીજાઓને અને આપણને ફાયદો કરી શકે તેવી બાબતો–તેવા વિષયો હાથ ધરી આવા જ્ઞાનને કસવું જોઇએ, અને આ બાબતમા આપણને ફાયદાકારક આપણી જીમખાનાની સંસ્થા સ્થપાએલ છે આમા આપણે એવી ગોઠવણ કરી શકીએ કે જે 'ગ્રેજ્યુએટસ એસોશીએશન' 'સ્ટુડન્સ બ્રધરહુડ' અને એવા બીજા 'કલબ' યાને ચર્ચા અભ્યાસ, વિગેરેને લગતા મંડળ હોય તે સર્વનો ઉદ્દેશ સચવાઇ રહે અને વિવિધ કેન્દ્રોમા આપણી શક્તિ છિન્ન ભિન્ન થવાને બદલે સંકલિત થાય તેને માટે અનેકને બદલે એક કેન્દ્ર પસંદ કરી તેમાં આ સર્વનો સમાવેશ થોડે ઘણે અંશે થાય તેવી રીતે આપણે કામ કરી શકીએ; અને તે એવી રીતે કે હાલ જે 'ડીબેટીંગ યુનીયન' ચાલે છે, તેની વ્યવસ્થા કરવા માટે એક સારી ચાર અથવા પાંચ–તે પૈકીના ત્રણ સારા અનુભવી ગ્રેજ્યુએટસની તથા એક અથવા બે અન્ડરગ્રેજ્યુએટ સભાસદની એક કમીટી નીમી તે દ્વારાએ અમુક વિષયો જેવાકે ઐતિહાસિક(Historical) આર્થિક ( Economical )સામાજિક ( Social) અને ધાર્મિક (Religious) પ્રથમથી વર્ષની શરૂઆતમાજ નક્કી કરાવી લેવા; અને તે વિષયને અંગે જે પુસ્તકો વાચવા લાયક હોય તે પણ નકકી કરી લેવરાવવાં. આ કમીટીએ તે ઉપરાંત ચાર વિષયને માટે અભ્યાસ કરી તૈયાર થઈ લેખ લખનારે ચાર જણને પ્રથમથીજ પસંદ કરી નક્કી કરવા અને દરેક લેખ ત્રણ ત્રણ માસના અંતરે પ્રથમથી નક્કી કરેલ દિવસે વાચવાનું ઠરાવવું દિવસ નક્કી કરવામા ગમે તે દિવસ નહિ પણ તહેવારના દિવસે જેવા કે મકરસંક્રાંતિ, રામનવમી, અને એવા બીજા બે દિવસો નક્કી કરી બીજા કોઇ કારણથી ફેરફાર કરવાની આવશ્યકતા ન હોય ત્યા સુધી તેવા નક્કી કરવામા આવેલ દિવસોએજ આ લેખો વંચાવવાનું રાખવું, અને આવા લેખો લખવાનું ઉત્તેજન થાય તેને માટે હાલ જે ઇનામો નિબંધોને માટે જુદા જુદા ગૃહસ્થો તરફથી મળેછે, તે સંબંધે જરૂર લાગે તો તે તે ઇનામો આપનારને પૂછી તેમની સંમતિ લઈ, આવા લેખ લખનાર ગૃહસ્થને ઇનામ તરીકે આપવાનુ રાખવુ. આથી આપણી અભ્યાસ કરવાની, નિબંધો લખવાની તેમજ ડીબેટીંગ યુનીયન વિગેરે ત્રણેની નેમ એક સાથે એક પ્રવૃત્તિથીજ સચવાઈ શકાશે, અને આપણી પ્રવૃત્તિની આ દિશા પણ અનિશ્ચિત રહેવાને બદલે અમુક ધાટીની નિશ્ચિત થશે. તે ઉપરાંત સારા લેખો લખાશે તો ત્રિમાસિક અથવા તેવા કોઇ બીજા સાધન દ્વારાએ પ્રસિદ્ધિમા મુકવાથી આ સંસ્થાના સભાસદ ઉપરાંત આ સ્થળે તેમજ ઇતર સ્થળે સ્ત્રી પુરૂષ સર્વને લાભકારક અને ઉપયોગી થઇ પડશે, તો આ બાબતમા પણ વિચાર કરવાની ખાસ જરૂર છે

ચોથો મુદ્દો આપણે ઐક્ય વિષે પસંદ કર્યો એટલે આપણી જ્ઞાતિ વર્ગના.

"એક્યતા મુખ્યત્વા સબંધે વિવેચન"

સમષ્ટિજીવનમા ઐક્ય વધે, જ્ઞાતિબંધારણ સુદૃઢ થાય, અને એક બીજાને મદદરૂપ જરૂરના પ્રસગે થઈ શકીએ, સામાન્ય હિતની બાબતનો શાન્તિથી, સપથી નિર્ણય અને નિકાલ થઇ શકે, અદર અદરની કેટલીક તકરારોની પતાવટ જલદીથી થઈ શકે, આવી બધી બાબતો વિષે વિચાર કરવાની જરૂર છે

આપણે જુદા નથી, આપણા હિત એક બીજાથી ઉલટાં સુલટા નથી તેવી એકતા કરવા–તેવું ઐક્ય વધારવામા સમષ્ટિમાંને–સમૂહને નિયત્રણ કરવા નિર્મિત રસ્તે દોરવા તથા ચલાવવા એક કેન્દ્રાકર્ષણની જરૂર રહે છે સૃષ્ટિક્રમમા પણ કેન્દ્રાકર્ષણ હસ્તી ધરાવે છે અને તેનાથીજ આપણે ટકી રહી શકીએ છઇએ, એ વાત ઘણાખરાઓના જાણવામા હશેજ જ્ઞાતિ પણ જુદી જુદી વ્યક્તિઓથી બનેલો એક સમૂહ હોઈ તેમા પણ એ આખા સમૂહને નિયમિતરીતે ચલાવવા નિયામક કેન્દ્રાકર્ષણની આવશ્યકતા સહુકોઇ સ્વીકારશેજ, કેન્દ્રાકર્ષણ પોતાનો પ્રભાવ પોતાનું બળ અમુક નિયમો પ્રમાણે સાધન દ્વારાએજ બતાવીશકે, એમ હોવાથી નિયમો અને સાધનો બન્નેની પણ તેટલીજ ઉપયોગિતા રહે છે મતલબ કેન્દ્રાકર્ષણ નિયમો અને સાધન ત્રણે સામટા મળી એક બધારણ થાય છે આવા બંધારણની આપણે એટલે આપણી જ્ઞાતિને જરૂર છે, તેમ આ બંધારણ નિયમિત સારૂ સુદૃઢ હોય તેમ તેમાથી જન્મ પામતુ બળ ઉચ્ચ કોટિનુ હોય છે જ્ઞાતિબંધારણમા સામાન્યત એવો નિયમ લેવામા આવે છે કે પાચ સાત પ્રતિષ્ઠિત ગૃહસ્થોને વશપરપરા જ્ઞાતિપટેલ તરીકે ઓળખવામા આવે છે અને તેઓ પોતે બની શકે તો અમુક પ્રશ્નોનો નીવેડો લાવે છે, અગર જરૂર પડતા આખી જ્ઞાતિને એકઠી કરી તેવા પ્રશ્નોનો નિવેડો તેની દ્વારાએ કરે છે અને તે પ્રમાણે જ્ઞાતિની બધી વ્યક્તિઓ અંદર અદરના મતફેરનો અથવા જ્ઞાતિના હિતાહિતનો નિર્ણય કરી અમુક નિયમોને અનુસરી વર્તે છે; તેથી જ્ઞાતિપટેલોનું સન્માન રાખવુ, નિયમો પ્રમાણે વર્તવું એ સૌ કોઇની ફરજ છે અને આ બાબતમા જેટલી શિથિલતા થાય, એ અતે આપણનેજ નુકશાન કારક છે, એ વાત ખાસ લક્ષમા રાખવા જેવી છે જ્ઞાતિની વ્યક્તિઓમા કંઇ તકરાર થાય અને તે તકરાર અમુક પાટીની હોય તો દ્રવ્યના થતા વ્યય તથા હાડમારી ઉપર લક્ષ રાખી તેવી તકરારનો ફડચો બનતા સુધી આ સાધનદ્વારાએ લાવવામાં આવે તો સગવડ થાય અને જ્ઞાતિ પટેલોને આવા તથા બીજા પ્રકારના કાર્યમા મદદ કરવા જરૂર લાગે તો તેઓ નક્કી કરે તે અથવા જ્ઞાતિએ પ્રથમ પસદ કર્યા હોય તેવા ગૃહસ્થોની સાહાય્ય લઈ શકે તેવી યોજના થાય તો લાભકારક નીવડે. જેઓને આપણે જ્ઞાતિના પટેલો તરીકે ઓળખતા શીખ્યા છઇએ તેમને જ્ઞાતિના પટેલો તરીકે કાયમને માટે સ્વીકારવામા વાધો હોવો જોઇએ નહિ, એટલે આ વડીલ પટેલોને કાયમ રાખી,

દર પાંચ વર્ષને અંતરે, તેઓને જ્ઞાતિના અન્ય ગૃહસ્થોની અમુક સંખ્યા પોતાની દેખરેખ નીચે કામ કરવા નિમવાની સંપૂર્ણ સત્તા કબૂલ કરવી જોઇએ; અથવા તો દર પાંચ વર્ષે જ્ઞાતિસમસ્ત તરફથી અમુક સંખ્યા પસંદ કરાવી જોઇએ, અને તેના હસ્તક જ્ઞાતિમાં ઉભા થતા કેટલાક પ્રશ્નો અથવા તકરારનો નીવેડો લાવવાનું સોંપાવું જોઇએ, એટલે આ બંધારણ નિયમિત કરી, તેની સત્તા સ્થાપિત કરી, જ્ઞાતિ તરીકેની હસ્તિનું ભાન આપણને સદા કાળ જળવાઇ રહે તેવું થવું જોઇએ. જ્ઞાતિની વ્યક્તિઓ એક બીજાને મદદ કરી શકે તે ઉદ્દેશથી, જ્ઞાતિહિતાર્થે જે ફંડ હાલ એકઠું કરવામા આવ્યું છે તેને માટે આપણે આપણા વડીલ વર્ગનો ઉપકાર માનવાની પ્રથમ ફરજ છે નિરાધાર બાળકો, અનાથ વિધવાઓને આશ્રય મળે એ શું ઓછું પુણ્યનું કામ છે ? આવાં સામાન્ય હિતનાં સાધનો ધીરે ધીરે વધે, અને, વખત જતા માંદાઓને રહેવા માટે, તેઓની સગવડ સચવાય તેને માટે, તેમને દવા વિગેરેની મદદ પૂરી પડે તેને માટે અમુક કાયમી ગોઠવણ થાય એવું ઇચ્છીએ છઇએ. આપણું જ્ઞાતિ તરીકેનુ અભિમાન સતેજ થતુ જાય છે, આપણી જરૂરીયાતો આપણે જોતા-જાણવા થયા છઇએ એ, તે એક શુભ ચિન્હ છે આવી લાગણીઓ સદૈવ આપણામા જાગૃત રહે, એક બીજાને મદદ આપવા આપણામા તીવ્ર ઉત્કંઠા વૃદ્ધિ પામે, આપણી સંપત્તિ તથા સાધનો વધે, અને આપણું ઐક્ય સદા કાળ સર્વાંશે વિદ્યમાન રહે, એવી આપણા ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વર પ્રતિ યાચના કરી આ લેખ સમાપ્ત કરવામા આવે છે

વૈકુંઠરાય વિ. નવનિધરાય મહેતા.

---

# मातृ धर्म.

( પુસ્તક ૮ અંક ૩ જાના પૃષ્ટ ૧૩૩ થી અનુસંધાન. )

પૂર્વે કહ્યું તેમ-બાલ્યાવસ્થાથી જ બાલક માતાનું અનુકરણ કર્યા કરે છે. કેટલીક માતાઓ પોતાના બાળકો દેખતા પોતાના પતિઓની પાસે પોતાની સાસુ, નણંદ, દેરાણી કે જેઠાણીનું હરરોજ કંઇને કંઇ ભાગવત કર્યા કરે છે. તે માતાની બાળક પુત્રીને બચ્ચપણથી તેવો વિધિ કરી જવાથી, મોટી ઉમ્મરે તેને પણ તેવી જ ટેવ પડે છે પરિણામે તે માતા જેમ પોતાના પતિનો ભાવ કુટુંબમા ઓછો કરે છે, તેજ પતિનો ભાવ તેની પુત્રી ઉપર પણ ઓછો થાય છે; એમ આગળ પાછળ બન્ને કુટુંબો કલેશમય સ્થિતિમા આવી પડે છે.

બાળકનું લક્ષ કૃતિ ઉપર વિશેષ જાય છે વાણી દ્વારાએ અપાતો ઉપદેશ તો પુખ્ત વયેજ અસર કરી શકે છે તે કારણને લીધે વાણીવિનાનો ઉપદેશ સિદ્ધ કરવા

આપણે માતાઓજ પ્રયત્ન કરીશુ તો તે કદિ પણ નિષ્ફળ જશે નહિ. શેકસપીયર, મિલ્ટન, બેકન, જ્હોનસન, ગોલ્ડસ્મિથ, ટેનિસન, કેટો, રસકીન, પોપ, સ્કોટ, અકબર, ભવભૂતિ, બાણ, કાળીદાસ, તેજ મુજબ મીરાબાઈ, નૃસિંહમ્હેતાદિ–જે મહાન અને આદર્શ–પુરૂષો થઇ ગયા છે, તેઓનાં જીવન ચરિત્રો વાચીશુ તો માલૂમ પડશે કે–તેઓ સઘળાને બાલ્યાવસ્થાથીજ તેઓની માતાઓની કરણીઓના સંસ્કારો પ્રાપ્ત થયા હતા. વળી એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે–બાળકો માતપિતાનાં વચનો અને કર્મોની બહુ વિવેચક દૃષ્ટિએ પરીક્ષા કરે છે આપણા વચનોથી આપણાં કર્મો ભિન્ન હોય તો, બાળકોને કદિ પણ આપણા ઉપદેશની અસર થઇ શકતી નથી. એટલુંજ નહિ પણ તેવા માતપિતાના બાળકો "કહેવું કઇ અને કરવું કંઇ"–એવું જ શીખે છે. બાળકના મગજમા રોપાયેલું આ ઝેરી બીજ મોટી ઉંમરે પુરી ફાલી કોઇ અસાધારણ વિપત્તિમાં તેને લાવી મુકે છે એક રાશીના છોકરાની વાત તો આપણે સાંભળી છે બાળકપણથી તે પોતાની માતાના ઉત્તેજનથી નાની નાની ચોરી કરતાં શીખ્યો હતો. મોટી ઉમ્મરે તેણે એવો ગુન્હો કર્યો કે છેવટ તેને ફાંસીની શિક્ષા થઈ. ફાસીએ જતી વખત તે શિક્ષા પોતાની માતાના ઉત્તેજનનું પરિણામ છે, એવું ધારી તેને બોલાવી તેનુ નાક કરડી ખાધું. કુમળા રોપમા છરી વડે કાપ કરવાથી છેવટ તે રોપ વૃક્ષની સ્થિતિએ આવેછે, ત્યારે તે કાપ ઘસાઇ ન જતાં ઉલટો તે મોટો કાપ થાયછે. કોઈ બાળકની મા તે બાળકના બચપણમાજ ગુજરી ગઇ હોય, અને તે બાળક તેના બાપના હાથમા ઉછરાયેલુ હોય તો તે તેના બાપ જેવુંજ થાયછે. આશ્ચર્ય જેવું છે કે–આપણે ઘેર મ્હેમાન આવેછે, ત્યારે તે મ્હેમાનને એક દિવસ માટે ખુશી કરવા આપણે રસોઇ કરવામા જેટલુ ખાસ ધ્યાન રાખીએ છીએ, તેટલું ખાસ ધ્યાન આખી જીંદગી જેના ઉપર આધાર રાખે, તેવા પોતાના બાળકની માવજત માટે રાખવાની જરૂર જોતાં નથી. બ્હેનો! આપણે આપણુંજ જીવન કોમળ, શાંત, મધુર, સહનશીલ, વિનયી, તે સાથે તીવ્ર સત્વથી ભરપુર કરશું, તો બાળકો પણ તેવાંજ થશે. મોજશોક ક્ષણિક હોય છે, અને તેથીજ તે નિરર્થક છે, આસવા સમાન છે પ્રભુએ આપણને શામાટે ઉત્પન્ન કર્યા છે? આપણી ફરજો બજાવવાજ આપણો જન્મ થયોછે જો આપણે આપણી બરાબર ફરજો બજાવીશું, તોજ આપણે પ્રભુનાં મ્હાલ્હી બાળકો થઈ રહેશું સ્ત્રીઓ જે કામ કરેછે, જનસમાજની જે અપ્રતિમ સેવા બજાવેછે, તે ગુપ્તરીતિએ અને લોકની દૃષ્ટિએ ચડ્યા વિનાજ થયે જાયછે. સ્ત્રીઓનાં બાવલાં ઉભાં થયા નથી, તેઓની વાહવાહના પુકાર થયા નથી, તેઓની પૂજાઓ થઈ નથી, તેમ છતાં તેઓની સેવા અમૂલ્યજ છે ખરૂં છે કે–પુરૂષોના જેવાં દૃષ્ટિમા ઉડી આવે તેવાં કાર્યો સ્ત્રીઓએ કર્યા નથી, મોટા મોટા ઉત્તર અને દક્ષિણ ધ્રુવના મંદા સાગરોનું તેઓએ પરિક્રમણ કર્યું નથી, વૈજ્ઞાનિક શોધો અને યન્ત્રોના તેઓ મૂળ

ઉત્પાદક થયાં નથી, છતાં સ્ત્રીઓની સાંસારિક અને સામાજિક સેવાને લીધે જ પુરૂષો તે સઘળું કરી શક્યા છે અને શકે છે કેમકે પુરૂષરત્નો સ્ત્રીઓના ખોળામાંથીજ ઉત્પન્ન થયાં છે અને પાક્યા છે સ્ત્રીઓનાજ ચારિત્ર્યથી, તેઓનાંજ પ્રેમામૃતના પોષણથી વીર પુરૂષોની વીરતા પુષ્ટ થઇ શકી છે કૌશલ્યા જેવી માતા હોય તોજ રામચંદ્ર જેવા પરમાત્માની ઉત્પત્તિ થઇ શકે; અમેરિકાને સ્વતંત્ર બનાવનાર વોશીંગ્ટન, આખા યુરોપને ઉથલ પાથલ કરનાર નેપોલીયન, ઇંગ્લાંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર ક્રોમવેલ, લોર્ડ બ્રુહામ, જર્મન કવિ ગેટી અને શીલર—એ સઘળા વીરપુરૂષોનો પ્રભાવ વીરમાતાઓને આભારી જ છે માતાની પ્રકૃતિની છાયાજ સંતતિ રૂપ રત્નમાં આબેહુબ પડી રહે છે પ્રસિદ્ધ કવિ બાયરનની માતાનો સ્વભાવ કરડો અને ચીડીયો હતો. બાયરનને તે સ્વભાવનો પુરેપુરો વારસો મળ્યો હતો. એ પ્રમાણે ગૃહની, કુટુંબની, ગામની તેમજ આખા દેશની ઉન્નતિ કે અવનતિનું કારણ માતાઓજ હોય છે પિતા ગમે તેવો સારો હશે, પણ માતા સદ્ગુણી નહિ હોય તો તેની સંતતિ ભાગ્યેજ સદ્ગુણી થઇ શકશે; તેથી ઉલટું પિતાના દોષો માતાના શુદ્ધ સંસ્કારોમાં દબાઈ ગયા વિના રહેશે નહિ. સ્ત્રીઓ પ્રેમબળથી સંતતિને કેળવે છે, ત્યારે પુરૂષો સત્તાબળથી તેમ કરી શકે છે. માનવ શરીરમાં પુરૂષ બુદ્ધિ છે, પણ સ્ત્રી તો હૃદય છે પુરૂષ સંકલ્પોનું ઘડામણું કરે છે, ત્યારે સ્ત્રી રસની વૃષ્ટિ વર્ષાવે છે; પુરૂષ બળ છે, ત્યારે સ્ત્રી શાંતિ છે. સ્ત્રી બુદ્ધિની પ્રભા પણ પ્રેમદ્વારાએજ પ્રકાશે છે. પુરૂષ બુદ્ધિબળથી શ્રદ્ધા ઉત્પન્ન કરે છે, ત્યારે સ્ત્રી હૃદયબળથી તેનો અજાણ્યાંજ વિસ્તાર કરે છે પતિ કે પ્રજા, ગૃહ કે કુટુંબનું સુખનિધાન સ્ત્રીજ છે

જ્યારે આમ છે, ત્યારે શા માટે આપણામાં જે ખામીઓ હોય તે શોધી કાઢીને સુધારવાનો પ્રયત્ન ન કરવો? બાળકનું શરીર માંદુ થઈ જાય છે ત્યારે તમે ઔષધોપચાર કરવાને કેવા બ્હાવરા થઇ જાઓ છો? પરંતુ તેઓનું મન માંદુ થઇ જાય તે સુધારવાને જરા પણ ધ્યાન આપો છો? બાળકને કંઈ પણ રોગ ન થાય તેટલા માટે પરહેજી પાળવા તમે કેટલી બધી કાળજી રાખો છો? પરંતુ તેના અંતઃશરીરને રોગી ન થવા દેવાને તમારૂં અંતઃકરણ સાફ રાખવા જરા પણ દરકાર કરો છો? બાળક જન્મથી આરંભી તે બાર વર્ષની વયનું થાય ત્યાં સુધી તે શું કરે છે, શું રમે છે, શું ખાય છે, શું બોલે છે, કોની સાથે હરે ફરે છે? વિગેરે દરેક ન્હાની ન્હાની બાબત ઉપર તમારે ધ્યાન આપવાની જરૂર છે બાળકપણથીજ તેને એક મિનિટનો પણ દુરૂપયોગ ન થાય તેવું શીખવવાની—ટેવ પાડવાની સંભાળ રાખવી જોઇએ. છોકરાંને નોકરોના સંગતિમાં કદિપણ રાખવા નહિ કોઇકજ નોકર સારી વૃત્તિનો હોઇ શકે છે એકની સામે બીજાને એટલે આપણા નોકર જેવાં આપણાં છોકરાને બનાવવાની ઇચ્છા હોયતોજ તેઓને તે છોકરાંને સોંપવાં. વળી એક વાત

જાણનાર ગૃહસ્થે બકભક્ત અથવા બિડાલવ્રત ધારણ કરનાર અને વેદ નહિ જાણનાર બ્રાહ્મણને પાણી પણ આપવુ નહિ, તેમ શાસ્ત્ર આજ્ઞા કરે છે, એમ બતાવ્યુ છે

न वार्यपि प्रयच्छेत्तु वैडालव्रतिके द्विजे ।
न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ १९२ ॥

બિડાલ એટલે માર્જારવ્રત ધારણ કરનાર કેવા છે, તે શ્લોક ૧૯૪મા બતાવ્યું છે

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।
वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ १९६ ॥

તે પછીના શ્લોકો તેવા વ્રતવાળાઓનુ શુ પ્રાયશ્ચિત લાગે છે, તે જણાવી, જે બ્રાહ્મણો ખોટો આશ્રમ ધારીનો વેશ લઈ ફરે છે, તે માટે શ્લોક ૨૦૦ માં નીચે પ્રમાણે કહ્યુ છે

अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ।
स लिङ्गिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥२००॥

શ્લોક ૨૦૧ થી ૨૦૩ મા પારકા નવાણમા નહાવાના પ્રસગમા તથા પારકી વસ્તુનો ઉપયોગ કરવામા ગૃહસ્થે ધણીની પરવાનગી લેવી જોઇએ, એ બતાવી યમ નિયમનો વિષય ૨૦૪ મા શ્લોકથી શરૂ કરવામા આવે છે તેમા જેમ કહેલુ છે કે વિદ્વાન ગૃહસ્થે નિત્ય નિયમો પાળીને બેશી રહેવું, તેમ નથી, પણ યમોને પણ પાળવા જોઇએ. તે યમ કયા તે માટે ચાર ક્ષેપક શ્લોકો આપેલા છે તે નીચે પ્રમાણે છે

आनृशंस्यं क्षमा सत्यमहिंसा दममस्पृहा ।
ध्यानं प्रसादो माधुर्यमार्जवं च यमा दश ॥१॥
अहिंसा सत्यवचनं ब्रह्मचर्यमकल्पता ।
अस्तेयमिति पञ्चैते यमाश्चोपव्रतानि च ॥२॥
शौचमिज्या तपो दानं स्वाध्यायोपस्थनिग्रहौ ।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश ॥३॥
अक्रोधोगुरुशुश्रूषा शौचमाहारलाघवम् ।
अप्रमादश्च नियमाः पञ्चैवोपव्रतानि च ॥४॥

તે પછી ૨૦૫ શ્લોકથી ૨૨૩ શ્લોક સુધી બ્રાહ્મણે કોનુ અન્ન ન જમવું, તે બતાવેલ છે તે પણ 'આહાર તેવો ઓડકાર'–એ કહેવત પ્રમાણે વ્યવહારમાં કામ લાગે તેવી બાબત છે, એમ ગણી મૂળ શ્લોક ટાકયા સિવાય નીચે લખવામા આવે છે.

"જે યજ્ઞ વેદ નહિ ભણેલા બ્રાહ્મણે, ગામોટે અથવા સ્ત્રીએ અથવા નપુંસકે આરંભેલો હોય, તેનું અન્ન બ્રાહ્મણે ખાવું નહિ તેવા યજ્ઞમાં ઋત્વિજાદિરૂપે બ્રાહ્મણો

ખાઓ લે તો તેઓની લક્ષ્મીનો નાશ થાય છે. તેજ પ્રમાણે મહાન્મત્તનું, ક્રોધીનું અને રોગીનું પણ અન્ન ખાવું નહિ. તેમજ બ્રહ્મહત્યારાએ જોયેલું, રજસ્વલાએ અડકેલું, પુકાર પાડીને આપવામાં આવતું, પશુ માણસો તરફથી ઉઘરાણુ કરીને અપાતું, અને શુનિમનું અન્ન પણ દોષયુક્ત ગણાય છે તેજ પ્રમાણે ચોરનું ગવૈયાનું, સુતારનું, વ્યાજખોરનું, કેદમાં પડેલાનું, યજ્ઞમાં દીક્ષા લેનારનું, શાપિતનું વ્યભિચારિણી સ્ત્રીનું, ખાદું થઇ ગયેલું, વાસી અને શુદ્રને જમાડયા પછીનું અન્ન પણ જમવું નહિ. તેમજ વૈદ્યનુ, પારાધિનું, ક્રૂરકર્મ કરનારનુ, ઉચ્છિષ્ટ જમનારનું સુવાવડી માટે રાંધેલુ, અને પંક્તિમાં આચમન કરી ઉઠી ગયા પછીનું, તેમજ વૃદ્ધિસૂતકમાં દશ દિવસની અંદરનું, અન્ન જમવુ નહિ. ચાડીયા, અસત્યવાદી, નટ, દરજી, કૃતઘ્ની, લુવાર, ભીલ, નાટક તથા વાજિંત્ર ઉપર આજીવિકા ચલાવનાર, સોની, વાંચીનો ધંધો કરનાર, તથા હથીયાર વેચનારનુ, ધોબીનુ અને રંગારાનુ અન્ન જમવું નહિ."

તેવા અન્નો જમવાથી શું પ્રાયશ્ચિત લાગે છે, તે પ્રત્યેકના સંબંધમાં બતાવી, જાણતા અજાણતાં, તેવું અન્ન જમાયું હોય તો શું પ્રાયશ્ચિત કરવું, તે બતાવે છે. આ લખવાનો અર્થ એમ થાય છે કે–તે લોકોનું રાંધેલું અન્ન તો બ્રાહ્મણને ખપે નહિ, એટલુંજ નહિ પણ તેઓ પાસેથી સીધાસામાન પણ લેવા નહિ.

ચંદ્ર અને સૂર્યના ગ્રહણ સમયે નીચેના ક્ષેપક શ્લોકોથી અન્ન નહિ લેવા જણાવેલું છે

चन्द्रसूर्यग्रहे नाद्यादद्यात् स्नात्वा तु मुक्तयोः ।
अमुक्तयोरगतयोरद्याद्दृष्ट्वा परेऽहनि ॥

"ચંદ્ર અને સૂર્યના ગ્રહણ સમયે જમવું નહિ; પણ ગ્રહણ છુટી ગયા પછી સ્નાન કરીને જમવું. ગ્રહણ છુટ્યા પહેલાંજ સૂર્ય કે ચંદ્રનો અસ્ત થઈ જાય તો બીજે દિવસે સૂર્ય કે ચંદ્રનાં દર્શન કરીને અન્ન જમવું."

તે પછી શ્લોક ૨૨૭થી ગૃહસ્થે દાન દેવાનો પ્રકાર તથા વિધિ વગેરે બતાવવામાં આવે છે. તે પ્રસંગમાં નીચેના શ્લોકો અહિં ખાસ લખવામાં આવે છે

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥२३३॥

"જળ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, સુવર્ણ અને ઘી વગેરે વસ્તુઓના દાન કરતાં વેદવિદ્યાનું દાન આપવું, તે અત્યુત્તમ ગણાય છે"

न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ॥
नार्तोऽप्यपवदेद्विप्रान् न दत्त्वा परिकीर्तयेत् ॥२३४॥

"તપ કરીને ગર્વ કરવો નહિ; યજ્ઞ કરીને અસત્ય બોલવુ નહિ, પીડાયા છતાં બ્રાહ્મણોની નિંદા કરવી નહિ, તે પ્રમાણે દાન આપીને કહી દેખાડવું નહિ."

उत्तमैरुत्तमैर्नित्यं संबन्धानाचरेत् सह ॥
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥२४४॥

"પુરૂષને પોતાના કુળની ઉન્નતિ કરવાની ઇચ્છા હોય તો તેણે નિત્ય ઉત્તમ ઉત્તમ પુરૂષોની સાથે સંબંધ બાધવો, અને અધમ અધમ પુરૂષોની સાથે સંબંધ છોડી દેવો."

उत्तमानुत्तमान्गच्छन् हीनान्हीनांश्च वर्जयन् ॥
ब्राह्मणः श्रेष्ठतां याति प्रत्यवायेन शूद्रताम् ॥२४५॥

"ઉત્તમોની સાથે સંબંધ કરવાથી અને અધમો સાથેના સંબંધ તજવાથી, બ્રાહ્મણ ઉત્તમતા પામે છે; તેથી ઉલટું કરવાથી શુદ્રપણું પામે છે"

ગૃહસ્થોએ પુત્રપ્રાપ્તિ થયા પછી કેવું વર્તન રાખવું, તે બાબતમાં નીચેના ચાર શ્લોકો લખી અધ્યાયની સમાપ્તિ કરીએ છીએ.

महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ॥
पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थ्यमाश्रितः ॥२६७॥
एकाकी चिन्तयेन्नित्यं विविक्तेहितमात्मनः ॥
एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥२६८॥
एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ।
स्नातकव्रतकल्पश्च सत्त्ववृद्धिकरः शुभः ॥२६९॥
अनेन विप्रो व्रतेन वर्तयेद्वेदशास्त्रवित् ॥
व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥२६०॥

"શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થે મહર્ષિના, પિતૃઓના અને દેવોના ઋણમાંથી મુક્ત થઇને પુત્ર ઉપર ઘરનો સઘળો ભાર મુકીને, તટસ્થ રહીને ઉદાસીન વૃત્તિથી જીવન ગાળવું ૨૫૭

એકાન્તમાં એકલા બેશીને નિત્ય પોતાના હિતનું ચિંતવન કર્યા કરવું, કારણકે તેમ કરવાથી પુરૂષ પરમ શ્રેય પામેછે. ૨૫૮.

એ પ્રમાણે બ્રાહ્મણગૃહસ્થની આજીવિકાની સનાતન રીતિ કહી: તથા શુભ અને સત્વગુણની વૃદ્ધિ કરનાર સ્નાતકના આચરણનો વિધિપણ કહ્યો. ૨૫૯

વેદશાસ્ત્રને જાણનારો બ્રાહ્મણ ઉપર કહેલા આચાર પ્રમાણે વર્તેછે તે પાપમાંથી મુક્ત થઇ નિત્ય બ્રહ્મલોકમાં પૂજાય છે. ૨૬૦."

[ચતુર્થ અધ્યાય સમાપ્ત.]

ગુલાબરાય વિજયશંકર છાયા.

# नागरपुरीमां प्रवास.

एक.

## अद्भुत स्वप्न.

## પ્રથમ દર્શન.

મારૂં નામ મુકુન્દરાય છે. મારા પૂજ્ય પિતાએ મને સાંપ્રતકાળને અનુસરતો સર્વ વિદ્યાભ્યાસ કરાવેલો છે. હું નાગર જેવી શ્રેષ્ઠ બ્રાહ્મણની જ્ઞાતિમાં જન્મેલો છું, તેથી મારી વૃત્તિઓ સહજ વિદ્યાભ્યાસની તો હોયજ, તેમાં સરકારી પિતાની ઉદાર વૃત્તિએ જળ સિંચ્યું અને તેના પરિણામમાં હું ભણી શક્યો એટલુંજ નહિ, પરંતુ ભણવાની સાથે કેટલુંક અનુભવી જ્ઞાન પણ મેળવી શક્યો. મારા માયાળુ પિતા મને મારી બાલ્યાવસ્થામાંથીજ કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન આપવા શ્રમ લેતા હતા. મારી માતા—મારી વ્હાલી અને ભલી માતા જોકે આજ કાલની કેટલીક ભણેલી સ્ત્રીઓના જેવી અને જેટલી ભણેલી તો નહિ હતી, પણ તેને થોડું ઘણું લખતાં વાંચતાં આવડતું. વળી તેની માતા કહેવાતા "જુના જમાના"ની હતી, તેથી તેને જોકે આજની સ્ત્રીઓની કહેવાતી સુઘડતા શીખવાઈ ન હતી, તો પણ અમારા નાગરોનાં કેટલાક જુના ઘરોમાં જે જાતનું ભરતકામ તથા જે જાતની ગુંથણીના જુના પુરાણા નમુનાઓ વગેરે માલુમ પડે છે તે સર્વ કામ પરત્વે તેનું જ્ઞાન સારૂં હતું. ઉપરાંતમાં તે સાધારણ રીતે ઘરવૈદું પણ જાણતી હતી. છોકરાંઓ માંદાં પડતાં તો તે, સાધારણ રીતે, તેની ટાળવાળ કરી શકતી હતી. આવા માતપિતાને ઘેર મારો જન્મ થયો હતો.

આજે જ્યારે હું નૂતન પ્રકારની કથા લખવાનો આરંભ કરૂં છું, ત્યારે મારૂં વય વર્ષ પચીસ અને માસ ત્રણનું થયેલું છે, ને મારો વિદ્યાભ્યાસ સંપૂર્ણ કરેલો છે. હવે હું આત્મોન્નતિના, જ્ઞાતિ-ઉન્નતિના ઇત્યાદિ જનસુધારણાના શુભ કાર્યોમાં ભાગ લેતો થયો છું. અમારૂં નાગરનું હાલમાં "નાગર બંધુ સમાજ" નામનું નવું મંડળ સ્થપાયેલું છે. તેનો હું એક અંગભૂત છું, તે મંડળનો ઉદ્દેશ આત્મભોગ કરીને પણ જ્ઞાતિસેવા કરવાનો છે. આવા તેના ઉચ્ચાશયથી હું તેના સર્વ કાર્યમાં ભાગ લેવાને આકર્ષાયો છું અને યથાશક્તિ તેનો ભાર વહવાને સર્વદા ઉત્સુક રહું છું.

ગઈ કાલે ઉક્ત મંડળની ઉક્ત કાર્યક્રમ યોજનારી એક સભા મળી હતી. તેમાં મને પણ આમંત્રવામાં આવ્યો હતો. જ્ઞાતિ-અભિમાનથી ઉભરાઈ રહેલી છાતી અને જ્ઞાતિ-ઉત્કર્ષ કરવાની અનેક યોજનાઓથી ભરેલા મસ્તક સાથે ઉત્સાહમાં અને ઉત્સાહમાં તણાતો તે સભાના વાદવિવાદમાં ભાગ લેવાને અને તેમ કરી મારા ધર્મને—મારા નાગરત્વને સાર્થક કરવાને હું અમારા ઇષ્ટદેવ હાટકેશ્વરના મંદિરવાળા મકાને ગયો. માર્ગમાં મારા મગજમાં અનેક પ્રશ્નો, અનેક કલ્પનાઓ, અનેક આશાંકુરો એક પછી એક ઉપરા ઉપરી ઉદય પામતા હતા અને તે સર્વનો વેગ એટલો તો આકરો હતો, કે હું તે સ્થળે પહોંચ્યો ત્યારે મને લાગ્યું

આવ્યું, કે હું ત્યાં ઉઠીને તો નહિ પહોંચ્યો હોઉં ! ખરેખર ઉત્સાહ અને કર્તવ્યનિયમના કાળની ધુંસરી નીચે રહી શકતાં નથી. જ્ઞાતિ-ઉન્નતિ કરવાના વિચારની ધૂનમાં ધૂનમાં મે મારી દૃષ્ટિ મારા માર્ગમાં ક્યાંય પણ કરી નહિ, અને આગમચેજો જો માર્ગ નેત્રો આડાંઅવળાં ફરી જતાં તોપણ તેઓ જાણે ગમ્ય દૃષ્ટિ ન હોય તેમ તેણે કશું પણ વિલોક્યું હોય એવું મને યાદ નથી

આવી રીતે જ્ઞાતિ-સેવા કરવાની ઝંખના ઝંખતોજ હું અન્તે હાટકેશ્વરના મંદિરમાં જઇ ઉભો, અને આસપાસ દૃષ્ટિ ફેરવી તો તેના ચોકમાં એક ઓરડી હતી તેમાં ચાર પાંચ યુવકો પોતાના હાથમાં મોટા મોટા કાગળો લઇને ઉંચા નીચા થતાં હાથ પછાડતા, સામાસામા પ્રશ્નોત્તર કરતા, વિવાદ ચલાવતા હોય એવું મારી નજરે પડ્યું, અને અંદર જઇને મેં જોયું તો મને જણાયું કે, તેમનો કોઈ એવી વાત હાલ્યા છે કે, ‘ બન્ધુ-સમાજ ’ તો બધુ બગાડવા બેઠી છે, માટે કોઈપણ જ્ઞાતિજને તેને ટેકો આપવો નહિ. આ વાતની મને જાણ થઇ એટલે મે તેમને જણાવ્યું કે, બન્ધુ સમાજે હજુ પોતાનું કામ આરંભ્યું નથી ત્યાં તે ‘ બગાડવા બેઠી છે,’ અને એવા અન્ય આક્ષેપો મળે તે તો આસન આશ્ચર્ય જેવું છે તે યુવકોને મે સ્પષ્ટ રીતે કહી દીધું કે, તમો શાન્તિ રાખો, બધું સારૂં થઈ રહેશે આટલી વાત થઈ, ત્યાં તો ઉક્ત સંસ્થાના વ્યવસ્થાપકો, મંત્રીઓ ઇત્યાદિ પ્રેરકો તથા હિતચિંતકો ત્યાં આવ્યા અને સભાનું કામ શરૂ થઈ ને ત્રણ કલાકે પૂર્ણ થવા પામ્યું સભાનાં અગ્રભાગમાં વિવાદ ખૂબ ચાલ્યો, અને અન્તે **સમાધાનીથી સદાગ્રહપૂર્વક** જ્ઞાતિજન પાસેથી કામ લેવાનો ઠરાવ કરી તે સભા વિસર્જન પામી. આ સર્વ વાદવિવાદમાં મે ઘણો આગેવાની ભરેલો ભાગ લીધો હતો, તેથી મારૂં છાતી ઉછળી આવ્યું હતું તેમાં વળી સભામાં ઠરાવ થયેલો કે, તે સભાની બીજી બેઠક વખતે પ્રયોજકોએ જ્ઞાતિ-સુધારણાની સ્વકલ્પિત યોજનાઓ રજુ કરવી. અમો સર્વે સભાસ્થાનમાંથી ઉભા થયા અને રાત્રી પડી ગઇ હતી. તેથી શ્રી મહાદેવનાં દર્શન કરી, અમો સર્વે વિચારમાં ને વિચારમાં તપી ગયેલા મગજ સાથે પોત પોતાના ઘેર ચાલ્યા ગયા

રસિક વાચક ! હું ઘેર પહોંચ્યો. ઝટપટ નહાવાનું પાણીનું પહેરી નાખ્યો, ધુસમુસ ખાધું ન ખાધું, ચટપટ મરજીનું થઈ, પહેરણ પહેરી મેડીએ ચડી, મારી આરામ પથારી નાખી, વિચારમગ્ન થઇને સૂઇ રહ્યો બારીમાંથી મંદમંદ સમીરલહરીઓ પોતાનો વૈભવ મારી સમક્ષ રજુ કરતી હતી આકાશમાં અંતરિયાળ લટકતો રજનીકાન્ત પોતાની ધવલ કાન્તિ વડે અલૌકિક શોભાને ઉત્પન્ન કરતો, ધીમે ધીમે **પશ્ચિમમાંથી પૂર્વ બાજુ** પોતાનો **પ્રવાસ કરતો જતો દેખાતો હતો.** શાન્તિ-દેવનું સાર્વભૌમ રાજ્ય જામતું જતું હતું હું મારી શય્યામાં નિશ્ચેષ્ટ થઈ, છાપરા ભણી મારી દૃષ્ટિ રાખી, કાને જનોઇ ચડાવીને, વિચારમગ્ન બની વિચાર વમળ બની ગયેલ પડેલ હતો. મારી વ્હાલી મારી વ્હાલી—( વાચક સમજશે કે મારૂં નાગરત્વ મને નામ લખતા અટકાવે છે) નીચેથી પરવારી ઉપર આવી અને મેડીનાં દ્વાર તેણે બંધ કર્યાં, દીવો અધિક ઉદ્દીપિત કર્યો, ઇત્યાદિ તેની સર્વ ચેષ્ટાઓની-તેની સૂચક ચેષ્ટાઓની મને કશી ખબર પડી નહિ. અન્તે તે આવી ને સ્વાધીન થઇ, તોપણ મારૂં લક્ષ આમ

રીતે તેની પ્રતિ એ ચાખું નહિ. જાણ્યું કે તે કાળે મારી વ્હાલીને—મારી વ્હાલીના વ્હાલપને વિસરીજ ગયો ! કોણ જાણે શું થયેલું પણ હું મારૂં હૃદય ખોલીને કહું છું કે, દ્વારકેશ્વર મંદિરમાં થયેલા ઠરાવે મારી સર્વ વૃત્તિઓનું સર્વ કોઈ અન્ય વિષયોમાંથી અપહરણજ કરી દીધેલું ! મારી વ્હાલી નિર્દોષ સુકુમાર પતિપ્રેમી વ્હાલીની હિમ્મત મને બોલાવવા ચાલીજ નહિ. અલ્પ સમય સુધી તે પણ પોતાના ઓષ્ટ ઉપર કરપલ્લવ ટેકવી એક લક્ષી થઈ, મારી સામું જોઈ રહીને નિશ્ચેષ્ટ અવસ્થામાં સૂઈ રહી આ સઘળું હું જોતો હતો, પરંતુ તે તરફ મારૂં લક્ષ જોઈએ તેવું નહિ, તેથી તે જોતા પણ બીજી ધૂનમાં તેને સ્વપ્નવત્ વિસરી જતો.

આ પ્રમાણે વિચારવલ્લીનાં વિવિધ પુષ્પોની સુવાસ લેતા લેતા અર્ધ રાત્રી વ્યતીત થઈ ગઈ. અન્તે મારા પગ પાસે ઉભા કરેલા એક વીરના સ્મરણસ્તંભની યાંત્રિક ઘટિકામાં વાદિત્ર-નાદ થવા લાગવાથી મારો વિચારપ્રવાહ સ્ખલિત થયો, અને મને મારૂં, મારી મેડીનું, મારી ગર્વિષ્ઠ પ્રિયાનું ભાન આવ્યું મારી મેડીમાં ઉજ્વલ પ્રભાથી બળતા દીપકે મારી દૃષ્ટિને પોતાના ભણી આકર્ષી તેણે મને સાનમાં સમજાવી દીધું કે હવે સુઈ જા, રાત્રી ઘણી ગઈ છે તારી બાજુમાં જો, તારી વ્હાલી નિઃવશ થઈ તારૂં ધ્યાન ધરતી ધરતી સ્વપ્ન વિલાસો કરે છે આથી હું જરા ચમક્યો અને અર્ધ ઉભો થઈને મારી સમીપ સુતેલી—નિર્ભયતાથી વિશ્રબ્ધ અવસ્થામાં સુતેલી મારી હૃદયેશ્વરીના સામું જોઉં છું તો સુખદ સુધાકરનું આહ્લાદજનક જ્યોતિ તેના મુખામ્બુજમાં રેલાઈ રહેલું છે, તેની પ્રત્યેક પાંખડીની મનોહરતા તેથી અધિક ખીલી નીકળેલી છે. ઝટ લઈને હું બેઠો થયો અને સુતેલીના કોમળ કરકમળને તેના ઓષ્ટ ઉપરથી ધીમેથી હડસેલતાં તેની આંખો ટપ લઈને ઉઘડી ગઈ. તેણે પ્રણય કોપ કર્યો અને એમ અપૂર્વ સ્નેહામૃતનું આસ્વાદન થતા થતા નિદ્રાદેવીએ અમારી ઉપર સામ્રાજ્ય જમાવ્યું.

" જેને જેવું હોય તેને તેવું થાય રે " એ વાક્યાનુસાર મારી અવસ્થા થાય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી મારા ચિત્તાકાશનું વાતાવરણ નાગરોન્નતિ કરવાના વિચારભાનુથી પ્રકાશિત થઈ ઉષ્ણતાને પામી ગયું હતું આવી દશામાં નાગરોન્નતિ સમ્બન્ધીજ સ્વપ્નમાળામાં મારૂં મન જપવા માંડે તેમાં શી નવાઈ? વાચક ! એક રાત્રીમાં મને અનેક સ્વપ્નોના અનુભવ થયો. જીવનચેષ્ટા દેખાડનારા યંત્રની વેગયુક્ત ગતિથી પણ અધિક ત્વરાથી સ્વપ્ન વિલાસો પોતાની લીલા પ્રદર્શિત કરે છે એક રાત્રીમાં મેં ન જોવાનું, નહિં જોઈ શકાય તેટલું જોયું તથા અનુભવ્યું. જેનું વર્ણન વાચકવર્ગની સમક્ષ યથાશક્તિ રજુ કરી હું મારી ધર્મ પરાયણ બુદ્ધિને સંતોષ આપું છું

એકાએક હું એક નગરના મહાદ્વાર સમીપ આવીને ઉભો. તે વખતે ઉષાકાળ હતો. લોકસંચાર હજુ જોઈએ તેવો થનો નહતો મેં મારી આસપાસ નજર કરી તો કોઈ પણ મનુષ્ય નજરે પડ્યું નહિ આ સ્થિતિમાં હું અલ્પકાળ તો ઉભો, પરંતુ પછી મારા મનમાં વિચાર આવ્યો કે, આવી રીતે ઉભા રહેવાથી શો લાભ મળવાનો ? ચાલને નગરમાં પ્રવેશ કરૂં, અને જોઉં તો ખરો કે, આ નગર કેવું છે તેની રચના શી છે, તેમાં વસતાં મનુષ્યો કેવી રીતિ નીતિ પાળનારા છે, આવી રીતે જિજ્ઞાસા જે જ્ઞાનની માતા છે. તેણે મને પ્રેરણા કરી અને મેં તેની દીક્ષા ગ્રહણ કરી. મારૂં પ્રયાણ શરૂ થયું તે નગરદ્વારમાં થઈને જેવો

પોતાના શરીરમાં જેવું વ્યાધિ દુઃખ અસહ્ય થતું તેવુંજ મહતા પ્રેરનાર બહારની આસુરીતામાં, પરંતુ પોતે દુઃખને મારેલું તેથી અંતર્ગત વિમુક્ત દશા હોવાથી, કાવ્ય અંકુરો અવિચ્છિન્ન વહે તેમજ ગૂઢ આત્મકથન અવશેષો, કદી પણ પોતાની ઉજ્વલ પૂર્ણિમાએ, ચંદ્રિકા સમાન જ્યોત્સ્ના ભભક આવવી અશક્ય છે એ ખ્યાલથી, પોતાની સ્થિતિ અધમ નીહાળી કરુણા ઉપજાવે છે. જો કે રોગિત મંદ ચામ ગર્તનિ યુગ્મ સંયોજેલું, છતાં ગુંજન રોકવી, અસત્યાભાવારોપણની દરકાર કે માહિતિ ન રહે એ સંભવિત છે. દગ્દમ હૃદયમાં ઘર કરી રહેલી વ્યાધિ લગનિ જ્યારે જ્યારે કાવ્ય પ્રેરણા થતી ત્યારે ત્યારે મનોસ્થિતિમાં નડતર થતી, વળી બહિષ્કાર કરવાને જોઇતું સબળ કલ્પનાનું સમર્થન. મનખ્ય કુશ અને દોષદર્શન દર્શાવવા, લાગટ પ્રયાસ, એ સર્વે દૂર રહેવાથી પ્રાધાન્યે કે લૌલ્યે પ્રત્યેક કાવ્યમાં કંઈક ઉનતા પ્રકટી, સાહિત્યવાન તથા પ્રેમાસ્પદભાસ અર્પે છે. સંતતિ મહકાવવાનું, જગમાં મલકાવવાનું, વિધિવશાત્ નહિં બન્યું તેથી જ્યારે પુત્રિકે થની વર્ણુંતાં, આત્માને અભિનંદી, હૃદયઉભરા રૂપાંતર દર્શને પ્રદર્શિત કરે છે. ઉચ્ચ સંસ્કારોએ ભક્તિ સંચારના બીજ વાવેલા તેથી મનોદશામાં તડકી ધુમરી થે અને એજ રટણમાં અદ્ભુત ઉદ્‌ગારો વહે અને તેવા સ્વાભાવિક ઉનરે અને સ્વત કલ્પિત કાવ્યોમાંથી, પોતાની 'રોગગ્રસ્ત દશા, આશાહીન જીવન, અશુદ્ધ જગતમાં વાસ, કર્તવ્ય કરવાની અશક્તિ' ભક્તિનું ભાન એ સર્વે ઉનતા કે સંપૂર્ણતા, અતિતર્ક જનિત વ્યાધિ કે રસાઈ વિલક્ષણ મગજની મનોરમા, પાંડિત્યનો ઇનકાર કે કવિત્વ પ્રકૃતિનો આદર, સચોટ આલેખનીય વસ્તુધ્વનિ, હૃદયસ્પર્શી વસ્તુ નિર્દેશનથી નિતરતી લાગે છે.

ઇત્યલ. ધિમાન. એસ. મેહેતા.

---

# नागरो अने कर्नल जे. एम. हंटर.

ગત ફેબ્રુઆરી માસની ૧૩ મી તારીખે લંડનમાં મુંબઈ ઇલાકાના નવા નીમાયેલા ગવર્નર સાહેબ લોર્ડ વિલિંગ્ડન સાહેબના અધ્યક્ષપણા નીચે ભરાયેલી હિંદુસ્થાન વિભાગની લંડન ખાતેની રોયલ સોસાયટિ ઑવ આર્ટસની સભાસમક્ષ મી. લીવોર્નર સાહેબે 'કાઠિયાવાડની કથા' વિષે વાંચેલ નિબંધ ઉપર ચર્ચા થતાં, કાઠિયાવાડના માજી પોલીટીકલ એજંટ સાહેબ કર્નલ હંટર સાહેબે નાગરજાતિ વિષે બોલતાં કહ્યું કે —

There was in Kathiawad not only a landed aristocracy but an official aristocracy There was a class called Nagar-Brahmans who had almost always monopolised official positions and the greatest pride of those men was that their fathers, their grandfathers and their ancestors for many generations had served the British Government They were by descent men of character and education, and yet some of them had not the glibness to pass the examinations which outsiders were able to do so and which

outsiders often claimed as a ground that they should get preferment. Not only should education be considered but family-history and service to the British Government of their forefathers in filling up appointments in the subordinate posts of India, one of the principle reasons being that those men looked upon themselves as so intimately associated with the British Government that their loyalty was absolutely unswerving and they could be depended upon to do their best to further the progress and prosperity of India under the aegis of the British Government."

Journal of the Society of arts, No 3145
Vol LXI, February, 1918, P 402.

" કાઠિયાવાડમાં માત્ર જમીનદારોનોજ વર્ગ છે, એટલુંજ નહિ પણ એક રાજપુરૂષોનો પણ વર્ગ છે. કાઠિયાવાડના નાગરબ્રાહ્મણોનો એક વર્ગ છે, જેઓ હમેશાં ઘણી ખરી સરકારી દરબારી અધિકારની જગ્યાઓ એકહથ્થુ ભોગવતા આવે છે. તેઓ મોટામાં મોટું એવું અભિમાન ધરાવે છે કે—તેઓના પિતાઓ, પિતામહો અને પૂર્વજો વર્ષોના વર્ષોથી ઇંગ્રેજ સરકારની નોકરી કરતા આવ્યા છે. કુળપરંપરાથીજ તેઓ ઉચ્ચ આચારવિચાર અને ઉત્તમ કેળવણી ધરાવતા આવે છે. તે છતાં કાઠિયાવાડની બહારના કેટલાક સખ્શો પરીક્ષા પસાર કરવામાં જેટલી તીક્ષ્ણતા બતાવે છે, અને તે પરીક્ષાઓને આધારે સરકારી જગ્યાઓ પુરવાની પસંદગીમાં પોતાના પ્રથમ હક આગળ ધરે છે, તેવા સખ્શોજેટલી તીક્ષ્ણતા કદાચ તેઓમાંના કેટલાકોમાં નહિ પણ હોય, તોપણ હિંદુસ્થાનની ગૌણઅધિકારવાળી જગ્યાઓ પુરવામાં શાળાઓમાં મેળવેલી કેળવણી ઉપર લક્ષ આપવાની સાથે તેઓના કુટુંબના ઇતિહાસ ઉપર અને તેઓના પૂર્વજોએ ઇંગ્રેજ સરકારની જે નોકરી કરી હોય તે ઉપર પણ લક્ષ આપવાની જરૂર છે. તેમ કરવાનું એક ખાસ કારણ તો એ છે કે—તે નાગરબ્રાહ્મણો ઇંગ્રેજસરકાર સાથે એટલા બધા નિકટના સંબંધમાં આવેલા પોતાને માને છે કે તેથી કરીને તેઓની રાજભક્તિ તદ્દન અડગજ હોય છે, અને ઇંગ્રેજસરકારના આશ્રય નીચે હિંદુસ્થાનની અભિવૃદ્ધિ અને ઉન્નતિ કરવામાં તેઓ પોતાનું બનતું કર્યા વિના રહેશે નહિ, એવો તેઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકી શકાય તેમ છે."

(ત્રિમાસિક ઓફીસ)

---

# चर्चा पत्र.

રા. રા. "ત્રિમાસિક" ના તંત્રી સાહેબની સેવામાં.

આપના "ત્રિમાસિક" ના પુંઠાઉપર श्रेयान् स्वधर्मो विगुणः થી શરૂ થતો, શ્રીમદ્ગીતાજીના ત્રીજા અધ્યાયનો ૩૫ મો શ્લોક તેના બીજમંત્ર તરીકે ધારણ કરવામાં આવ્યો છે. તેમાં ઉપરથી દેખીતા વિરોધાભાસના ધ્વનિથી સામાન્યરીતે કેળવાએલાં મનને

ગુંચવાડોમાં પડવાનો સંભવ છે તો તે બાબતમાં નિચેના પ્રશ્નોનું નિરાકરણ સંયુક્તિક અને આધાર પૂર્વક તેજ પત્રમાં લંબાણથી કરવાની આવશ્યકતા છે તે પ્રમાણે આપ સાહેબના તરફથી અથવા "ત્રિમાસિક" ના હિતેચ્છુ અન્ય કોઈ સુજ્ઞ તરફથી "ત્રિમાસિક" પત્રદ્વારા કરવામાં આવશે, તો તેથી "ત્રિમાસિક" ના વાચકવર્ગ ઉપર મોટો ઉપકાર થશે. સદરહુ શ્લોકને અંગે નિચેના પ્રશ્નોનું વિસ્તારસર વિવરણ થવા જરૂર છે —

૧ "ધર્મ" એટલે શું? ૨ આપણો "સ્વધર્મ" તે કયો?
૩ અને "પરધર્મ" કયો?
૪ આપણો "સ્વધર્મ" "વિગુણ" છતાં પણ શ્રેયસ્કર કેવી રીતે થઈ શકે?
૫ અને "પરધર્મ" "સ્વનુષ્ઠિત" છતાં "ભયાવહ" કેવી રીતે બની શકે?

ઉપરના પ્રશ્નોનું સયુક્તિક અને આધારસહિત વિવેચન એક લેખમાં ન બની શકે તો અનેક લેખોથી "ત્રિમાસિક" પત્રદ્વારા કરવા કોઈ પણ "ત્રિમાસિક" ના હિતાર્થીને વિજ્ઞપ્તિ છે

**લાભશંકર પીતાંબરદાસ મેહેતા, મોરબી.**

---

# વિવિધ.

## ૧ ખેદકારક મૃત્યુ નોંધ.

ગત માઘમાસમાં ભાવનગરની નાગરજ્ઞાતિમાં ત્રણ ગૃહસ્થોના અતીવ દુઃખદાયક મૃત્યુ થયા છે, તેની નોંધ લેતાં અત્યંત ખેદ ઉત્પન્ન થાય છે ખુદ ભાવનગરમાંજ નહિ, પણ આખા કાઠિયાવાડમાં સુપ્રસિદ્ધ થયેલા રા. રા. શ્રી હરિભાઈ સવાઈલાલ મેહેતા, જેઓ કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબની હજુરમાં ભાવનગર સંસ્થાન તરફથી મુખ્ય વકીલ હતા, અને જેઓ પાછળથી તે રાજ્યના નાયબદીવાનના પદસુધી પહોંચ્યા હતા, તેઓના જેવા એક કુશળ રાજપુરુષ, એજન્સીખાતાનું બહોળું જ્ઞાન ધરાવનાર અને તે જ્ઞાનનો જેઓ રાજસ્થાનોના હક્કોનું સંરક્ષણ કરવામાં વારંવાર ઉપયોગ કરતા હતા, તેમજ જેઓ સતત વિદ્યાભ્યાસી અથવા વાસ્તવિક રીતે કહીએ તો સાક્ષરવર્ગમાં જેઓની ગણના થઈ શકે તેવા હતા, તેવા નરરત્નના સહજ મંદવાડને લીધે થયેલ સ્વર્ગવાસથી ભાવનગરની નાગરજ્ઞાતિનેજ નહિ પણ ભાવનગર સંસ્થાનને તેમજ આખી કરીબ કાઠિયાવાડની નાગરજ્ઞાતિને ભારે ખોટ ગઈ છે તેઓના જેવા વીરપુરુષની પુનઃપ્રાપ્તિ બહુજ દુષ્કર છે તે સિવાય સુપ્રસિદ્ધ રા. રા. શ્રી દેશાઈ શ્રી હરિપ્રસાદ સંતોષરામના પુત્ર અને રા. રા. પ્રભાશંકર ગૌરીશંકર ઉદયશંકરના જમાતા રા. રા. શ્રી ચંદ્રપ્રસાદનું ભરયુવાવસ્થામાં અકાળ મૃત્યુ થવાથી તેઓના કુટુંબની જેમ આખી જ્ઞાતિમાં ભારે ત્રાસ વર્તાઈ ગયો છે સિવાય આખા કાઠિયાવાડમાં સારી પ્રખ્યાતિ પામેલા રા. રા. શ્રી ગતિલાલ છોટાલાલ દેશાઈના વરિષ્ઠ પુત્ર રા. રા. શ્રી સાકરલાલનું પણ તેજ મુજબ અકાળ મૃત્યુ થવાથી, તેઓના જેવા જ્ઞાતિનું શુભ કરવામાંજ મંડ્યા રહેનારા એક ઉપયોગી પુરુષને નાગરજ્ઞાતિએ ગુમાવેલ છે શ્રી હાટકેશ્વર તેઓના આત્માઓને

શાંતિ આપે, તેમજ ભવિષ્યમાં નાગરજ્ઞાતિમાં તેવા અનેક નરરત્નો ઉત્પન્ન કરે, એટલુંજ આપણે પ્રાર્થી શકીએ છીએ.

## ૨ ધન્યવાદ.

અમદાવાદમાં પ્રકટ થતા 'સરસ્વતી' નામના હિંદીમાસિક પત્રના ગત માઘમાસના અંકમાં તે પત્રના વિદ્વાન્ સંપાદકશ્રી લખે છે કે—" જુનાગઢના વ્હોરા જટાશંકર હરજીવનજીએ ગુજરાતી ભાષામાં એક અતીવ ગૌરવશાલી ગ્રંથ તૈયાર કર્યો છે. તે ગ્રંથનું નામ 'કવિકાવ્યકાલકલ્પના' રાખ્યું છે. તે ગ્રંથમાં આરંભથી માંડી સંવત્ ૧૯૫૦ સુધીમાં થયેલા સંસ્કૃત ગ્રંથોનું સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવ્યું છે. સંસ્કૃત ગ્રંથો અને સંસ્કૃત કવિઓના વિષયમાં તે એક વિશ્વકોશ જ છે. અદ્યાવધિ ભારતવર્ષમાં જેટલા સંસ્કૃત ગ્રંથકારો થઈ ગયા છે. તેઓના નામો, તેઓએ રચેલા ગ્રંથોના નામો તેમજ તે ગ્રંથોના વિષયવિસ્તારાદિનું તેમાં સંક્ષેપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગ્રંથકારોનાં જીવનચરિતોની જેટલી હકીકતો મળી શકી છે, તે સઘળી તેમાં દાખલ કરવામાં આવી છે. સતત પંદર વર્ષના પરિશ્રમથી આ ગ્રંથ તૈયાર થઈ શક્યો છે. તેમાં ૨૪૦૦૦ ઉપરાંત ગ્રંથો તથા ૯૦૦૦ ઉપરાંત ગ્રંથકારોનાં નામો આપેલાં છે. ભારતવર્ષમાં તેમજ યુરપમાં આજ દિવસ સુધી નવીન તેમજ પ્રાચીન પુસ્તકોનાં જેટલાં સૂચીપત્રો પ્રસિદ્ધ થયાં છે, તેમજ હસ્તલિખિત પુસ્તકો ઉપર દેશી તેમ જ વિદેશીઓએ જેટલા વૃત્તાંતો પ્રકટ કર્યાં છે, તે સર્વનો આધાર લઈ આ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે. આ ગ્રંથ પુનામાં છપાય છે, અને સત્વર બહાર પડશે, એવી આશા છે. એવા મહત્ત્વપૂર્ણ ગ્રંથ તૈયાર કરનારને શતશઃ ધન્યવાદ ઘટે છે."

આપણી જ્ઞાતિના અન્ય વિદ્વાનો તે ભાઈનો દૃષ્ટાંત લઈને પોતાની શક્તિનો તેવીજ રીતે સદુપયોગ કરવામાં જીવનસાફલ્ય માને, એવી અમો આશા રાખીએ છીએ. તંત્રી



ॐ

# त्रिमासिक कमीटी हस्तकनुं नवुं फंड.

## મહાશય ત્રિમાસિકના શ્રીમાન્ વ્યવસ્થાપક સાહેબ, મુ. રાજકોટ

નિમ્ન લિખિત પત્ર ઉપર યોગ્ય લક્ષ આપી ઉચિત વ્યવસ્થા કરશો એવી આશા છે. તે આ પત્ર છે

નિચે સહી કરનાર [1] ની પૂર્વાશ્રમની પુત્રી શ્રીમતી સૌ. નુભબાએ પોતાના અવસાન સમયે જાહેર કરેલા પુણ્યસંકલ્પ અન્વયે એકત્ર થએલા રૂા ૮૦૦) અંકે આઠસો તેમના— "સ્મરણાર્થે" નીચે લખેલા નિયમ (શરત) અને સ્વત્વ ( અધિકાર હક ) અન્વયે વ્યવસ્થાર્થે કાઠીયાવાડના વડનગરાનાગરજ્ઞાતિ મંડળ—તરફથી સ્થાપિત થયેલી "ત્રિમાસિક કમીટીને સુપ્રત કરવામાં આવે છે.

[1] જુનાગઢના નાગર ગૃહસ્થ-ભાનુશંકર રઘુનાથજી દીક્ષિત.

૧ આ ફંડ ( રકમ ) નું નામ " સુભદ્રા સ્મારક ફંડ " રાખવું

૨ ત્રિમાસિક કમીટીને ઉચિત લાગે એવે સુયોગ્ય પ્રમાણિક સ્થાને આ રકમ જમા રાખી તેનું " વ્યાજ " ઉપજાવવું

૩ આ રકમનું વાર્ષિક જે કાંઇ " વ્યાજ " ઉત્પન્ન થાય તે કન્યા શિક્ષણ ઉત્તેજન માં ખર્ચવાનો, સામાન્ય ઉદ્દેશ રાખવો

૪ આ વાર્ષિક વ્યાજની રકમ, જુનાગઢ કન્યાશાળામાં ભણતી નાગર બાળાઓ ( પુરોહિત તથા યજમાન વર્ગ ઉભય સમૂહ )ની કન્યાઓને, જાતિ, સ્થિતિ, ધોરણ કે પાસ નાપાસના કોઈ પ્રકારના ભેદ વગર " પારિતોષિક " ( ઇનામ ) રૂપે સમાન ભાગે વહેંચી આપવી

૫ આ ઇનામ, પુસ્તક, વસ્ત્ર, ભોજન કિંવા રોકડ રૂપે વહેંચી આપવું કે કેમ કરવું તે બાબતની મુનસફી ઉક્ત કમીટીની રાખવામાં આવે છે

૬ બનતાં સુધી નાગરોના ઇષ્ટ દેવ શ્રી હાટકેશ્વરના પાટોત્સવને દિવસે અથવા એવા કોઈ નાગરોના ખાસ ધાર્મિક ઉત્સવને દિવસે આ ક્રિયા થાય તો વધારે સારૂં

૭ હાલની ઉપરોક્ત વ્યવસ્થામાં દેશ કાલ પરિસ્થિતિ અનુસાર ફેરફાર કરવાની સર્વ સત્તા નીચે સહી કરનારની હૈયાતી સુધી તેની પોતાની, અને તેની હૈયાતી બાદ તે કોઇ પોતાનો પ્રતિનિધિ નીમી જાય તો તેમની અને તેના અભાવમા ઉક્ત ત્રિમાસિક કમીટીની—નિરંતરને માટે રહેશે

૮ પ્રત્યેક વર્ષે ઉપરોક્ત વ્યવસ્થાનો અમલ થયાની લેખકને સૂચના આપવામાં આવશે, તો અનુગ્રહ થશે.

૯ હાલની ઉપરોક્ત કરેલી વ્યવસ્થાથી કોઈ સવિશેષ ઉપયુક્ત—આવશ્યક માર્ગ, કોઇ ભાઇ સકારણ બતાવશે તો આભાર સાથે તે ઉપર ધ્યાન આપી ઉચિત ફેરફાર કરવામા આવશે એજ વિનતી.

સં ૧૯૬૯ ના ફાગણ સુદ ૪ રવીવાર તા ૧૧ માર્ચ સ ૧૯૧૨

મુ. રાજકોટ
સાગસુવાનો ઉતારો.

ભવદીય હિતેચ્છુ
સ્વામી ભાસ્કરાનંદના
સચ્ચિદાનંદ સ્મરણ

---

નોટ—તા. ૨૫-૧૨-૧૭ ના રોજ ત્રિમાસિક કમીટીએ કરેલા ઠરાવ અનુસાર આ ફંડની વ્યવસ્થા કરવાનું કામ કમીટીએ કબુલ કર્યુ કે કેમ તે બાબતમા સરાસરીથી અભિપ્રાયો લેતા, સોળ મેમ્બરોએ તરફેણમા અને પાંચ મેમ્બરોએ વિરૂદ્ધ મત આપેલ હોઈ બહુમતે આ ફંડ સ્વીકારવામા આવેલ છે સ્વામીશ્રી તરફથી રૂ. ૮૦૦ મળ્યા છે તેની આ રકમે પહોંચ સ્વીકારવામાં આવે છે સાડા રૂ. ની સરકારી લોન, નોટ મગાવી તેનો હિસાબ આવતા અંકમા આપવામાં આવશે

વ્યવસ્થાપક

# ज्ञातिवर्तमान.

## ૧ નિમણુક ફેરબદલી

### ( જામનગર )

૧ રા. રા. શ્રી કાંતિલાલ કમળાશંકર મંકોડી, એલ. એમ. એન્ડ એસ રૂ ૧૨૦ થી સરકારમાં ડાક્ટર તરીકે નીમાયા છે

૨ રા. રા. શ્રી હરિલાલ પ્રનટરામ વજરાજ જેની બી. એ. અમદાવાદ મીશન હાઈસ્કૂલમાંથી કીસનગઢમાં રૂ. ૧૦૦ થી નીમાયા છે

૩ રા. રા. શ્રી છોટાલાલ કરુણાશંકર ભટ્ટ બી. એ. અમદાવાદ મીશન હાઈસ્કુલમાં રૂ. ૮૦ થી નીમાયા છે

૪ રા. રા. શ્રી હરિપ્રસાદ સૂર્યશંકર બુચ રૂ. ૫૦ થી પાટડીમાં મીકેનીકલ એન્જીનીયર નીમાયા છે

૫ રા. રા. શ્રી દુર્ગાશંકર જયશંકર હાથી કાઠીઆવાડ એજન્સીના [illegible] ની રૂ. ૫૦ ની જગ્યામાં કાયમ અને રૂ. ૬૦ માં સબપ્રોટેમ નીમાયા છે.

---

### ભૂજ.

૬ રા. રા. શ્રી નવલશંકર મણીશંકર મહેતા બી. એ. એલ. એલ. બી. વડોદરા રાજ્યમાં જુડીશીયલ ખાતામાંથી રૂ. ૨૨૫ ના દરમાયાથી પોલીસ ખાતામાં આસીસ્ટંટ પોલીસ સુબા નીમાયા છે

૭ રા. રા. શ્રી મંજુલાલ ગોવિંદરામ માંકડના પગારમાં ફેરી રૂ. ૪૦ નો વધારો કરી અંજાર કોર્ટના શીરસ્તેદાર નીમાયા છે

---

### વઢવાણ.

૮ રા. રા. શ્રી હરીલાલ નર્મદાશંકર વૈષ્ણવ બી. એ. વઢવાણ કાઠીઆવાડ હાઈસ્કુલના ૨ જા આસીસ્ટંટ માસ્તરની જગોએથી ધ્રાંગધ્રા હાઈસ્કુલના પહેલા આસીસ્ટંટ રૂ. ૮૦ થી નીમાયા છે

---

### રાજકોટ.

૯ રા. રા. શ્રી દિગમલાલ ગણેશ અંજારીઆ બી. એ. કાઠીઆવાડ એજન્સીની સ્પેશીયલ એજી રૂ. ૧૨૫ ની જગોએ સબપ્રોટેમ નીમાયા છે.

---

### જુનાગઢ

૧૦ રા. રા. શ્રી પ્રભાશંકર જેશંકર ધોળકીયા બી એ. જુનાગઢ હાઇસ્કુલમાં ફર્સ્ટ આસીસ્ટંટ માસ્તર નીમાયા છે

૧૧ રા રા શ્રી કેશવરામ માનશંકર ઓઝા કાઠિઆવાડ એજન્સીમાં એકાઉન્ટ એન્ડ એસ્ટા-બ્લીશમેંટમાં નીમાયા છે.

### પોરબંદર.

૧૨ રા. રા. શ્રી દોલતરાય દુર્લભરાય પેટા ડીસ્ટ્રીક્ટ પ્લીડર જેઓ ન્યાયાધીશની કોર્ટના શીરસ્તેદાર તરીકે હતા, તેઓ સ્પેશીયલ રાયટ કેશ કમીશનના શીરસ્તેદાર નીમાયા છે

### ધ્રોળ.

૧૩ રા. રા. શ્રી છોટાલાલ રાજારામ માંકડ ચીફ માસ્તર રૂ. ૮૦ થી કાઠીઆવાડ એજન્સીમાં સુપરીયર મેડની જગ્યામાં કાયમ થયા છે.

### ભાવનગર.

૧૪ રા. રા. શ્રી સાકરલાલ હરજીવનદાસ મહેતા માંગરોળ રાજ્યના એક્ટીંગ દીવાન રૂ ૧૦૦) ના વધારાથી નીમાયા છે

## ૨ સ્કૉલરશીપ.

**જામનગર**—મી. શુકુવંતરાય ભગવતીદાસ માંકડને મેટ્રીક સાઇન્સની જામનગર સ્ટેટની સ્કૉલરશીપ પાંચ વર્ષ માટે મળી છે.

**રાજકોટ**—મી. ચંદુલાલ અમૃતલાલ બુચ મેટ્રીકમાં હાલારી પ્રાન્તમાં પહેલે નંબરે આવવાથી સર વિભાજી સ્કૉલરશીપ માસિક રૂ ૧૫-૦-૦ ની મેળવવા ભાગ્યશાળી થયા છે

**પોરબંદર**—મી રામુપ્રસાદ અમૃતલાલ છાયાને એન્જીનીયરીંગની સ્કૉલરશીપ આસ-કેશ તરફ મળી છે

## ૩ ઔદાર્ય.

### રાજકોટના શ્રી હાટકેશ્વર મહાદેવને ભેટ.—

| ભેટ આપનાર | રૂપીઆ અથવા વસ્તુ | કારણ |
| --- | --- | --- |
| ૧ રા. રા. શ્રી જમીયતરામ દોલતરામ તથા પ્રીતમરામ દોલતરામ ઓઝા (રાજકોટ) | રૂપાની જળાધારી ખર્ચ રૂ. [illegible]) | પોતાના ભાઇ શિવરામ ના પુણ્યાર્થે |

| | | |
|---|---|---|
| ૨ રા. રા. શ્રી મંગળપ્રસાદ દુર્ગાપ્રસાદ. બુચ ( જુનાગઢ ) | ત્રાંબાની ચરવી ૧ ઢાંકણા સહિત કિંમત રૂ. ૨૯)ની | પોતાના ચિરંજીવી દિનપ્રસાદના શુભ લગ્ન નિમિત્તે. |
| ૩ રા. રા. મણિશંકર વજેશંકર ધોળકીઆ ( રાજકોટ ) | પીતળના નામ વિશેષ કિંમત રૂ. ૨૫ )ના | પોતાના પિતા વજેશંકર ભવાનીશંકર ના નામથી |

---

## રાજકોટની નાગર જ્ઞાતિને ભેટ.

| | | |
|---|---|---|
| ૪ રા. રા. શ્રી લક્ષ્મીશંકર રણછોડ ના બેન બાઇ ગંગા ( રાજકોટ ) | રૂ. ૪૦ ની કિંમતનાં વાસણો. | પોતાના બાપના કારજમાં |

---

## પરીક્ષાનાં પરિણામો.

મેટ્રીક્યુલેશન—શ્રી. હરિપ્રસાદ નૃસિંહપ્રસાદ દેસાઇ, વઢવાણ.

એલ. સી. સી.—શ્રી. હરિલાલ મુગટરામ વછરાજ જાની, જામનગર.

બર્મીંગહામ કોમરશીયલ ઇન્સ્ટીટયુટ—( પ્રીલીમીનરી પરીક્ષા )—શ્રી. પ્રીતમલાલ મણિશંકર માંકડ—પોરબંદર

---

# अमदावाद त्रिमासिक नागर बोर्डींग.

હમેશની માફક ઈ. સ. ૧૯૧૨ ની સાલમાં પણ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં જનાર વિદ્યાર્થીઓ માટે આ ઓફીસ તરફથી બોર્ડીંગ ખુલ્લી હતી. હમેશ મુજબ સગવડતા કરવામાં આવી હતી. નીચે પ્રમાણે આપણા ૨૩ ભાઇઓએ તેનો લાભ લીધો હતો.

૭ જામનગર, ૪ માંગરોળ, ૨ જુનાગઢ, ૭ રાજકોટ ૧ અમરેલી, ૨ પોરબંદર.

આ વર્ષે ખર્ચમાં રૂ. ૧૫ નો તુટો આવેલો જે પોરબંદરના ગૃહસ્થ રા. રા. ઉમેદરાય રણછોડરાય બક્ષીએ પુરો કર્યો છે, જેને માટે તેઓને ઉપકાર માનવામાં આવે છે.

( ત્રિમાસિક ઓફીસ. )

---

## स्व. सौ. व्हेन सवितागौरी माधवराय स्कोलरशीप.

ત્રિમાસિક પુસ્તક ૮ અંક ૩ ને પાને ૧૩૯ મે જાહેર કર્યા મુજબ પ્રો નોટ આ સ્કોલરશીપના અવેજની ચેના રૂ. ૯૭ આઠેની કીમતના ખર્ચ શાખે થયા છે અને રૂ. ૩ ત્રણ બાકી રહ્યા તે રાજકોટ સી સ્ટે કન્યાશાળામા અભ્યાસ કરનાર બ્હેન ઉમા ધોરણમાં પાસ થઇ તેને ઇનામ તરીકે સદરહુ સંસ્થાના હેડ મીસ્ટ્રેસ મારફત આપવામા આવશે.

ત્રિમાસિક ઓફીસ

---

## स्व. छगनलाल वजेशंकर वैष्णव नागर स्कोलरशीप.

સદરહુ સ્કોલરશીપની શરતો અનુસાર બારગામના વિદ્યાર્થીને અભાવે રાજકોટના મી. ચંદુલાલ અમૃતલાલ બુચ મેટ્રીકમા આપણી કોમમાં પહેલે નંબર આવતા બે વર્ષ માટે આ સ્કોલરશીપ આપવામા આવી છે

ત્રિમાસિક ઓફીસ.

---

# मुंबइ वडनगरा नागर मंडल.

**સ્કોલરશીપો**—મંડળ તરફથી ચાલુ વર્ષ માટે નીચે પ્રમાણે વિદ્યાર્થીઓને માસિક સ્કોલરશીપો આપી છે

| | |
|---|---|
| ૯-૮-૦ જામનગર ખાતે કુલ ૪ના, | ૫-૮-૦ ભુજ ખાતે કુલ ૩ના |
| ૩-૦-૦ મુંબઇ ખાતે સ્કોલરશીપ ૧ના | ૨-૦-૦ કડોરખા ખાતે ૧ |
| | ૨-૦-૦ ગોંડળ ખાતે ૧ |

કુલ સ્કોલરશીપો ૧૦, તથા કુલ માસિક રૂ ૨૨-૦-૦

**સોનો**—ગયા પોષ શુદ ૧૪ના ત્રિમાસિક અંકને પૃષ્ઠ ૧૯૯મે દર્શાવેલ રૂ ૧૩૫ની સોનો ઉપરાંત, જુનાગઢ ખાતે એક રૂ ૫૦) ની અને પોરબંદર ખાતે એક રૂ ૫૦) ની એમ કુલ એકંદર રૂ ૨૩૫) ની સોનો આપવામા આવી છે

**ઇનામ**—આ મંડળ તરફનુ સ્વ સાગરભાઇ વિજયશંકર મોરીશંકર ઓઝા સ્મારક ઇનામ રાજકોટના રા ચંદુલાલ વિ. અમૃતલાલ બુચ, જેઓ ગઇ મેટ્રીક્યુલેશનની પરીક્ષામા આપણી નાતિમા સૌથી ઉંચે નંબરે આવ્યા છે, તેઓને આપવામાં આવ્યું છે

**ડોનેશન**—નીચે લખેલા ગૃહસ્થો તરફથી જુદા જુદા ફંડોમા મળેલા છે

| | |
|---|---|
| ૧૦-૦-૦ રા. છોટાલાલ ભગવંતરાય વસાવડા, | ૧૦-૦-૦ રા. પ્રભુલાલ હરીભાઇ |
| ૧-૦-૦ રા ઉમેદશંકર વિ જાદવરાય વૈષ્ણવ | ૪-૩-૦ અન્ય ગૃહસ્થો |

ઉપરાંત મી કાનાવાલા રાવ મુનશી માધવલાલજીના ભાણેજ શ્રીયુત વિહારીલાલભાઇ મેટ, બારીસ્ટર-એટ-લો ગયા નાતાલમાં અત્રે પધારતા તેઓના સન્માનાર્થે સ્નેહ સમેલન કરવામાં આવ્યું હતું, તેઓશ્રી તરફથી એક કબાટ અને એક ટેબલ મંડળને મળેલ છે

**ફરતી લાઇબ્રેરી**—અત્રેના 'સોશ્યલ સર્વિસલીગ' નામની સંસ્થા તરફથી ફરતી લાઇબ્રેરીનો લાભ આ મંડળને મળવાથી અને વસતા આ પુસ્તકોમા તેનો યથેષ્ટ ઉપયોગ થવા લાગ્યો છે, તે ખરેખર ખુશી થવા જેવુ છે

# विवाहोत्सव.

ગત માઘમાસમાં ભાવનગરમાં ૧૪, જુનાગઢમાં ૨૮, જામનગરમાં ૧૬, વઢવાણમાં ૧૧ અને પોરબંદરમાં ૬ કન્યાઓ મળી કુલ ૭૫ કન્યાઓના લગ્ન થયા હતાં તેઓમાં ન્હાનામાં ન્હાની કન્યાનું વય ૧૦ વર્ષનું અને મોટામાં મોટીનું વય ૧૮ વર્ષનું હતું તેજ પ્રમાણે ન્હાનામાં ન્હાનો વર ૧૨ વર્ષનો અને મોટામાં મોટો ૩૨ વર્ષની ઉમરનો હતો સાધારણ વરકન્યાની વચ્ચેનો તફાવત ૫-૬ વર્ષનો જણાયો છે

પ્રત્યેક સ્થળની જ્ઞાતિ તરફથી જન્મ, મરણ અને વિવાહના રજીસ્ટરો રાખવામાં આવે તો તે ઉપરથી આપણી સામાજિક અને ગૃહસ્થિતિનું આપણને ભાન થઇ શકે

૭૫ કન્યા અને ૭૫ વર મળી ૧૫૦ ઘેર ભોજન ખર્ચના ઓછામાં ઓછા રૂ. ૭૦૦) તથા કાપડ, દીવાબત્તી, રમોઝણા, ચાકર, મુસાફરી તથા પરચુરણ અનેક પ્રકારના ખર્ચના માત્ર રૂ ૨૦૦) જ ગણવામાં આવે છે, તો કુલ રૂ ૧૦૦૦૦) ઓછામાં ઓછા ખર્ચના ગણી શકાય.

'મ્હેમાનોની મ્હેમાનગતિ તો કરવીજ જોઇએ' 'અમુક બાબત વિના તો ચાલેજ કેમ!' વિગેરે વિગેરે ખાલી તરંગોથી એ ચાર્જ ન જતાં શાંતિથી અવલોકન કરનારને તો જણાઇ આવશે કે-અનેક વર્ષે આપણું નાણું નિરર્થક મોજ શોખમાં તણાઇ જાય છે, તેને બદલે ખોટી લાગણી (Sentiments) ઓને બાજુએ રાખી તેમાંની ½ અરે! ¼ રકમજ કેળવણીની પાછળના ખર્ચ માટે આપવામાં આવે તો તેથી કેટલા બધા લાભ થવાનો સંભવ છે, તેનો વિચાર નાતિના આગેવાન જનોને સોંપીએ છીએ.

ત્રિમાસિક ઓફીસ.

—❧—

# रंगून.

કાઠીઆવાડથી રંગુનમાં ઉદ્યમ નિમિત્તે આવેલા વડનગરાનાગરો તરફથી ચૈત્ર શુકલ સાતમી રવિવારના રોજ શ્રી કૃષ્ણ પરમાત્માના ભક્તશિરોમણી અને ગુજરાતના આદ્યકવિ નૃસિંહમહેતાની જયંતિનો મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો કાઠીઆવાડ ગુજરાતના વડનગરા તેમજ વીસનગરાનાગરો ઉપરાંત બ્રાહ્મણ વાણીઆ વિગેરે લગભગ ત્રણસે માણસો આ મહોત્સવ ઉજવવામાં સામેલ થયા હતા, અને રમુજ કથાઓ ઉપરાંત સર્વ મંડળીએ આનંદ ઘણો વખત યાદ રહે એવો કીધો હતો.

પ્રથમમાં શ્રી. શાંતિશંકર વેણીશંકર તરફથી શ્રી હાટકેશનું સ્તવન બહુ અચ્છી રીતે ગાઇ બતાવવામાં આવ્યું હતું બાદ નૃસિંહ મહેતાની ઓળખ સાથે તેમની ટુંકી જીવનકથા મારા તરફથી કહી બતાવવામાં આવી હતી ત્યાર બાદ શ્રી શાંતિશંકર તરફથી મહેતાજીના "શ્રાદ્ધ." નું આખ્યાન કરી બતાવતાં શ્રોતાજનને બહુ આનંદ આવ્યો હતો. ત્યાર બાદ જામનગરનિવાસી શાસ્ત્રી વિશ્વનાથે બહુ વિદ્વતાભરેલું "હારમાળા" નું આખ્યાન કરી સૌ શ્રોતા

જનોને રસ મગ્ન કરી દીધા હતા. છેવટે મજકુર સ્વામીજીની બનાવેલી આરતી સૌ બોના જનો સાથે મળી ગાઇ હતી, બાદ પ્રસાદી લઇ સૌ બહુ આનંદથી છુટા પડ્યા હતા.

ગયા વર્ષે આતીજ રીતે આ ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો પણ આ વખતે વિશેષ રંગ આવ્યો છે એમ સૌની માન્યતા હતી. આ કામમાં અમરજી લાલ મેનાગ અને પૂર્ણ મદદથી મનની સર્વે મદદ મી. અમૃતલાલ દોલતરામ બક્ષી તરફથી થઇ હતી તે ખાસ નોંધ લેવા લાયક જણાય છે

ચુનિલાલ વિ. પ્રભાશંકર મહેતા.

---

# COMPLAINT OF A BOMBAY STUDENT.

After giving so much space to the worthy and noble souls, it should be mentioned to their credit that had they been living in our generation, the students would not have had to encounter the difficulties which they at present undergo in Bombay. The wealthy gentlemen of our community are not willing to accept the doctrine of socialism and hence they never use even the smallest part of their wealth towards doing any good for their students living in Bombay They are also aware of high rents of the Bombay-rooms Yet they are never tempted to erect a cheaper building for our students Perhaps they might have got the idea that the students will be unwilling to pay any rent to our caste-brothers But those who fill the pockets of other persons by giving a rent of 18 or 15 rupees, will never, I am sure hesitate to give five or six rupees per mensem to our own brother They also know the difficulties which they have to encounter in their study and preserving their health Yet not a single soul from this large and oppulent community has come forward voluntarily to redress their grievances As long as they live in their luxurious mansions, they will not see the necessity of either such a lodging or a dispensary They must personally visit the miserable rooms of students and verify the truth of the statement made above

Bombay } **A Beginner.**

त्रिमासिक

પુસ્તક ૯ મું. આષાઢ શુદ ૧૪, સંવત ૧૯૬૯ અંક ૨ જો.

# नागरो अने नागरीलिपिनी उत्पत्ति.

( ગતાંક પૃષ્ઠ ૮ થી અનુસંધાન. )

આ સ્થળે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ગુજરાતમાં ઇ. સ. ના દ્વિતીયથી આરંભી સપ્તમ શતક સુધીમાં જેટલા લેખો પ્રાપ્ત થયા છે, તે સઘળા લેખોની લિપિનો પુરાતત્ત્વવેત્તાઓએ ગુપ્તલિપિમાં સમાવેશ કર્યો છે. દક્ષિણ દેશમાંથી પ્રાપ્ત થયેલા, લેખોમાંના ઘણાખરા લેખો પણ ગુપ્તલિપિમાં જ લખાયેલા છે. ત્યારે પ્રશ્ન એજ, ઉઠે છે કે-' નાગર બ્રાહ્મણોએ તે સમયે પ્રચલિત લિપિનો ઉપયોગ ન કરતાં, તેથી ભિન્ન લિપિનું શા માટે ગ્રહણ કર્યું હશે? ગુપ્તલિપિનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાય છે કે, તે લિપિ નાગરીલિપિનું મૂળ કદિ 'પણ' હોઇ શકે નહિ; એથી ઉલટું, નાગરાક્ષરો પ્રાચીન ગુપ્તાક્ષરોમાંથી ઉદ્ભવ્યા હોય, એમ સ્પષ્ટ જણાય છે તે ઉપરથી સબળ અનુમાન થાય છે કે-ગુજરાતમાં પ્રસરેલી પ્રાચીનતમ નાગરીલિપિ ગૌડ, મગધ અથવા ઉત્તર ભારતમાંથી તે દેશમાં નાગર બ્રાહ્મણોએ પ્રથમ દાખલ કરી હતી, અને તેઓના નામ ઉપરથી તે લિપિનું નામ નાગરીલિપિ કહેવાયું.

## ૭ નાગરીલિપિની ઉત્પત્તિનો સમય.

કેવી રીતે અને કયે કાળે નાગરીલિપિનું પ્રાચીનતમરૂપ ઉત્તર ભારતમાંથી ગુજરાતમાં પ્રવિષ્ટ થયું, તેનો નિર્ણય કરવો-દુષ્કર છે. સ્કન્દપુરાણાન્તર્ગત નાગરખંડના ૧૦૮ મા અધ્યાયમાં લખ્યું છે કે-નાગલોકોના ત્રાસથી હાટકેશ્વર ક્ષેત્ર-નિવાસી બ્રાહ્મણોનું સંરક્ષણ કરનાર ત્રિજાત ( ભર્તૃયજ્ઞ ) નામના વિપ્રર્ષિએ દૂર દેશાન્તરોમાંથી અનેક બ્રાહ્મણોને પુત્રકલત્રાદિસહવર્તમાન બોલાવીને, તે શહેરમાં વસાવ્યા હતા, અને તેઓને ધનરત્નાદિ આપીને તે શહેરનું નામ નગર પાડ્યું;

હતું.[૨૯] તે ઉપરથી જણાય છે કે—નાગરબ્રાહ્મણો બહુ દૂર દેશાન્તરમાંથી આવીને આ સ્થળે વસ્યા હતા.

પ્રથમ કહ્યું છે તેમ, નગર અથવા વડનગરનું પ્રાચીન નામ આનન્દપુર હતું ઇ. સ. ના ચારમા, પાંચમા અને છઠ્ઠા સૈકાના તામ્રપત્રોમાં નગરને બદલે કેવળ આનન્દપુર નામ લેવામાં આવે છે.+ સંવત્ ૫૧૦ ( ઇ. સ. ૪૫૪ ) માં રચાયેલા જૈનોના ધર્મગ્રંથ કલ્પસૂત્રમાં લખ્યું છે કે, વલ્લભીરાજ ધ્રુવસેનની* આજ્ઞાથી આનન્દપુરમાં કલ્પસૂત્રની જાહેરાત કથા કરવામાં આવી હતી. ચીન દેશના પ્રસિદ્ધ પ્રવાસી હ્યુએનસિયાંગ ( ઇ. સ. ૬૩૦ થી ૬૪૦ સુધીમાં ) આ શહેરમાં બૌધ ધર્મીઓના મઠો તથા હિંદુઓના અનેક ભવ્ય દેવાલયો જોયા હતા. તે સમયે તે શેહેર માળવા દેશના સંબંધના તાબામાં હતું. હ્યુએનસિયાંગે જે અનેક ભવ્ય દેવાલયોનો ઉલ્લેખ કર્યો છે, તે ઉપરથી તે દેવાલયો નાગર ખંડમાં વર્ણવેલાં હાટકેશ્વરાદિ તીર્થો હશે, એમ અનુમાન થાય છે.

આ સ્થળે વળી બીજો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે—ઇ. સ. ના ચારમા અથવા પાંચમા સૈકામાં રચાયેલા નંદીસૂત્રમાં નાગરીલિપિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, છતાં નાગરખંડ સિવાય અન્ય કોઇ પણ ગ્રંથમાં અથવા તે કાળના લેખો કે તામ્રપત્રોમાં તે શેહેરનું નગર નામ હતું, એમ કહેવામાં આવ્યું નથી, તેનું શું કારણ હોવું જોઇએ ? કારણનું સહજ અનુમાન થઇ શકે તેમ છે આનન્દપુર નામ જૈન અથવા બૌધ ધર્મના રાજાઓએ આપ્યું હતું, અને તેથી વિધર્મી બ્રાહ્મણોએ તેનું નગર એવું

---

૧૮ चतुःषष्टिषु गोत्रेषु एव ते ब्राह्मणोत्तमाः ॥ ४२ ॥
तेन तत्र समानीताश्चित्रशर्मेन महात्मना ॥
तेषामेकप्रमं नाशित्दशपञ्चशतानि च ॥ ४३ ॥
सामान्यभागभोज्याणि तानि तेन कृतानि च ॥
अष्टात्रिंशविभागेन पूर्वमायव्ययोद्भवम् ॥ ४४ ॥
त्रिजातस्य च कार्त्स्न्येन येन दृष्टेऽपि ध्रुवम् ॥
समाप्नुवन्ति विप्रेन्द्रा पुरवृद्धिं प्रजापते ॥ ४५ ॥
न कश्चिदपि सततं दौस्थ्यादन्यत्र च द्विजाः ॥
ततस्तेषां सुतैः पौत्रैर्वृद्धिमिव सहस्रशः ॥ ४६ ॥
तत्पूर्वं वृद्धिमाप्स्यन्ति दुर्वाङ्कुरैरिव द्विजाः ॥

+ જુઓ, ત્રિમાસિક પુસ્તક ૪ અંક ૧ સંવત્ ૧૯૬૪નો ચૈત્ર માસનો અંક, પૃ ૧૪૯
૨૨. ભા. ક.

* ઉપટની શોધ પ્રમાણે વલ્લભી રાજા ધ્રુવસેન ૧લો ઇ. સ. ૫૨૪–૨૫માં હતો એમ જણાય છે. જુઓ, બુદ્ધિપ્રકાશ, ઇ. સ. ૧૯૦૯નો ઓગષ્ટ માસનો અંક, પૃ ૨૩૬ ભા. ૬.

નવીન નામ પાડ્યું, તે નામનો તેઓ સ્વીકાર અથવા આદર ન કરે, તે સ્વાભાવિક છે. તે રાજાઓએ તો આનન્દપુર નામનોજ સ્વીકાર કરેલો છે. પરંતુ ત્યાર પછી જે હિંદુ રાજાઓ ગુજરાતમા થયા, તેઓએ નગર નામનો સ્વીકાર કરેલો જોવામાં આવે છે

પ્રથમ કહેવાઇ ગયુ છે તેમ નાગરખંડમા લખેલું છે કે–ત્રિજાત ( ભર્તૃયજ્ઞ ) નામના વિપ્રર્ષિ અને તેના સહચારીઓએ નાગજાતિનો નાશ કરીને અથવા તેઓને હાંકી કાઢીને હાટકેશ્વરક્ષેત્રને નિષ્કંટક અને નિર્ભય કર્યું હતુ. વલભીપુરના રાજાઓની પૂર્વે ઘણા વર્ષો પહેલા ગુજરાતમા નાગલોકો અથવા ચાહડરીય રાજાઓ રાજ્ય કરતા હતા. સંભવિત છે કે–શૈવધર્મીઓએ આનર્તદેશનું રાજ્ય તે રાજાઓ પાસેથી લઇ લીધું હોય, અને શૈવધર્મનો પ્રચાર કરવાના ઉદ્દેશથી તેઓએ હાટકેશ્વર ક્ષેત્રમા એક શેહેર વસાવ્યું હોય. પ્રાયશઃ આ હકીકત ત્રીજા અથવા ચોથા સૈકામાં બની હોય, તેવું માનવાને કેટલાક કારણો મળી આવે છે ત્યારપછી નવીન વસાવેલા શેહેરમા ભિન્ન ભિન્ન સ્થળોએથી બ્રાહ્મણો વસવા આવ્યા હોય, અને તેઓએ તે શેહેરનુ નામ નગર પાડ્યું હોય. તે સાથે એમ પણ અનુમાન થઇ શકે છે કે–મગધ, ગૌડ અને કનોજમાથી આવેલા બ્રાહ્મણો ત્યાની પ્રચલિત લિપિ લેતા આવ્યા હોય, અને તે લિપિનો વિકાસ થતાં થતા કેટલેક કાળે તેનું નામ નાગરીલિપિ પડ્યું હોય.

સોમેશ્વર નામનો એક નાગરબ્રાહ્મણ ગુજરાતના રાજાઓનું પુરોહિતપણું કરતો હતો. તેણે સુરથોત્સવ નામનું એક મહાકાવ્ય રચ્યું છે, તેમાં પોતાના પૂર્વજોનો પરિચય આપતાં લખેલું છે કે*–

*ગુજરાતના રાજા વિસલદેવના સમયમાં એટલે વિ સ. ૧૨૫૪ થી વિ સ. ૧૨૭૭ સુધીમાં સોમેશ્વર થઇ ગયા છે તેઓના પૂર્વજોમાં ગુજરાતના રાજા મૂળરાજથી વંશપરંપરા પુરોહિતપદવી આવતી હતી આબુ, ગિરનાર અને શત્રુંજય ઉપર અતિ ભવ્ય મંદિરો બંધાવનાર તેજપાળ અને વસ્તુપાળનો તેઓને આશ્રય હતો, તેઓના સંબંધમાં તેઓએ કીર્તિકૌમુદિ નામનુ એક સુંદર કાવ્ય રચ્યું છે. તે સિવાય સુરથોત્સવ નામનું તેઓએ રચેલુ એક કાવ્ય વિદ્વાનોમાં બહુ પ્રતિષ્ઠા પામેલુ છે તેઓ ગુલેચાવટના હોઇને વડનગરમાં રહેતા હતા- સોમેશ્વરના પૂર્વજોનું ગુજરાતના રાજાઓ પાસે એટલુ બધું વજન હતુ કે–તેઓના પૂર્વજ સોલશર્માએ મૂળરાજના સમયમા એક દુષ્કાળના વર્ષમાં રૈયત પાસેથી લેવાતો કર માફ કરાવ્યું હતુ. અર્ધ પ્રહરમાં તેઓએ નાટક રચી કાઢ્યુ હતુ, તેથી તેઓની ઘણી પ્રતિષ્ઠા હતી.

તેજ સમયમાં નાનાક નામના પંડિત, જેઓ વડનગર પાસેના એક ગામમાં કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં જન્મ્યા હતા, તેઓ થઇ ગયા છે, એમ કાઠિયાવાડમાં આવેલા કોડીનાર ગામમાંના કોટેશ્વર મહાદેવના લેખ ઉપરથી જણાય છે. ( જુઓ, નિબન્ધિત, સંવત ૧૬૧૫ નો ચૈત્ર માસનો

"બ્રાહ્મણોના પ્રશસ્ત નિવાસસ્થાન તરીકે પ્રસિદ્ધ થયેલું નગર નામનું એક શહેર છે, તે શહેર યજ્ઞયાગાદિક કર્માનુષ્ઠાનથી પવિત્ર થયેલું હોવાથી, તેમાં કલિનો પ્રવેશ થઇ શકતો નથી. સાક્ષાત્ શંકરના અનુગ્રહથી જે નગર પરમ વૈભવશાળી થયું છે, તે નગરમાં બ્રાહ્મણોનો જન્મ લઇને દેવોજ વાસ કરતા આવ્યા છે તે (નગરમાં વસિષ્ઠગોત્રોત્પન્ન ગુલેચાવંશના બ્રાહ્મણો રહે છે. તે પવિત્ર કુલમાં સોલશર્મા નામના બ્રાહ્મણનો જન્મ થયો હતો, જે સોલશર્માને પાટણમાં ચાલુક્ય વંશની સ્થાપના કરનાર મૂળરાજે પુરોહિતપણું આપ્યું હતું." ૨૯

---

અંક') તેના પૂર્વજોને ગુજરાતના રાજાએ શ્રીકરણની નોકરી બદલ વડનગર પાસેનું ગુજા ગામ ઇનામમાં આપ્યું હતું તેના પૌત્ર કૃષ્ણે કુલભાષ્યચરિત્ર નામનું ગ્રન્થ રચેલું છે

પ્રભાસપાટણના વિ. સં. ૧૨૧૬ ની સાલના એક શિલાલેખ ઉપરથી જણાય છે કે પ્રાગ્વાટ કુલના વડનગરા નાગર દેવશુ ગુજરાતના રાજા મૂળરાજના દિવાન હતા, તેનો પુત્ર માધવ ચામુંડનો, તેનો પુત્ર લાભ ભીમદેવનો, તેનો પુત્ર ભૂધ કર્ણનો, તેનો પુત્ર સોમ સિદ્ધરાજનો, તેનો પુત્ર વર કુમારપાળનો અને તેનો પુત્ર થીધર ભોળાભીમનો દિવાન હતો. (જુઓ, ત્રિમાસિક, સંવત ૧૯૬૫ પૌષ માસનો અંક)

ગુજરાતનો છેલ્લો રાજા કરણઘેલાનો પ્રધાન માધવ પણ વડનગરો નાગર હતો. આ ઉપરથી જણાય છે કે—ગુજરાતમાં વિ સં ના બીજા સૈકાથી વિ સં ૧૩ મા સૈકા સુધી ઉત્તરોત્તર થઇ ગએલા ક્ષત્રપ રાજાઓ, વલ્લભીરાજાઓ, રાષ્ટ્રકૂટ રાજાઓ અને ચાલુક્ય તથા વાઘેલા રાજાઓના સમયમાં વડનગરા નાગરોનું અતિપ્રાધાન્ય હતું ત્યારપછી મુસલમાન, પેશ્વા અને ગાયકવાડના સમયમાં પણ તે તે રાજાઓએ વડનગરા નાગરોની રાજકાર્યભારમાં મુખ્ય સહાય લીધી હતી.

ભા ક

૨૯ अस्ति प्रशस्ताचरणप्रधानं स्थानं द्विजानां नगराभिधानं ॥
कर्तुं न शक्नोति कदापि यस्य प्रवेशमापवित्रस्य कलिः कलंकः ॥
चन्द्रार्धचूडामणिनाथमस्ति स्थानेत्र नेत्रानल—
ज्वालाप्रज्वलितप्रसूनधनुषा देवेन दत्तोऽस्ये ॥
आविर्भूतसमूलपूर्वचरितैर्ब्रह्मभिप्रार्जित
सत्कर्मोद्धरमन्वरस्थितिविदां स्थानेत्र गोत्रं महत् ॥
येषामशेषाधिपतिः प्रसन्नः सम्पद्यानि कणिकफणेन ।
त एव सेभूतिमिहाप्नुवन्ति कुले गुलेचाभिधया प्रसिद्धे ॥
श्रीसोलशर्मा विमले कुलेऽत्र जन्म द्विजन्मप्रवरः प्रपेदे ।
यः स्वर्गिनः सोमरसेन यागे पितॄंश्च पिण्डैस्तर्पणप्रयोगे ॥
श्रीगुर्जरक्षितिभुजा किल मूलराजदेवेन दूरमुपगम्य पुरोदधे यः ॥

सुरथोत्सव, सर्ग १५

આગળ ચાલતા સોમેશ્વર લખે છે કે-"તેના પૂર્વજો ચૌલુક્ય વંશી ગુર્જરેશ્વરના પુરોહિત હતા, અને કેટલાક રાષ્ટ્રવંશ રાજાઓના પણ પુરોહિત હતા."[૪૦]

મૂળરાજ ઇ. સ. ના ૧૦મા સૈકામાં વિદ્યમાન હતો. તેના સમયમા નગર નામ પ્રચલિત હતું, અને તેની પૂર્વે ઘણાં વર્ષો પહેલેથી નાગર બ્રાહ્મણો ત્યા વસતા હતા, એમ સોમેશ્વરે કરેલ વર્ણન ઉપરથી જણાય છે ઇ. સ.ના ૯મા સૈકા સુધી ગુજરાતમા વનરાજાદિ જૈનધર્મી રાજાઓ રાજ્ય કરતા હતા, અને તેજ કારણથી નવમા સૈકા સુધી તે સ્થળનુ નાગર બ્રાહ્મણોએ જે નગર નામ પાડ્યું હતુ, તે પ્રચલિત થઈ શક્યુ ન હતુ.

ચીન દેશના સાધુ હુયાનસિયાંગના સમયમાં એટલે ઇ. સ. ના સાતમા સૈકાના પૂર્વાર્ધમાં તે સ્થળે હિંદુ દેવસ્થાનો હતાં નાગરખંડના મત પ્રમાણે નાગરબ્રાહ્મણોએ તે સ્થળે સઘળા દેવસ્થાનો બંધાવ્યા હતાં. ઇ સ ના પાચમા સૈકામા અથવા તે પહેલા આનંદપુરમાં જૈનનુ પ્રાધાન્ય જણાય છે પ્રથમ કહેવામાં આવ્યું છે, તેમ ઇ. સ. ના ચોથા અથવા પાચમા સૈકામાં રચાયેલા નાન્દીસૂત્રમાં નાગરીલિપિનો સ્પષ્ટ ઉલ્લેખ જોવામા આવે છે તેજ સમયમા થઇ ગયેલ દદ્દપ્રશાવના હસ્તાક્ષરોમાં પણ નાગરી લિપિનો પ્રથમ પ્રયોગ થયેલો માલુમ પડે છે તે સઘળી હકીકતો ઉપરથી સિદ્ધ થાય છે કે-ઇ સ. ના ૫મા **સૈકાની પૂર્વે એટલે પ્રાયશઃ ત્રીજા અથવા ચોથા સૈકામાં ઉત્તર ભારતમાંથી આવેલા નાગર બ્રાહ્મણોએ નાગરાક્ષરોનો ઉદ્ભવ અને પ્રચાર કર્યો હતો.**

વળી તે પણ આશ્ચર્ય જેવું છે કે-ગુજરાતમાંથી નાગરીલિપિમા કોતરામેલાં જે પ્રાચીન તામ્રપત્રો મળી આવ્યા છે, તેમાના વિશેષ ભાગમા કાન્યકુબ્જ, પાટલીપુત્ર અને પુંડ્રવર્ધનપ્રભૃતિસ્થાનવાસી બ્રાહ્મણોને દાન આપ્યાની હકીકત લખેલી છે

## ૮ નાગરી લિપિનો પ્રચાર

ઉપર્યુક્ત દદ્દપ્રશાતરાગના ચારમા સૈકામા કોતરાયેલા તામ્રપત્રમાં લખ્યું છે કે-"કાન્યકુબ્જ વાસ્તવ્ય ભટ્ટ મહીધરપુત્ર ભટ્ટ ગોવિંદને આ તામ્રપત્ર લખી આપ્યુ છે" રાષ્ટ્રકૂટવંશીય નિત્યવર્ષના ઇ સ ૮૩૬ ના વર્ષમા કોતરાયેલા તામ્રપત્રમા લખ્યું છે કે-"પાટલીપુત્ર વિનિર્ગત લક્ષ્મણગોત્રીય વેજન ભટ્ટના પુત્ર સિદ્ધપભટ્ટને લાટદેશાન્તર્ગત તેજ ગામ દાનમા આપ્યું છે." તેજ પ્રમાણે રાષ્ટ્રકૂટવંશીય રાજા ગોવિંદ સુવર્ણવર્ષના ઇ સ. ૮૫૪ ની સાલમાં કોતરામેલા તામ્રપત્રમા પણ "પુંડ્રવર્ધનવિનિર્ગત કૌશિક ગોત્રીય કેશવ દીક્ષિતને લોટગ્રામનુ દાન આપ્યું છે."

---

૪૦ दुष्टारिकोटिकदनोत्कटराष्ट्रकूटकल्पेन शिल्पितरणाङ्गनकौतुकेन ।
सर्वप्रधानपुरवाधिपति प्रतापमल्लेन भूपतिमतल्लिकया कृतो यः ॥

એમ લખેલું છે ઇત્યાદિ પ્રમાણોથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે–ઘણા વર્ષો પહેલાં કાન્યકુબ્જ, પાટલીપુત્ર અને પુંડવર્ધનમાંથી અનેક બ્રાહ્મણો આવી ગુજરાતમા વસ્યા હતા. તેમજ તે સમયથી પણ ઘણા વર્ષો અગાઉથી નાગર બ્રાહ્મણો તે તે સ્થળોએથી આવીને ચમત્કાર ( વડનગર ) પુરમાં વસ્યા હતા, એમ નાગરખંડમાં દૂરદેશાન્તરોથી બ્રાહ્મણો આવ્યા હતા, એ રીતે લખેલું છે, તે ઉપરથી અનુમાન થઇ શકે છે; અને તે નાગર બ્રાહ્મણોએ જ નાગરી લિપિનું પ્રાચીન રૂપ ગુજરાતમા દાખલ કર્યું હતુ, અને ત્યાથી તે લિપિનો અન્ય દેશોમા પ્રચાર થયો હતો.

ઘણા પ્રાચીન કાળથી નાગર બ્રાહ્મણો ગુજરાતના રાષ્ટ્રકૂટવંશીય અને ચાલુક્યવંશીય રાજાઓના પરંપરાથી પુરોહિતપણાનું કામ કરતા હતા, તેથી તે રાજાઓ તેઓનું બહુ સન્માન રાખતા હતા ગુજરાતના રાજાઓ નાગર બ્રાહ્મણોનુ કેવું માન રાખતા હતા, તે હકીકત વડનગરમા કોતરાયેલા હજારો પ્રશસ્તિના શિલાલેખો ઉપરથી જણાઇ આવે છે તે રાષ્ટ્રકૂટ અને ચાલુક્યવંશના રાજાઓની સાહાય્યથી નાગરીલિપિનો અખિલ ભારતવર્ષમાં પ્રચાર થયો હતો. લાટદેશના રાષ્ટ્રકૂટ રાજા કર્ક સુવર્ણવર્ષના ઇ સ. ૭૩૪ મા કોતરાયેલા તામ્રપત્રમાં સ્પષ્ટ લખ્યુ છે કે—

गौडेन्द्रवङ्गपतिनिर्जयदुर्विदग्ध ।
सद्गुर्जरेश्वरदिगर्गलतां च यस्य ॥
नीत्वा भुजं विहतमालवरक्षणार्थं ।
स्वामी तथान्यमपि राज्यफलानि भुङ्क्ते ॥ ૪૧

વળી માન્યખેટની પ્રતિષ્ઠા કરનાર રાષ્ટ્રકૂટવંશીય રાજા નૃપતુંગના પુત્ર ગુજરાતના રાજા કૃષ્ણરાજના સબંધમાં અકાલવર્ષના ઇ. સ ના ૮૫૨ મા કોતરાયેલા તામ્રપત્રમા લખ્યુ છે કે—

तस्यामितगुर्जरोहृतहटल्लाटोद्भटश्रीमदो
गौडानां विनयव्रतार्पणगुरुः सामुद्रनिद्राहरः ॥
द्वारस्थान्गकालिङ्गगाङ्गमगधैरभ्यर्चिताज्ञश्चिरं ।
सूनुः सूनृतवाग्भुवः परिवृढः श्रीकृष्णराजोऽभवत् ॥ ૪૨

ઉપર્યુક્ત તામ્રપત્રોથી જણાય છે કે–ઈ સ ના ૮ મા, ૯ મા અને ૧૦ મા સૈકાઓમા ગુજરાતના રાષ્ટ્રકૂટવંશના રાજાઓએ ગૌડ, બંગ, કલિંગ, આંગ, મગધ અને માલવાદિ દેશોને જીતી લીધા હતા. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે–ઇ. સ. ના ૮

૪૧ જુઓ, Indian Antiquary 1888, P 190

૪૨ જુઓ Journal of the Bombay Branch of the Royal Asiatic Society Vol. 18, P. 216

માથી ૧૦ માં સૈકા સુધીમાં ગુજરાતના રાષ્ટ્રકૂટવંશીય રાજાઓના ર્
બ્રાહ્મણોએ પ્રસરાવેલા અથવા વાપરેલા નાગરાક્ષરે નાગરીલિપિના નામેથી સમસ્ત આર્યાવર્તમા ફેલાઈ ગયા હતા.

રાષ્ટ્રકૂટવંશના રાજાઓના યત્નથી જે નાગરીલિપિ આખા હિંદુસ્થાનમાં વિસ્તૃત થઈ હતી, તે લિપિ વર્તમાનકાળમાં છાપખાનાની સાહાય્યથી તેમજ પાશ્ચાત્ય પ્રત્ન તત્ત્વવેત્તાઓના ઉત્સ હથી આખી પૃથ્વી ઉપર વ્યાપ્ત થવા પામી છે. ( સમાપ્ત )

અનુવાદક–માનશંકર પીતાંબરદાસ મહેતા.

---

# मुंबइमां वसता नागर विद्यार्थीओमाटे विद्यार्थीभवन स्थापवानी आवश्यकता.

[ ત્રિમાસિક કમિટિની ગઈ વાર્ષિક સભામાં થયેલા ઠરાવો પૈકી ઠરાવ નં. ૪ પેટા ઠરાવ નં. ૧ ( જુઓ, ત્રિમાસિકનો સંવત્ ૧૯૬૯ ના પોષ માસનો અંક ) મુજબ મુંબઈમા વસતા આપણા નાગરવિદ્યાર્થીઓ વિગેરેને પડતી મુશ્કેલીઓ સંબંધી તપાસ કરી, હકીકત લખી મોકલવા મુંબઈવડનગરાનાગરમંડળના સેક્રેટરી સાહેબોને ત્રિમાસિક કમિટિ તરફથી વિનંતિ કરવામા આવી હતી. તે ઉપરથી તેઓ સાહેબોએ જે પત્ર લખી મોકલ્યો છે, તે અત્ર પ્રસિદ્ધ કરવામાં આવેછે. તંત્રી ]

**રા. રા. ત્રિમાસિક કમિટિના વ્યવસ્થાપક સાહેબ,**

વિનંતિ સાથે લખવાનું કે–ગઈ તા. ૨૪–૨–૧૩ નો લખેલ આપનો એક પત્ર અહિં મુંબઈમાં વિદ્યાભ્યાસ કિંવા ધંધારોજગારાર્થે આવતા આપણા ભાઈઓમાટે ખાવા પીવાની તેમજ સુવા બેસવાની સ્થાનિક સંસ્થાઓ સંબંધી કેટલીક હકીકત માગતો આવ્યો તેની પોહોચ અમે અમારા નં. $\frac{૧૧૫}{૧૮–૧૯}$ તા. ૧૧–૩–૧૩ના પત્રથી સ્વીકારી ચૂક્યા છીએ તેના છેવટના ભાગમા જણાવ્યા પ્રમાણે જવાબ નીચે મુજબ:–

૧ આપણા ભાઈઓ માટે ઉપર વર્ણવેલા પ્રકારનો આપનો પત્ર અહિં આવ્યો તે અરસામા અત્ર ત્રણ સંસ્થાઓ ચાલુ હતી. (૧) શ્રી વડનગરા નાગર કલબ, (૨) શ્રીવડનગરા નાગર વિહાર, અને (૩) શ્રી વડનગરા નાગર હૉજ. આ ત્રણે સંસ્થાઓના અધિકારીઓને દરેકને લગતી વિગત પુછવા પત્રો અમોએ લખ્યા હતા; તેને આજ લગભગ ત્રણ માસ થવા આવ્યા, છતાં પણ શ્રી વડનગરાનાગરકલબના સેક્રેટરી સિવાય બાકીના બે ગૃહસ્થોએ તો પોહોચવટીક સ્વીકારી નથી. તેથી નીચે લખેલ હકીકત અમારા એ સંબંધના અનુભવ મુજબ છે, એમ લેખશો-

**૨ શ્રી વડનગરા નાગર ક્લબ**—મુંબઈમાં ઉપર કહેલ ત્રણ સંસ્થાઓમાં આ સંસ્થા ઘણી જુની છે; અને અત્યારસુધી યેનકેન પ્રકારેણ નિભે આવી છે. એ વિષે વિસ્તારથી વિગત તેમજ આપે લખેલ ખાસ પ્રશ્નો તેના સેક્રેટરી સાહેબને અમે લખી મોકલ્યા હતા, જેના પ્રત્યુત્તરમાં રા. મોસુફ તરફથી " માગેલી હકીકત પૂરી પાડવામાં વિલંબ ન થાય "—એ સબબ બતાવી આપ સાથે સીધો પત્રવ્યવહાર ચલાવ્યાનું જણાવ્યું છે એટલે મજકૂર ઇતિહાસ આપને તેમના તરફથી મળ્યો હશે, એમ અમે માનીએ છીએ * તેને લગતું જે કંઈ કહેવું અમને આવશ્યક લાગે છે, તે એજ કે તે સંસ્થા આજે આશરે ૩૦ વર્ષથી ચાલે છે ભાવનગરના સ્વ. રા. રા. શ્રી ગૌરીશંકર ઉદયાશંકર ઓઝા, જૂનાગઢના સુજ્ઞ ગોકુલજી સંપત્તરામ ઝાલા—આદિ કેટલાક ઉદારચરિત પુરૂષોએ વિદ્યા સંપાદન કરવા અહિં આવતા આપણા યુવકોની મુશ્કેલીઓને લક્ષમાં લઈ તેની મદદ માટે એક સારૂ " વિદ્યોત્તેજક ફંડ " ( આશરે રૂ ૧૫૦૦૦-૦-૦ નું, જેનો હિસાબ આજ દિવસ સુધીમાં છપાયેલો હોય એમ અમારા જાણવામાં નથી, ) સ્થાપેલું છે તેના ટ્રસ્ટી સ્વ. રા. રા. શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી હતા, અને હાલ તેનો વહીવટ તેના પુત્ર રા રા. શ્રી તનસુખરામભાઇ હસ્તક છે ક્લબને આ ફંડમાંથી માસિક રૂ ૪૦ આશરે મળે છે, જે મકાનભાડાપેટે ખર્ચાય છે ક્લબનું મકાન ગ્રાન્ટરોડ સ્ટેશન નજીક સ્લેટર રોડ ઉપરની એક ગલીમાં ઠા. ભાલચંદ્ર કૃષ્ણાનાઇટની ચાલમાં બીજે મજલે છે. તેમા આશરે ૫૦ માણસોની સગવડ છે ચાલી પૂર્વ પશ્ચિમ લાંબી હોઇને, તેમા હવા પ્રકાશ બહુ સાધારણ છે દરવર્ષે ઉન્હાળાની રજામા લગભગ દોઢ બે માસ ક્લબ બંધ રહે છે દરેક સીઝનમાં લાભ લેવા યુવકોમાથી સેક્રેટરી, એકાઉન્ટન્ટ, સ્ટોરકીપર, વિગેરે અધિકારી વર્ગ ચુંટાય છે રસોઇયા ચાકરના પગાર તેમજ ખોરાક અને ભાડાના એકંદર ખર્ચમાથી ઉપર કહેલ વિદ્યોત્તેજક ફંડની માસિક મદદ બાદ કરી બાકીની રકમ અમુક ધોરણે દરેક મેમ્બર પાસેથી હાજરીના પ્રમાણમાં વસુલ કરવામાં આવે છે; જેનો અંદાજ દરેક પૂરી હાજરીવાળા માણસ દીઠ રૂ. ૧૨ માસિકનો આવે છે. ખોરાક સારી જાતનો વપરાય છે; પરંતુ અનુભવની ન્યૂનતા અથવા અવકાશની ખામીને લીધે ગેરવ્યવસ્થા ચાલતી હોવાનું તેમજ બીગાડ થવાનુ કેટલીક વખ્ત સાંભળવામાં આવે છે. એટલે એ સંજોગોમા એ સંસ્થા સંબંધે સૂચવવાનુ એજ છે કે—જેમ બને તેમ સુવ્યવસ્થિત કરવામા આવે, એ પણ ઇચ્છવા જેવું છે. છતાં પણ સ્વતંત્ર કાર્યભારવાળી તે સંસ્થા હોઇને, એ બનવું દુષ્કર છે સ્વાભાવિક રીતે આપણી બાળ

---

* દિલગીર છીએ કે અમને તેઓ સાહેબ તરફથી હજુ સુધી કંઇપણ પત્ર મળ્યો નથી. તેઓ સાહેબ આ કાર્યમાં ઉત્સાહથી ભાગ લેશે, તો આખી જ્ઞાતિ ઉપર તેઓનો ઉપકાર થશે, એમ અમો માનીએ છીએ. તંત્રી.

વમા બીજા માથું મારે—એ મુખત્વે કરીને વિદ્યાર્થીજીવનના સ્વતંત્ર અભિપ્રાયવાળા મગજને અરૂચિકર અને અસહ્ય થઈ પડે, એમ આપ પણ કબૂલ કરશો.

૩ શ્રી વડનગરા નાગર વિહાર—આ સંસ્થાની સ્થાપના કરવાનું માન ભૂજના ર. વે. મૂ. શુકલ વૃજલાલ ગંગાધરને છે તેઓએ પોતાની જીંદગીનો ઘણોખરો ભાગ જુદી જુદી જગ્યાએ રસોઇ કરવામાં ગાળ્યો હતો, તેમજ તેઓ સ્વભાવે ઉત્સાહી અને સાહસિક હતા. તેને અંગે ઈ સ ૧૯૦૫ મા અહીં ચીકલવાડીમા આવેલ એક બંગલાના સોપ વળીયા ઉપર પાચ છ ઓરડાઓ ભાડે રાખી તેમા 'શ્રીવડનગરા નાગર બૉર્ડિંગ અને લોજ' ના નામથી શરૂઆત કરી. પોતે તેમજ પોતાના ધર્મપત્ની–બન્નેએ મેમ્બરોનુ મન પ્રસન્ન રાખવા ખાતું સુવ્યવસ્થિત બનાવી તનમનથી પ્રયાસ આદર્યો. લાભ લેનારા ગૃહસ્થોને ઘણીજ સંતોષકારક રીતે આશરે દોઢેક વર્ષ કામ ચલાવ્યા બાદ તેમના સ્ત્રીની શારીરિક પ્રકૃતિ અત્યંત નબળી થઇ જવાથી શ. શુક્લ પોતાનુ તંત્ર સંકેલી સ્વદેશ સીધાવ્યા તેઓના ગયા પછી આપણા એક ગૃહસ્થે તે કામ હાથમાં લીધુ. પરંતુ કમનશીબે શ. શુક્લ જેવા તેઓ સફળ નીવડ્યા નહિ, એટલુજ નહિ પણ જૂજ વખતમા તે ધંધો તેઓને પડ્યો મુકવાની વકી આવી. આ પછી માગરોળના વે. મૂ. વ્હોરા શંકરલાલ જેઓ ભાવનગરના શ્રીયુત રા. રા. શ્રી વિઠ્ઠલદાસ સામળદાસ મેહેતા તેમજ તેમના ભાઈ ઍ. બી. લલ્લુભાઇ સાહેબના આશ્રિત જણાય છે, તેઓએ પુન ચાલુ કર્યું અત્યારસુધી એક પછી એક આ ત્રણે સસ્થાઓ ચીકલવાડીવાળા તેજ બંગલામા ચાલતી હતી. આજે બે બટી વર્ષથી 'પન્નાલાલ રેસીડન્સી' નુ મકાન બધાતા અને તેમા આપણા ભાઇઓનો જમાવ ઠીક ઠીક હોવાથી વ્હોરાશ્રીએ પોતાની સંસ્થા તેમાં આણી 'શ્રી વડનગરા નાગર વિહાર' નામ શરૂ કર્યું, જે અદ્યાપિ હયાતીમાં છે તેમા રેહેવાની પણ સગવડ હોવાથી મેમ્બરોના ત્રણ વર્ગો રાખવામા આવ્યા છે પેહેલા વર્ગના માસિક રૂ ૧૮–૦–૦ બીજા વર્ગના રૂ ૧૬–૦–૦ તથા ત્રીજા વર્ગના રૂ ૧૩–૦–૦ લેવામાં આવે છે. વિહારનુ મકાન ઉપર નીચે બે મજલામા હશ કોટડીઓમાં છે નીચેની પાચ કોટડીઓ રસોડું, ભોજનશાળા, સ્ટોર તથા જમવા આવનાર ગૃહસ્થોને કપડાં ઉતારવાના રૂમ તરીકે વપરાય છે. જ્યારે ઉપરના મજલામા પેહેલા તથા બીજા વર્ગના મેમ્બરોની રેહેણાક ગોઠવી છે હવા તથા પ્રકાશ માટે ટેરેસીસમાં પ્રશ્ન રેહેતોજ નથી. પ્હેલા વર્ગના દર બે મેમ્બરો વચ્ચે એક ઈલાયદી કોટડી સોપાય છે, તેમા દરેક માટે એક ટેબલ, એક ખુરશી, એક સારો ખાટલો તથા એક બત્તી રહે છે સવારે દાતણ, પાણી, ચ્હા વિગેરે વિહારનો નોકર આપી જાય છે, તેમજ બપોરે પોતીયાં મોતીયા ધોઈ મુકવી જાય છે. બીજા વર્ગ માટે તમામ મેમ્બરોને સાથે રહેવાને માટે સાધારણ મોટો ઓરડો છે, તેમાં રાતમા સુવાને માટે દરેકને એક ખાટલો

મળે છે, તથા એક મજબુ બત્તી મુકવામાં આવે છે. પોતીયાં પોતીયાં લૉજનો નોકર ધુવે છે, અને સવારે ચ્હા પણ મળે છે. ત્રીજા વર્ગના મેમ્બરોને ફક્ત ભોજન લેવા પૂરતોજ વિહાર સાથે સંબંધ હોય છે, અને રહેવાની ગોઠવણ સૌ પોતપોતાની સગવડતા પ્રમાણે કરી લે છે. ભોજન ત્રણે વર્ગને એક સરખુ મળે છે સાધારણ રીતે એક ગૃહસ્થ પોતાને ઘેર વાપરતો હોય તેવા પ્રકારનું અનાજ વપરાતું હશે, એમ અમો માનીએ છીએ. તોપણ સવારસાંઝની વાસી રસોઈ વાપરવા માટે કેટલીક વખત ફરીયાદો સંભળાય છે. અને તેમાં કેટલેક અંશે સત્ય છે, તે સ્વાનુભવને અભાવે અમો કહી શકતા નથી. તેમજ દેશ, કાળ અને સ્થિતિ લક્ષમાં લઇ નિભાવી લેવાની આપણી પ્રકૃતિ ઘડાઈ નથી, એટલે તેને પરિણામે આપણને સ્વાભાવિક રીતે અસંતોષ ન થાય, એમ પણ કહી શકાય નહિ એ બાબતમાં વ્હોરાજીને યોગ્ય સૂચનાઓ તેના લાગતા વળગતાઓ કરી ચુક્યા છે પરંતુ ખાતું ખાનગી છે, એટલે તે ઉપરાંત બીજું કશુ જોર ચાલે તેમ નથી મેમ્બરને હવે ત્યાંસુધી વિહારમાં જે ભોજન મળે, તેથી ચલવી લે, નહિ તો રૂચે તેમ કરે. વ્હોરાજીને લખેલ પત્રનો જવાબ આવ્યો નથી, એટલે ઉપરની હકીકત અમારા અનુભવ પ્રમાણે લખેલી છે.

૪ **શ્રી વડનગરાનાગરલૉજ**—આ ત્રીજું તંત્ર માત્ર આઠ માસનું અલ્પાયુષ ભોગવી, ગયા મે માસની પહેલી તારીખથી બંધ થયેલ છે. તેના મેનેજર સાહેબ પણ અમારા પત્રના જવાબમાં હજુ સુધી શાંત છે, એટલે અમે જે જાણીએ છીએ, તે લખ્યું છે. ઉપર કહેલ નાગરવિહારથી અસંતોષ પામીને આપણા કેટલાક ભાઇઓના ઉત્તેજનથી ભુજના શુકલ નિર્મયશંકર મયાશંકર જેઓ અહિં નોકરી કરે છે, તેઓએ પોતાના એક સંબંધીને રસોઇયા તરીકે પગારદાર રાખી ગત આશ્વિન શુદ ૧૦, વિજયા દશમીને દિવસે લૉજ ખોલ્યુ. અન્યની માફક શરૂઆત બહુ સારી થઈ. આશરે ૨૫–૩૦ મેમ્બરો દાખલ થયા વિહારને તેટલો ધક્કો પણ લાગ્યો. છતા તેમા પણ શ. શુકલજીની દુર્લક્ષતાની હવા આવી વાસ્તવિક રીતે શુકલજીને પોતાનો સંબંધી રસોઇઓ ગયા પછી રાખેલ બીજા રસોઇયાથી પગારની બાબતમાં મતભેદ થયાનું જણાયું છે. તેને પરિણામે તા. ૧–૫–૧૩ થી તેઓ તે લૉજથી ફારક થયા, એટલે અનિચ્છાએ શુકલજીને બંધ કરવુ પડ્યુ હાલમા ખાનગી રીતે તેઓ પોતાને ત્યાં પાંચ ૭ મેંબરોનું ટુંકા સ્કેલ ઉપર તંત્ર ચલાવે છે. આ લૉજ પણ પન્નાલાલ ટેરિસની એક આલમા ભોંયતળીએ બે જોટાની કોટડીમા રાખવામા આવ્યુ હતુ. તેથી તેમાં રહેવાને સગવડ નહિ હોવાને લીધે ફક્ત ભોજનાલય તરીકે ચાલતું હતું, અને મેમ્બરદીઠ માસિક ફી રૂ ૧૨–૮–૦ રાખવામાં આવી હતી.

૫ ઉપર પ્રમાણે અહિંની ત્રણે સંસ્થાઓ વિષે વિગતો લખ્યા પછી વિશેષમાં લખ-

વાનુ કે—એવું ખાતુ ખોલવામા લગતા ખર્ચ તરીકે રૂ ૫૦૦) થી વિશેષ જોઇએ, તેમ લાગતું નથી પ્રાથમિક જમાવટમાં ૩૦-૩૫ માણસોની રસોઇ, તેઓને જમવા માટે જોઇતા વાસણો-કળશા-પાણી ભરવાના ઠામો, પાટલા વિગેરે ઓછામા ઓછા બે માસનુ મકાનનું ભાડુ તથા ખોરાક, નોકરનો પગાર વિગેરે આંકડાઓ ધ્યાનમાં લઇ શરૂ કરે તો પાછીથી તો દરમાસે મેમ્બરોના બીલો ચૂકવી લેવા છતા, તેનો ટેકો મળી જાય, એટલે વાંધો ન આવે, એમ અમારૂં માનવું છે વીશીના જેવા ઉદ્દેશથી સ્થાપવામા આવતી કોઇપણ સસ્થાની વ્યવસ્થા કરવામાં મડળ અગર તેવી કોઇપણ સમાજ સફળ નિવડવાનો ઘણોજ થોડો સભવ છે નાગર વિહાર અને નાગરહોજના અનુભવથી એમ માની શકાય કે જેનો પોતાનો સ્વાર્થ સાથે જોડાયો છે એવો એકજ માણસ તે કામ ગમે તેવી મુશ્કેલીમા પણ ચલાવી શકે છે. " હોજ " હરીફ તરીકે ચાલુ થયા છતા " વિહાર " આઠ મેમ્બરોથી પણ ટકી શકી હતી. તેનું કારણ બ્હોરાજી પોતે રસોઇ માટે શુકલજીની માફક બીજા ઉપર આધાર રાખતા નહતા. તે પોતે તથા તેના પુત્રો બધા મળી રસોઇ તથા પીરસવાનુ કામ કરે છે. જ્યારે શુકલજીને રસોઇએ નોટીસ આપી એટલે તેઓના હાથ હેઠે પડયા, અને હોજ બંધ કરવું પડયું વળી અમુક સખ્યાબધ મેમ્બરોની બનેલી એક મંડળ જેવી સસ્થાને વાસ્તવિક રીતે " આ મારૂં પોતાનુ છે, માટે આળસ કરીશ તો બગડશે, " એવી બુદ્ધિ સભવે નહિ. તેમ કોઇએક માણસ ઉભો કરી તેની ઉપર દેખરેખનુ કામ પોતાને હસ્તક મડળ રાખે, તેમા પણ અર્થ સરે નહિ પેલો પોતાના સ્વાર્થ તરફ ખેંચે અને મડળ જ્ઞાતિહિત તરફ ખેંચે. તેથી તેમા મતભેદ થયા વિના રહે નહિ. મડળનો આશ્રિત હોય તો નુકશાની માટે બે દીલ રહે. આશ્રિત ન હોય અને સ્વતંત્ર ધંધો રાખતો હોય તો મડળને પોતાના કામમાં માથુ મારવા દેજ નહિ. આવા અનેક વિચારોને અગે અમે તો કહીશુ કે વીશી કાઢવી કે દુકાન ખોલવી—એવા કામો માટે ઓહીને એકજ આશામી કામ કરે તોજ ફતેહમદ થાય. અને મુખ્યત્વે કરીને વીશીને માટે પુખ્ત ઉમરના તેમજ માયાળુ પ્રકૃતિના માણસનીજ જરૂર છે. નોકર, ચાકર કોઇ રાખવા પડે તેની બાબતમા ' If we want our work well done we must keep our servants well paid '—' સારૂ કામ કરાવવુ હોય તો સારો પગાર નોકરને આપવોજ જોઇએ '—એ સૂત્ર સ્મરણમા રાખવુ જોઇએ. વળી વ્યાપરી માણસ જે લક્ષાધિપતિ છતાં પણ જેમ એક પૈસાના માલના ગ્રાહક સાથે વાજેબાર જેટલો વિવેક રાખે, તેજ પ્રમાણે પોતાનુ તંત્ર મેમ્બરોના સતોષ અને પ્રસન્નતાને આધારે છે, એમ સમજી, તે સપાદન કરે, એવો સ્વભાવ રાખવો આવશ્યક છે. " મેહેરબાન ! એમ નહિ બને, ફાવે તો રહો નહિ તો જેવી ઇચ્છા ! " એમ કહેવું, તે વીશીવાળા માટે અયોગ્ય છે. મેમ્બરોની જુદી જુદી પ્રકૃતિઓને નિભાવી લેવી,

એ પણ તેની એક ફરજ છે વિશેષમા પોતે કમાવાનો ખપ ફરે છે. તોપણ અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે દર મેમ્બર દીઠ પોતાના નફાનો હીસાબ ન બેસાડવા સરવાળે ફાયદો શોધવા ઉપર વૃત્તિ રાખવી જોઇએ. નાગરવિહારથી અસંતોષ પામવાનું કારણ આ તત્ત્વની તરફ બ્હોરાજીની દુર્લક્ષતા હોય એમ અમોને લાગ્યું છે મેમ્બર દીઠ અમુક રૂપીયા બચાવવામા તેઓનાથી મેમ્બરોની ઇચ્છાને પહોચી શકાતું નથી.

વીશી ચલાવનાર માટે આટલું કહ્યા પછી લાભ લેનારા ભાઇઓએ પણ ધ્યાનમા રાખવા યોગ્ય સૂચના કરવાની જરૂર છે કે-ભોજનગૃહ આપણુ પોતાનું ઘર નથી, કે જ્યાં પોતાનુ ધાર્યું થઈ શકે તેમા વપરાતા અનાજની જાત તેમજ બીજી સગવડોમાં પણ આપણે કેટલી સ્થિતિ જોઈને વિચારે મુકાબલો કરવાની જરૂર છે. મુંબાઈ જેવા સ્થળમા અજાણ્યા આવી પડનારને કેટલીક સગવડ છે, અને તેને અભાવે કેટલી મુશ્કેલી ર્‌હેલી છે, વિગેરે બાબતોનો વિચાર કરી વીશીનો તંત્ર સફળ કરવામા સહાયભૂત થવું, તેમ જે મળે તેનાથી સંતુષ્ટ થતા શીખવું, એ આપણે માટે જરૂરનું છે.

વિ. સેવકો

મુંબાઈ, તા. ૭-૬-૧૩.

મંજુલાલ બળવંતરામ વસાવડા.
દલપતરામ દોલતરામ અંજારીયા.
આ. ને. સેક્રેટરીઓ.

---

# काशीपुरीना विद्वान् चाण्डालनुं आख्यान.*

પ્રિય બ્હેનો !

ઘણા સમય થયા મારી અલ્પમત્યાનુસાર હું આપને કંઇ જણાવી શકી નથી. આજે એક જાણવાયોગ્ય ઇતિહાસ આપ બ્હેનો સમક્ષ નિવેદન કરું છું, અને એવા ક્રૂર બનાવો બનતા અટકાવવા પ્રયત્ન કરશો, એવી આશા રાખું છું

કાશીપુરી આપણું પવિત્ર ધામ ગણાય છે તે મુક્તિપુરી અથવા અવિમુક્તિપુરી પણ કહેવાય છે, જેની પાસે ગંગા જેવી પાપ હરનારી મહા પવિત્ર નદી આવી ર્‌હેલી છે; જેની અંદર પાર્વતીપતિએ આવી વાસ કરેલો છે; જે ધામમાં વ્યાસ જેવા મુનિવરોએ પણ નિવાસ કર્યો હતો; આજે પણ પુણ્યશાળી અનેક પંડિતો ગંગા તીરે વસી રહેલા છે; જેઓ પ્રાત. સાય નદીના કિનારાને સંધ્યાવંદન કરવા પુણ્યમય બનાવે છે, જે દેખાવ સ્વર્ગ સમાન મનોહર અને આનંદકંદ થઇ પડે છે; સાયકાલે અસ્ત પામતા સૂર્યનો પ્રકાશ જેના દેવાલયોના ગગનચુંબી શિખરોને સુ-

---

* સુંદરી સુબોધ નામના માસિકપત્રમા આવેલી કવિતા ઉપરથી કેટલાક ફેરફાર સાથે આ આખ્યાન લખવામાં આવ્યુ છે.

વર્ષમય કરી મુકે છે; જે ધામમા વિદ્વાનોની સભા અનેક પ્રકારની વિદ્વત્તાભરેલી ચર્ચાઓ કરી શ્રોતાઓના સંશયોને છેદી નાખે છે; જ્યા નાનાં બાળકો પ્રશુ પ્રાત કાળનું નિત્ય કર્મ કર્યા પછી વેદાધ્યયન કરવામા રચ્યા પચ્યા રહે છે. તેવા સમયમા કોઇએક પ્રસંગે એવું બન્યું કે–કોઇ ચાડાલનો બાળક પોતાનાં માતપિતાથી રીસાઈ તે સ્થળે નાશી આવ્યો હતો. ત્યાના આબાળવૃદ્ધ સ્ત્રીપુરૂષોને દેવાર્ચનાદિ કરતા જોઇને અને નાના બાળકો પણ વેદધ્વનિ કરી રહ્યા હતા, તે જોઇને તેને પણ તેમ કરવાની ઇચ્છા થઇ પોતે કઇ જ્ઞાતિનો છે, તે પણ તે ભુલી ગયો, અને વેદવિદ્યા શીખવાની તીવ્ર અભિલાષાથી નિત્ય અંગાવીરે આવવા લાગ્યો. બ્રાહ્મણના બાળકો જે સ્થળે વેદાભ્યાસ કરતા હતા, તેની આસપાસ તે ફરવા લાગ્યો, અને ગુરૂઓ બ્રાહ્મણ બાળકોને જે શિક્ષણ આપતા તેનુ શ્રવણ કરીને મનન કરવા લાગ્યો. પૂર્વજન્મોના કોઇએક શુભ સંસ્કારને બળે તે મુજબ કરવાથી તે ચાડાલ બાળક એ પ્રમાણે સર્વ વિદ્યા શીખી વિદ્વાન્ થઈ ગયો

વિદ્યાના ગર્વથી ફુલાઇ જઇને તે ચાડાલને નામના કરવાની ઈચ્છા થઈ; અને તેવા ઉદ્દેશથી તે દક્ષિણ દેશમા જઇ કોઈ એક ગામની ભાગોળે વિભૂતિલેપન કરી સંધ્યાવંદનાદિ કરતો બેઠો. પાણી ભરવા જનારી સ્ત્રીઓની દૃષ્ટિએ આવતા, તે દ્વારા આખા ગામમા તે હકીકત પ્રસરી ગઈ. લોકોના ટોળાંના ટોળા આવવા લાગ્યાં, કેટલાક વિદ્વાનો તેની સાથે વાદમા પરાસ્ત થયા, પરિણામે તેને શાસ્ત્રીની પદ્વી પ્રાપ્ત થઇ, અને ગામનાં બાળકોનો તે શિક્ષાગુરૂ તરીકે નીમાયો.

જાતે કેવળ નિર્દોષ અને સદાચરણી હોવાથી તેની પ્રતિષ્ઠા જામી ગઈ. કોઇ ઉચ્ચબ્રાહ્મણ પંડિતે તેની જ્ઞાતિ, કુળ વિગેરેની પૃચ્છા કર્યા વિના પોતાની પુત્રીને તેને પરણાવી. આ પ્રમાણે તેની જ્ઞાતિ ગુપ્ત રહી, અને ગામના સારા સારા માણસો પણ તેની પાસે વિદ્યાધ્યયન કરવા લાગ્યા. કેટલેક વખ્ત ગયા પછી તે ચાડાલને પોતાનાં માતાપિતામિત્રાદિનું સ્મરણ થયું, અને તેથી તેને સ્વદેશ જવાની ઉગ્ર ઇચ્છા થઇ તેણે તે વિચાર પોતાની સ્ત્રીને જણાવ્યો, જેના પ્રત્યુત્તરમા તે સતી સ્ત્રીએ સ્નેહયુક્ત અને નમ્રભાવે કહ્યુ કે —

" ઓ ' સ્વામીજી મારા ! લ્યો મુજને તમ સાથ,
નથી જગમા તમવણ્ સગાં સંબંધી મારા રે !
હું જોવાને તલ્પું પૂજ્ય સ્વશુર કુલ મારૂં રે,
તેથી હું તો આવીશ તમ સાથે તે દેશ.
... .... . . . . ..... ..... .. ... ઈત્યાદિ "

સ્ત્રીનાં પ્રેમાળ વચનોનું તે ઉલ્લંઘન કરી શક્યો નહિ, અને પોતાની સાથે આવવા તેને અનુજ્ઞા આપી. પુત્રીનો અત્યંત આગ્રહ જોઇ માતપિતાએ અને બીજા

વડીલોએ પણ સંમતિ આપી, અને તે બન્ને સ્ત્રીપુરૂષો ત્યાંથી સ્વદેશ પ્રતિ ચાલી નીકળ્યાં. માર્ગમાં એક ભયાનક અરણ્ય આવ્યું. પતિએ પત્નીને કહ્યું કે-"હે પતિવ્રતે! મને એટલી બધી તૃષા લાગી છે કે તેથી હું ઘેલા જેવો થઇ ગયો છું, હવે મારાથી એક પગલું પણ આગળ ચાલી શકાતું નથી. માટે તું ગમે ત્યાંથી થોડું પાણી શોધીને લાવી આપ."

એવું સાંભળીને પતિને પ્રભુ તુલ્ય ગણનારી તે સતી સ્ત્રી ત્યાંથી જળાશય શોધવા ચાલી, અને એક કુવો હાથ લાગતા તેમાંથી તે પાણી કાઢવા લાગી. એવામાં તે ચાંડાલપતિની બુદ્ધિમાં જન્મજન્ય દુષ્ટતા ઉત્પન્ન થઇ આવી. અને તે વિચારવા લાગ્યો કે-"આ બ્રાહ્મણકન્યાનું અહીંજ કાસલ કાઢી નાખ્યું હોય તો મારા કુળની ફજેતી થાય નહિ." આમ વિચાર કરી, જેવી તે કુવામાંથી પાણી કાઢે છે કે તુરત તે દુષ્ટ ચાંડાલે તેને પછવાડેથી ધક્કેલી દીધી. આવું ઘોર કૃત્ય કરીને તે પોતાને રસ્તે પડયો. માર્ગમાં વિચારવા લાગ્યો કે-"હું જ્યારે મારે સાસરે જઇશ અને મને તે સ્ત્રી સબંધી તેના સગાંસંબંધી પુછશે, ત્યારે કહીશ કે તે તો મરી ગઇ"

હવે પેલી સતી સ્ત્રી તે કુવાની અંદર પડેલી છે, અને જે મૃત્યુને શરણ જવાની તૈયારીમાં છે, જેને આ સમયે ઇશ્વરનોજ આધાર છે, તેવી નિરાધાર અને નિરપરાધી બાળાને "મારનારથી રાખનાર મોટો છે," એ કહેવત પ્રમાણે તેની વ્હારે ઇશ્વર થયા, અને તે રસ્તે થઇ જનાર મુસાફરે તેને તે કુવામાંથી બહાર કાઢી.

શુદ્ધિમાં આવ્યા પછી શાંતિ થવાથી સ્વસ્થ થઇને તે બ્રાહ્મણસ્ત્રી પોતાના પીયર તરફ ચાલી, તે સમયે પોતાના પતિએ કરેલા આ મહાપરાધને પણ ગુપ્ત રાખવાનો તેણે નિશ્ચય કર્યો. પીયર પહોચતા માતપિતાએ પ્રશ્ન કર્યો કે "હે પુત્રી! તું એકલી ક્યાંથી?" ત્યારે બનેલી હકીકત છુપાવીને તેણે કહ્યું કે-"મને સાસરામાં નહિ ગમવાથી હું એકલી પાછી આવી છું" માતપિતાનું આ જવાબથી સમાધાન થયું.

વળી કેટલોક સમય વીત્યા બાદ તેનો પતિ પણ પોતાના દેશથી ત્યાં પાછો આવ્યો, અને જેવો તે પોતાના સાસરાના મકાનમાં પ્રવેશ કરવા જાય છે કે તુરત તેણે પોતાની સ્ત્રીને દીઠી. જેવી તે સ્ત્રીની દૃષ્ટિ તેના ઉપર પડી કે તુરત તેના હૃદય ઉપર વજ્ર જેવો આઘાત લાગ્યો, અને તેનું મુખ શ્યામ થઈ ગયું. ચતુર સ્ત્રી તે સઘળું સમજી ગઈ અને સ્વામીને ધીરજ આપવા કહ્યું કે-"સ્વામીનાથ! ચિન્તા કરશો મા, મેં કંઇ પણ હકીકત અહીં કોઇને કહી નથી," એમ કહી તે પતિને આશ્વાસન કરવા લાગી, અને તેના સત્કાર માટે સાહિત્યો તૈયાર કરવા તત્પર થઇ.

સમય વીતતા તે સ્ત્રીને પુત્રરત્ન પ્રાપ્ત થયું. દંપતીને આથી અત્યંત આનંદ થયો. પુત્રને ઉછેરવામાજ બન્ને પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યા. પુત્ર દિનપ્રતિદિન વધવા લાગ્યો. હવે ચાંડાળનું પાપ પરિપક્વ થયું હતું, અને તેના ફળ આવ-

વાની તૈયારી હતી. મોટા થયેલા પુત્રમા ચાંડાળનાજ ગુણો ખીલવા લાગ્યા; તેની ચેષ્ટાઓ પણ તેવીજ થવા લાગી. વખત જતા તે પુત્રને બ્રાહ્મણધર્માનુસાર ઉપનયનસંસ્કાર કરવામા આવ્યો, અને તેને વેદનું અધ્યયન કરાવવા માંડયું. પરંતુ આ બાળક તો અભ્યાસ તરફ કેવળ અનાદરી થઇને ધુળ અને કાદવમા રમવા તથા ફરવા લાગ્યો, પશુપક્ષીઓની હિંસા કરવા લાગ્યો, હાડકા અને વિષ્ટા લઇ અહીં તહીં ફરવા લાગ્યો. તેના માતપિતા પુત્રની આ ચેષ્ટા જોઇ બહુ દુ:ખ પામવા લાગ્યાં; બન્નેએ તેને અનેક પ્રકારની શીખામણો આપી, પણ તે સઘળી વ્યર્થ. પોતાના બાળકની આવી ચેષ્ટા જોઇને તેનું શું કારણ હશે, તે વિષે સ્ત્રીના મનમા અનેક વિચારો આવવા લાગ્યા પોતાનામાં કંઇ પણ દોષ નહિ દેખનાર તે સ્ત્રીને સ્વાભાવિક રીતે પોતાના પતિ ઉપર સઘળો વ્હેમ આવ્યો. આ તેના વ્હેમને પતિએ પ્રથમ કરેલ દુષ્ટ કાર્યના સ્મરણે પુષ્ટિ કરી. તે ઉપરથી ગંભીર સ્વરૂપ ધારણ કરીને પોતાના પતિને કહ્યું કે–" કંઇ પણ શરમ રાખ્યા વિના આપનુ કુળ કોણ છે, તે સાચે સાચું કહી દો." સતીના મુખમાથી આવાં વચનો નીકળ્યા કે તુરત તે ચાંડાલ સ્તબ્ધજ થઇ ગયો, અને અતિ ગભરામણને લીધે કાંઇ પણ જવાબ આપી શક્યો નહિ

પતિને ગભરાયેલો જોઇ તે સ્ત્રીની શંકા વિશેષ પ્રબળ થઇ, અને તેમાં કંઇ ઉંડો ભેદ છે, એમ લાગવાથી તેણે એકાએક વિકાળ સ્વરૂપ ધારણ કર્યું, અને બાર હઇને કહેવા લાગી કે–" સત્ય કહો તમે કઇ જ્ઞાતિના છો ?" સતીનું આવું બદલાઇ ગયેલુ સ્વરૂપ જોઇને રખે તે શાપ દેશે, એવા ભયથી તે ચાંડાલ થરથર ધ્રુજવા લાગ્યો અને છેવટ ભાગ્યા સ્વરે બોલ્યો કે–" દેવી ! ક્ષમા કરો, ક્ષમા કરો હું હાથ જોડીને કહું છું કે–હું ચાંડાલ જ્ઞાતિનો છુ, દેવી ! ક્ષમા કરો, ક્ષમા કરો ! દેવી !" સતીએ જેવા આ શબ્દો સાંભળ્યા કે તેવીજ તેને ધિક્કારવા લાગી, "બ્રાહ્મણ જેવી ઉત્તમ વર્ણની કન્યાને તેં ભ્રષ્ટ કરી, ધિક્કાર છે !" આટલુ બોલતાં તેની ચક્ષુમાથી અંગારા ઝરવા લાગ્યા. પોતાના પુત્રને પોતાના ખોળામા બેસાડ્યો અને પોતે ઇષ્ટ દેવનુ સ્મરણ કરે છે કે તુરત તેના જમણા પગના અંગુઠામાથી અગ્નિની જ્વાળા પ્રકટ થઇ. મા અને પુત્ર આ રીતે અગ્નિમા બળી મુઆ, અને પોતાના ભ્રષ્ટ થયેલા દેહની શુદ્ધિ કરી ! આખા ગામમા વાત ફેલાઇ ગઇ. અને લોકો હાહાકાર કરવા લાગ્યા, આબાળવૃદ્ધના ટોળેટોળા સતીના દર્શન કરવા એકઠાં થઇ ગયાં. સૌ "જે અંબે ! જે અંબે !" નો પુકાર કરી ચાંડાલનો તિરસ્કાર કરતા અને સતીના ગુણવાદ કરતાં વિખરાઇ ગયાં અહો, આ કળિકાળમા આવી સતી સ્ત્રી મળી શકે ખરી ?

### કથાસાર.

એ પ્રમાણે પરંપરાથી કથા ચાલતી આવી છે. આવો બનાવ બન્યો હતો કે નહિ,

તેનો નિશ્ચય કરવાને આપણી પાસે કઇ સાધન નથી. પરંતુ આ કથામાંથી દરેક સ્ત્રીપુરૂષે ઘણો સાર લેવાનો છે. ખાસ કરીને સ્ત્રીઓને તો આ કથામાંથી ઘણું ઘણું જાણવા જેવુ મળી શકે છે.

૧ ખાસ કરીને તો એ લક્ષમા રાખવાનુ છે કે– આપણાં બાળકોનુ વેવિશાળ કરતી વખતે ઘણી ઘણી બાબતોનો તપાસ કરવો જોઇએ ઉપરની કથામા તો પુરૂષ ચાડાળ હતો, તેથી અતિ નિદ્ય હતો પરંતુ સ્વજ્ઞાતિમા પણ હલકી વર્તણુકના એવાં મનુષ્યો હોય છે કે જેઓ ચાંડાલને પણ ભુલાવે છે કન્યાનો સંબંધ કરવામા વરના ઘરના પૈસા ઉપરજ દૃષ્ટિ રાખવામા આવે છે; પરંતુ વરના ગુણ દોષનો તપાસ કરવામા આવતો નથી, તેનુ પરિણામ વરકન્યાનુ ભાવિજીવન અત્યંત કલેશમય નીવડે છે સાસરીયાના જુલમ ભરેલા વર્તનથી કુમળી બાળાઓને દુઃખથી પુકારતી અને છેવટે આત્મઘાત કરતી કેટલીવાર આપણે સાંભળેલ છે? આવા ઘોર કર્મો થવાનો સઘળો દોષ તેઓનાં અલ્પમતિના માતપિતાને શિર છે

એટલા માટે વેવિશાળ કરતાં પહેલાં વરકન્યાના શીલ અને વર્તનનું, વિશેષત વરના ગુણદોષ જોવાનુ મુખ્ય કર્તવ્ય તેઓના માતપિતાનું છે વર અને કન્યામાથી કોઇને કંઇ અસાધ્ય વ્યાધિ છે કે નહિ, બન્નેના સ્વભાવો એક બીજાને અનુકૂળ છે કે નહિ, બન્નેમાં સામાન્ય રીતે જેટલી બુદ્ધિ અને ડહાપણની વ્યવહારમા જરૂર છે, તે છે કે નહિ, તેનો સૂક્ષ્મરીતે તપાસ કરીને પછીજ તે જોડુ જોડવું જોઇએ, જેથી ભવિષ્યમા તેવા કમકમાટ ભરેલા બનાવો બનવા પામે નહિ આ ફરજ આપણી, સ્ત્રીઓનીજ છે, તે અવશ્ય ધ્યાનમા રાખવાનુ છે તેમજ તે પણ લક્ષમા રાખવાનુ છે કે–પુત્રી અને વહુને સમાન દૃષ્ટિથી રાખવાથી ઘરમા કલહનુ બીજ કદિ પણ રોપાશે નહિ, અને આપણા સંસારની અંદર સુધારો થશે. આપણે જેવી રીતે ઘરમા વર્તીશું, તેવી રીતે ઘરમાં આપણાં છોકરા પણ વર્તતાં શીખશે. ટુંકામાં આપણે પોતે વહુ તરફ કૃરતાભરેલી વર્તણુક નહિ રાખીએ તો પછી કોઇ પણ માતપિતાને પોતાની પુત્રીના નિશ્વાસો સાંભળવાનો વખત આવશે નહિ.

"બેટીને વળી ગાય, દોરે ત્યા જાય, કશું નવ ચાલે,
જેમ હત્યારાઓ બળદ, કસાઇને આલે"

ઉપર પ્રમાણે વગરવિચારે કન્યાઓને નહિ આપી દેવા આપ સર્વ બ્હેનો પાસે મારી નમ્ર પ્રાર્થના છે. ખુશી થવા જેવુ છુ કે–આપણી જ્ઞાતિ મૂળથીજ સુધરેલી છે, અને હવે કેળવણીની અસરથી વધારેને વધારે સુધરતી જાય છે છતાં આપણી જ્ઞાતિમાં પણ તેવા બનાવો બનતા હોય તો તે બહુ દિલગીરી ભરેલું છે. તોપણ હજુ આપણે સ્ત્રીઓ બહુ પછાત છીએ. કેળવણીની જે અસર થવી જોઇએ, તે આપણામા હજુ બીલકુલ થઈ નથી, તે ખેદની વાત છે. સુધારો, સુધારો આપણે

કરીએ છીએ, પણ જ્યાં મન શુદ્ધ ન હોય, ત્યાં કરો સુધારો-થવાનો નથી. તેથી પ્રથમ તો મન શુદ્ધ, સરલ અને દયાળુ રાખવાથી બીજો સુધારો તેની મેળે ચાલ્યો આવશે. એક સાધારણ કહેવત છે કે "બહાર મીયાં ફડકું અને ઘરમાં બિરી ગાટકે ગુડ"—આવી જાતનો સુધારો તે સુધારો નહિ પણ બગાડો જ છે આવા દાખલાઓ ઘણે ઘેરથી મળી આવે છે તેવા દાખલામાં નહિ મુકાતાં સારા દાખલામાં મુકાવાનો પ્રયત્ન કરવો જોઇએ આપણી પુત્રીઓ અને પુત્રવધુઓને પણ આપણા દૃષ્ટાંતોથી તેવું જ શિક્ષણ આપવું જોઇએ.

તેઓને સ્વતંત્ર-ઉછ્રંખલ થવાનો ખ્યાલ આવે તો તુરત સદ્‌બોધ આપી, કાઢી નંખાવવો. 'અબળા છતાં પ્રબળા શી રીતે થવાય? હાથી જેવા અતિ બળવાન જાનવરને પણ અંકુશમાં રહેવું પડે છે,' ત્યારે આપણા જેવી અબળાઓને રક્ષણની જરૂર છે, અને તે રક્ષણ પુરૂષોથીજ થવાનું, માટે તેઓની આજ્ઞામાંજ રહેવું જોઇએ. આપણે સ્ત્રીઓ જન્મથીજ પરતંત્ર છીએ. બાલ્યાવસ્થામાં માતપિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાવસ્થામાં પુત્રોનું આપણને રક્ષણ હોઇને, આપણી આખી જીંદગી પરતંત્ર જ છે યાદ રાખજો સ્વતંત્રતામાં પરિણામે સુખ નથી, પણ અત્યંત દુઃખ જ છે એ પ્રમાણે બાળાઓના કુમળા મગજમાંજ ઠસાવવું જોઇએ અને સ્વતંત્રતાથી બનેલા દુઃખદાયક બનાવોના દૃષ્ટાંતો તેઓની સમજમાં લાવી, સ્વતંત્રતાનો વિચાર તેમના મગજમાં પ્રવેશજ ન કરે, તેવો યત્ન કરવો જોઇએ

વર્તમાન કાળમાં કેળવણીને એબ લગાડનારી અને તેનો દુરૂપયોગ કરનારી ઘણી દુષ્ટાઓને શોધવા જવું પડે તેમ નથી. પણ યાદ રાખજો કે તે સઘળાંનું કારણ તેઓના માતપિતાજ છે.

માટે, હે માતાઓ! સાસુઓ! તમે જાગૃત થાઓ! તમારી પુત્રીઓને અને પુત્રવધુઓને ઉત્તમ કેળવણી લેવામાં મદદગાર થાઓ! સ્ત્રીઓને શિરજ તે કર્તવ્યનો ભાર છે, એમ સમજો! આ કલિકાળમાં સ્ત્રીઓની જે અવદશા થઇ ગઇ છે, અને બીજાઓ તરફથી સ્ત્રીઓ તરફ જે મ્હેણાં ફેંકવામાં આવે છે, તેમાંથી મુક્ત થવા અને સતીત્વનો પુનરૂદ્ધાર કરવા તૈયાર થાઓ!—એવી મારી સર્વ બ્હેનોને નમ્ર પ્રાર્થના છે, તે ધ્યાનમાં લેશો, એવી આશા રાખું છું

રાગદ્વેષથી ઉશ્કેરાઇ જઇને મેં આ લેખ લખ્યો નથી. મારા જાણવામાં અને જોવામાં આવ્યું છે, તે ઉપરથી મેં મારા સ્વાભાવિક ઉદ્ગારો કાઢ્યા છે. છતાં કોઈ બ્હેનને આ લેખ અરૂચિકર થાય, તો તે ક્ષમા કરશે, એવી વિનતિ કરૂં છું.

જૂનાગઢ. } એક નાગર સ્ત્રી.

# नागरोत्पत्ति विषे दंतकथाओ.

[ ગુર્જર બ્રાહ્મણ નામના માસિક પત્રના સંવત્ ૧૯૬૮ ના કાર્તિક્ય માસના અંક ઉપરથી ]

૨૯૨૫૦ આત્માઓની બનેલી નાગર નાતના ૭ વિભાગો છે—૧ વડનગરા (ડુંગરપરા સહિત), ૨ વિશનગરા, ૩ પ્રશ્નોરા, ૪ સાઠોદરા, ૫ કૃષ્ણોરા અને ૬ ચિત્રોડા. તેઓમા એક બીજા સાથે કન્યાવ્યવહાર તથા ભોજનવ્યવહાર હોતો નથી. માત્ર વડનગરા નાગરોનું બીજા નાગરો જમે છે. તે ૭ વિભાગો પૈકી વડનગરા, વિશનગરા અને સાઠોદરામા ગૃહસ્થ અને ભિક્ષુક નામના બે વિભાગો પડેલા છે તેઓમા પણ પોતાની જ્ઞાતિઓમાથી કન્યા નહિ મળવાથી બીજી જ્ઞાતિમાંથી કન્યા લાવવાને લીધે બાયડ નામનો જુદો ભાગ છે ચિત્રોડા અને કૃષ્ણોરાની વસતિ ગુજરાતમાં માલૂમ પડતી નથી. પ્રશ્નોરા કાઠીયાવાડમા વૈદ્ય અને પુરાણીઓનો ધધો કરે છે ડભોઇ પાસે આવેલા સાઠોદ ગામ ઉપરથી ઓળખાતા સાઠોદરા નાગરની મુખ્ય વસ્તિ અમદાવાદ અને ખેડામા છે તેઓ શરાફી, કારકુની અને દેશાઇગીરીમા જોડાયેલા હોય છે. વિશનગર ઉપરથી કહેવાતા વિશનગરા નાગરો અમદાવાદ, વડોદરા અને સુરતમા શરાફ, ખેડુત અને નોકર હોય છે. વડનગરાની વસ્તિ આખા ગુજરાતમા આવેલી છે, અને તેઓ સઘળા બ્રાહ્મણો સર્વથી ઉંચ ગણાય છે તેઓ ચેહેરે સુંદર, બુદ્ધિશાળી અને ખંતીલા હોય છે કાઠીયાવાડની રાજ્યખટપટોમા તેઓએ અગત્યનો ભાગ લીધો છે. વડનગરા નાગરો પોતાનુ અસલ નિવાસસ્થાન વડનગર હોવાનો દાવો રાખે છે. વડનગરના પુરાતન વતનીઓ હોવાનો તેઓનો દાવો વલ્લભીરાજાઓ તરફથી મળેલી બે બક્ષીસો ઉપરથી સાબીત થાય છે. એક બક્ષીસ ઇ સ ૬૫૬ મા ખરાગ્રહ તરફથી મળી હતી, અને બીજી ઇ સ, ૭૬૬ માં શિલાદિત્ય તરફથી મળી હતી. આ બક્ષીસો મેળવનાર આનંદપુર ( વડનગર ) ના રહેવાશી અને શાર્કરાક્ષ્ય ગોત્રના બ્રાહ્મણો હતા. તેઓની ઉત્પત્તિવિષે નાગરોમાં ઘણી દંતકથાઓ છે

૧ એક દંતકથા એવી છે કે—તેઓને શંકરના વિવાહ સમયે ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. બ્રહ્મા શંકરનુ પાર્વતી સાથે લગ્ન કરવા ગયા હતા. પરંતુ તેઓ પાર્વતીની સુંદરતાથી અંજાઈ ગયા અને પોતાની વૃત્તિઓ ઉપર અંકુશ નહિ રહેવાથી લગ્નવિધિ કરવાનું કાર્ય છોડી ચાલ્યા ગયા. લગ્ન કરાવનાર કોઈ બ્રાહ્મણ પાસે ન હોવાથી, શંકરે ચોખાના ૭ દાણા ફેંક્યા અને તેમાથી ૭ બ્રાહ્મણો ઉત્પન્ન થયા. બ્રાહ્મણકન્યાઓ નહિ મળવાથી શંકરે ૭ બ્રાહ્મણોનુ લગ્ન ૭ નાગકન્યાઓ સાથે કર્યું. આ બ્રાહ્મણોના વંશજો નાગરો કહેવાયા.

૨ બીજી દંતકથા એવી છે કે—પાર્વતીની માતાએ શંકરને તેના ભયંકર સ્વરૂપથી પાર્વતી બીહિ નહિ, તેટલા માટે સુંદરવા મહણ કરવાનું ફરમાવ્યું. પોતાનું રૂપ ફેરવવા જતા શંકરે પોતાના કપાળે ચોટેલા ૭ અક્ષતો પાડી નાંખ્યા, અને તેમાથી છ બ્રાહ્મણો ઉત્પન્ન થયા. શંકરના લગ્ન પછી આ છ બ્રાહ્મણો પોતાની નાગસ્ત્રીઓ સાથે વડનગરમા જઈને વસ્યા અને હાટકેશ્વરના ઉપાસક બન્યા

૩ ત્રીજી દંતકથા એવી છે કે—બ્રહ્માએ એક સમયે એક યજ્ઞ આરંભ્યો, જેમા ઘણા બ્રાહ્મણોને નોતરવામા આવ્યા હતા. શંકરના પત્ની પાર્વતીને આથી અદેખાઈ ઉપજી અને એવોજ બીજો યજ્ઞ કરવાને શંકરને વિનંતિ કરી. શંકરે યજ્ઞારંભ કર્યો, પરંતુ સઘળા બ્રાહ્મણો બ્રહ્મદેવના યજ્ઞમા ગયેલા હોવાથી, શંકરે છ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા, અને તેઓને બીજા કોઈ પણ બ્રાહ્મણો સાથે કંઈ પણ સંબંધ નહિ રાખવાને આજ્ઞા કરી. યજ્ઞ પૂર્ણ થયા પછી તેઓને નીચેના મૃત્યુ લોકમા મોકલાવ્યા ત્યા તેઓને નાગલોકો સાથે કલહ થયો તેઓની પ્રાર્થનાથી શંકરે તેઓને સાહાય્ય કરી, અને નાગલોકોથી અબાધિત રહેવાને તેઓને नगर (न=નહિ અને गर=ઝેર.) નામનો મંત્ર આપ્યો. તે ઉપરથી તેઓ નાગર કહેવાયા.

૪ ચોથી દંતકથા એવી છે કે—એક વખ્તે એક રાજા સાપુ રંમાર્ડવા મ્હારીની કન્યાને પરણ્યો કાળે કરીને તેને કોઢ નીકળ્યો. પેલી મ્હારીની છોકરીએ તેને સાપ ખવરાવી કોઢનો વ્યાધિ મટાડ્યો. આ ઉપરથી તે રાજાની બીજી રાણીઓને અદેખાઈ આવી, અને રાજાને કહ્યું કે—" મ્હારી કન્યાએ ક્ષત્રિયને નિષિદ્ધ સર્પ માસ આપને ખવરાવ્યું છે " મ્હારી કન્યાએ સર્પ માસ ખવરાવ્યાની વાત કબુલ કરી, પણ કહ્યું કે—" હે રાજન્ ! જે સર્પનું માસ આપને ઔષધ તરીકે ખવરાવ્યું છે, તે સાધારણ સર્પજાતિનો હતો, નાગજાતિનો તે હતો નહિ, તેથી તેનું માંસ નિષિદ્ધ નથી. આપણા ગામથી થોડે દૂર એક સરોવર છે, તે સરોવરમાંજ એક નાગ રહે છે, તે શિવાય અન્યત્ર કોઈ પણ સ્થળે નાગ વસતો નથી " રાજાનો ક્રોધ શાંત થયો, અને ખરા નાગને નિરખવાની તેને ઈચ્છા થઈ. મ્હારીકન્યાના પિતા લાલવાદી અને કાકા ફુલવાદીની મદદથી, તેઓ નાગના નિવાસસ્થાન પાસે ગયા ત્યા તે વાદીઓએ મોકલેલ શિષ્યે મંત્રબળથી નાગને સરોવરની બહાર બોલાવ્યો પરંતુ નાગ ઘણો ખીજવાઈ ગયો અને સઘળાઓને મારી નાખ્યા આ વાતની તે વાદીઓને સમાચાર થયા કે તુર્ત્ત, તેનુ વેર લેવાને તેઓ તે સરોવર પાસે ગયા. તેટલામા નાગ બ્રાહ્મણનુ સ્વરૂપ લઈ વડનગરમા ગયો, ત્યા બ્રાહ્મણની કન્યાને પરણ્યો, અને તે કન્યાથી તેને સંતતિ થઈ મ્હારીઓ તેને શોધતા શોધતા, પત્તો મેળવી વડનગર આવ્યા, અને બ્રાહ્મણના રૂપમાં તે નાગને ઓળખી કાઢ્યો. મ્હારીઓ તેને મારી નાખવાની

તૈયારીમાં હતા, તેવામાં તેના સ્ત્રી છોકરાઓએ કાલાવાલા કરવાથી તેને જીવતો રાખ્યો. તે માર્ગના વંશજો નાગરા કહેવાયા.

તેઓમાં છ વિભાગો પડવાનું કારણ એમ કહે છે કે ન્યાયકરનો કંઈક કારણથી વડનગરમાં વસતા નાગરબ્રાહ્મણો ઉપર કોપ થવાથી તેઓ વડનગર છોડી ગુજરાતમાં જુદે જુદે સ્થળે જઈને વસ્યા, તે જુદાં જુદાં ગામો ઉપરથી તેઓની છ જ્ઞાતિઓના નામો પડેલા છેઃ જેમકે વડનગર ઉપરથી વડનગરા, વિશનગર ઉપરથી વિશનગરા, સાઠોદ ઉપરથી સાઠોદરા, કૃષ્ણનગર ઉપરથી કૃષ્ણોરા અને ચિત્રોડ ઉપરથી ચિત્રોડા.

( બોમ્બે ગેઝીટીયર ઉપરથી સંગ્રહ કર્યો )
દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિક.

---

# जूनागढनी वडनगरानागरज्ञातिमां चालता वैवाहिक आर्थिक रीवाजो.

## ૧ વાગ્દાન.

૧ કન્યાની ફઈ વરને ચાંદલો કરવા જાય ત્યારે વરવાળા તરફથી તેને રૂ. ૫) તથા ગોળ શે. ૦॥ અપાય છે.

૨ વરને ઘેર ફોફળદક્ષિણા કરવામાં આવે ત્યારે નાગરબ્રાહ્મણોને નામાદીઠ દોકડા ૪ તથા સોપારી ૫ ) અપાય છે.

૩ તે વખતે ગણપતિપૂજનમાં રૂ ૦॥ તથા ફોફળદક્ષિણાના રૂ. ૨ ) વરકન્યાના ગોરને અપાય છે તેમજ રૂ. ૫) કન્યાની ફઈને ત્રાંબીના અપાય છે.

૪ કુંઠી ધોળાવવાની દક્ષિણા વર પોતાની બ્હેનને તથા ભાણેજોને યથાશક્તિ આપે છે

૫ કન્યાને પ્રથમ જમવા તેડતી વખતે કન્યાનું મુખ તેનો સસરો જોઈને તેને ઓઢણું ૧ તથા ચણીઓ ૧ આપે છે, અથવા તેની કિમ્મત બદલ હેમ ગદી ૪ આપે છે

૬ તેમજ વરના કાકા, મામા, ફઈ, માશી, બ્હેન વગેરે કુટુંબીજનો કન્યાને જમવા તેડીને તેને ઓઢણું ૧ તથા ચણીયો ૧ અથવા રૂ ૧૦ સુધી આપે છે.

૭ વાઙ્ગાનથી લગ્ન સુધી પ્રતિવર્ષે કન્યાને જમવા તેડી ઓઢણુ ૧ તથા ચણીયો ૧ અથવા તેની કિમ્મતના રૂ ૧૨ાા અથવા હેમ ગદી ૧ ચોદવસ્રુ' વરવાળા તરફથી અપાય છે

૮ વિજયાદશમીને દિવસે જમવા તેડી કન્યાને વરવાળા તરફથી શેરડીના સાઠા કીમત રૂા. ૦ાા ના તથા દીવાળીના ચાર દિવસોમા તેને જમાડીને શેરડીના સાંઠા કીમત રૂા ૦ાા ના તથા સુખડી શે. ૦ાા તથા આતસબાજી રૂ ૦ા ની અપાય છે સંક્રાન્તિને દિવસે રૂ ૦ાા નુ અને હોળીને દિવસે ઓઢણું રૂ. ૧) નું તથા હારડો શે. ૧ રૂ૦ાા નો અપાય છે. કેરીટાણામા રસ જમાડીને કેરી ૧૫ મોટી કિમત રૂ. ૧ા ની અપાય છે બળેવને દિવસે જમાડીને ગોળપાપડી શે. ૦ાા અથવા રૂ ૧) રોકડો, રાખડી પડવે જમાડીને રૂ. ૦ા રાખડીનો અપાય છે. ટાઢીસાતમને દિવસે તથા જન્માઅષ્ટમીના પારણાને દિવસે માત્ર જમાડવાનોજ રીવાજ છે

૯ કન્યા દેવા આવવાના જમણમા કન્યાની કુઇ જણ ૨ ને તથા કન્યાને લેંચી કેળાનું જમણ જુદા જુદા પ્રકારના શાક કઠોળ મીઠા ભાત દુધ વગેરે સહિત આપવામાં આવે છે; જેનો ખર્ચ રૂ ૨૫ થી ૩૦ સુધીનો થવા જાય છે. તે દિવસે ફુઇને સોપારીના પસલા ૨, નાળીયેર નગ ૨ અથવા તે બદલ રૂ૦ાા અને રૂ૦ા વરવાળા તરફથી આપવામા આવે છે.

૨ લગ્નક્રિયા.

૧૦ લાડુના કેદેસનું ભોજન લગ્નદિવસ પહેલા વરવાળા તરફથી કન્યાની ફુઇ જણ ૩ ને આપવામાં આવે છે. તેમાં કેળાલાડુ, કંસાર લેંચી વગેરે ઉપર પ્રમાણે રસોઇ કરવામાં આવે છે. તે દિવસે કન્યાની ફુઇને નીચે પ્રમાણે આપવામા આવે છે.—

સોપારી પસલા ૩ અથવા રૂ ૦ાા; શ્રીફળ ન ૩ અથવા રૂ ૦)ાા; રૂ ૦ા રોકડો, સાકરનાં ભરેલ વાટલા ૨ તેમા સાકર શેર ૬, અથવા રૂ ૧ાા

૧૧ કન્યા દેવા આવે ત્યારે કન્યાને સાકર શેર ૦ાા અથવા ૦)ાા તથા કંકુ શેર ૦ાા અથવા રૂ ૦ા તથા ફુલહાર ૧ ૦)– નો વરવાળા તરફથી અપાય છે.

૧૨ જોણા તથા કાઠલામા—હેમગદી ૮૦ ચોદવસ્રુ; વાળીનું હેમ ગદી ૨; રૂપુ તોલા ૧૫૦ પગના ઘરેણા માટે; છાબ ભરીને મેવો ( દ્રાક્ષ, બદામ, ખારેક, અખોડ, કાજુ, ટોપરૂં, સાકર, કમળકાકડી, મગ, દરેક રૂ ૧) મુજબ કન્યાને વરવાળા તરફથી અપાય છે.

૧૩ લગ્નક્રિયામાં કન્યાદાતાને રૂ ૨ાા થી ૪ સુધી અને વરવાળાને રૂ ૩ થી ૫ સુધી ખર્ચ થાય છે.

૧૪ લગ્નતિથિને આગલે દિવસે વર પોતાને ઘેરથી કન્યાના ઘર પાસે ફુંવરવા જાય, ત્યારે તેના વરઘોડાનો ખર્ચ રૂ ૫ સુધી થાય છે લગ્નને દિવસ વર કન્યાને જોણું આપવા જાય ત્યારે વાજાં વિગેરેનો ખર્ચ રૂ ૨, વરને ખાણુ ખવરાવવા જતાં તથા વાણુલ વસ્ત્ર દેવા જતા કન્યાદાતાને ખર્ચ રૂ ૨, તથા વર પરણીને વરઘોડીયાં ઘેર જાય ત્યારે વાજીત્ર તથા આતસબાજીનો વરને ખર્ચ રૂ ૫ થાય છે.

૧૫ કન્યાદાતાએ જોણાની છાબમા રૂ ૦। મુકવાનો રીવાજ છે.

૧૬ કન્યાના બાપને વરના કુટુંબને લગ્ન પછી ત્રણ દિવસોએ એટકે ૮ ક ભોજન આપવાનો તથા ફક્ત વરના માણસોને એક દિવસ ભોજન આપવાનો તથા તે સિવાય કુવારા વેહેવાઈનું ભોજન ૧, માડવતરનુ ભોજન ૧, જેઠણનું ભોજન ૧ અને માણાયાનું ભોજન ૧ આપવાનો રીવાજ છે.

૧૭ હસૈયામા વરકન્યા બન્નેને સાસરે મારી સુધી કુટુંબીઓને ભોજન આપવાનો રીવાજ છે

### ૩ વરવાળા તરફથી કન્યાની ફઇને અપાતી બાબતો.

૧૮ ઉપર લખેલ સાત જમણોને દિવસે કન્યાવાળાં તરફથી વરવાળાંઓને જેઓ જમવાનુ કહેવા જાય તેઓને હરરોજ સોપારી પસલો ૧ તથા શ્રીફળ ૧ તથા સોપારી મણ ૧ની કોરી ૨૦ના રૂ ૫ આપવા પડે છે

૧૯ લગ્ન થયા પછી પગે લાગવાની બાબતની કોરી ૬ અથવા રૂ ૧॥, માડવચોરને દિવસે શ્રીફળ ૧૨ અથવા રૂ ૦॥ તથા તેકનો રૂ ૦।, વાંણુલવસ્ત્રમાં રૂ બા, ન્હોળીયામા તથા છાબમા રૂ ૦। તથા સોપારીનો પસલો ૧ તથા શ્રીફળ ૧ તથા ઉકટામણિ વાંચવામા રૂ ૦। આપવાનો રીવાજ છે

### ૪ પરચુરણ બાબતો.

૨૦ ફેરામણી ફેરવા જતા તથા ફેરામણી ફેરી વરઘોડા ચડવી ઘેર આવતા અને ચોરી વસ્તારવા જતા વાજિત્રના રૂ ૩ નો ખર્ચ વરવાળાને થાય છે.

૨૧ માડવચોરને દિવસે વરવાળાં તરફથી હેમ ગદી ૧ કન્યાને આપવામા આવે છે.

૨૨ તેલસચારણા રૂ ૦। વરવાળા તરફથી તેમજ રૂ ૦। કન્યાવાળાં તરફથી આપવાનો રીવાજ છે.

૨૩ ફેરામણીમા વરને લુગડા ૫ તથા રેશમી સુગટો ૧ રૂ ૫)નો તથા વરના કુટુંબીઓને વસ્ત્રો આપવામા રૂ ૨૫થી ૪૦ સુધીનો વધારેમા વધારે ખર્ચ કરવાનો ઠરાવ છે.

૨૪ ઉજ્વલ નવમી ( ઉજળી નોમ ) ના બચકામાં લુગડા, રેશમી સોનેરી કોર છેડાવાળા કિમત રૂ ૧૭૫ સુધીના તથા ચણીયા ૨ કમખા ૪ નાડી ચાબખી ૪ કિમત રૂ ૧૬॥ સુધીના તથા મોતીનો મોડ ૧ રૂ. ૦॥ ની કિમ્મતનો,

અરીસો ડાબલી રૂ. ૧॥ ની કિંમત સુધીના તથા બચકાની વતી ટક ૧ રૂ. ૧॥ ની કિંમતની વરવાળા તરફથી કન્યાને આપવાનો રીવાજ છે

૨૫ વિવાહના વર્ષમા હારડો શે. ૧, ખારેક શે. ૧, ટોપરૂં શે. ૧, સુતરાઉ લુગડું—સાળુ ૧ આશરે કિંમત રૂ. ૨ સુધીના વરવાળા તરફથી કન્યાને અપાય છે.

૨૬ વરસોળુની બાબત આણું વાળવા સુધી કરવાનો રીવાજ છે

૨૭ પરણ્યા પછી દિવાસો, ત્રીજ, કાજળી, એ દરેક દિવસે ફળાહાર શેર ૧॥ કન્યાને વરવાળા તરફથી અપાય છે.

૨૮ પરણ્યા પછી કન્યાને વરવાળાં તરફથી હોળી દીવાળીના લુગડાં ૪ આણું વાળવાને દિવસે સુખડી શે ૬ ના રૂ. ૨, પરચુરણ મેવાના રૂ ૨ તથા લુગડું કમખો રૂ ૧૨॥ નો આપવાનો રીવાજ છે

૨૯ પ્રથમ ઋતુપ્રાપ્તિ થાય ત્યારે ખોળો ભરવામા લુગડા રૂ ૩૦ા સુધીની કિંમતનાં વરવાળા તરફથી કન્યાને અપાય છે. શ્રીમતો તરફથી લુગડા નિમિત્તે હેમ ગદી ૬ અથવા રૂ. ૭૫ અપાય છે

૩૦ પ્રથમ પુત્રપ્રસવસમયે ફોફળદક્ષિણા રૂ. ૧૦ ની તથા પુત્રનુ મુખાવલોકન કરીને તેને હેમ ગદી ૨ અથવા રૂ. ૨૫ તથા જભલા ટોપી રૂ ૩ ની કિંમતના વરવાળા તરફથી આપવાનો રીવાજ છે.

૩૧ પ્રસૂતિસમયમા પુત્રોત્સવનાં ગીત ગાવાની નિમિત્તના સોપારી શે ૨૮ તથા રૂ. ૩ આપવાનો રીવાજ છે

જુનાગઢ } વ્હોરા જટાશંકર હરજીવન.

* ત્રિમાસિક કમિટિની ગઇ વાર્ષિક સભામા થયેલા ઠરાવો પૈકી ઠરાવ ન. ૪ પેટા ઠરાવ નં ૨ ( જુઓ, ત્રિમાસિકનો સંવત્ ૧૯૬૯ ના પોષ માસનો અંક, પૃ. ૧૭૪–૧૭૫ ) મુજબ વે. મૂ. શ્રીયુત મહાશય જટાશંકરજીએ જૂનાગઢમા ચાલતા લગ્નાદિક પ્રસંગોના આર્થિક રીવાજોની યાદી અમને મોકલી આપી છે, તે માટે અમો તેઓનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. આશા છે કે, ભાવનગર, નગર, ભૂજ, રાજકોટ, પોરબંદર અને વસાવડમાથી કોઇ કોઇ ગૃહસ્થ જ્ઞાતિની એટલી સેવા બજાવવાનુ ઉચિત ધારશે સઘળા સ્થળોના રીવાજો ઉપરથી સર્વસામાન્ય એકજ પ્રકારના સરળતા ભરેલા રીવાજો ઘડી કાઢવામા આવે અને તે રીવાજો તે સઘળાં સ્થળોની જ્ઞાતિઓ સ્વીકારે તથા અમલમા લાવે, તો હાલમા તેમ કરવાની કેટલી બધી જરૂર છે, તે સર્વને સુવિદિત જ છે. તંત્રી.

---

# जाणवा योग्य सरल उपायो.

## ૧ મીઠાનો ઉપયોગ.

(૧) ચ્હાના પ્યાલા ઉપરના ચ્હાના ડાઘ મીઠું ઘસવાથી દૂર થાય છે

(૨) કળીચુનાના ક્રુચડામા મીઠું નાખવાથી તે વધારે ચોંટે છે.

(૩) દાતણ કરતાં પહેલાં અને જમી ઉઠીને મીઠાના કોગળા કરવાથી, તથા દાતણ સાથે તમાકુને બદલે ઝીણું મીઠું અને રાખ ઘસવાથી દાંત સ્વચ્છ થાય છે, તેમજ અવાળું મજબૂત અને ગુલાબી રંગના થાય છે મીઠું અને રાખ ઉત્તમમા ઉત્તમ દાંતનું મંજન છે

(૪) ગળું બેસી ગયું હોય તો મીઠાના પાણીના કોગળા કરવાથી ફાયદા થાય છે.

(૫) દાંત પડયા પછી અથવા કાઢી નંખાવ્યા પછી તુરત લોહી નીકળતું બંધ કરવા માટે મીઠું અને પાણી જરાવાર મોઢામા રાખવા.

(૬) 'નાઇટ્રેટ ઑવ સીલ્વર' નુ ઝેર દૂર કરવામાં તે સરસ ઉપાય છે.

(૭) નવશેકા પાણીમાં મીઠુ નાંખી પીવાથી તુરત ઉલટી કરાવી શકાય છે

(૮) ખમી શકાય તેટલા ગરમ પાણીમા મીઠું નાંખી સાંઝ સવાર પગો અને અવયવો ધોયા પછી, એકદમ લુછી નાંખવા.

(૯) દુખતી આંખો માટે મીઠું અને પાણી સરસમા સરસ ઉપાય છે. બહુજ થોડું મીઠું પાણીથી ભરેલા મોટા લોટામાં નાંખીને તે પાણી આંખ ઉપર વખ્તો વખ્ત છાંટવાથી આંખ સાફ થઈ જશે, અને આંખનો સોજો દૂર થશે. (આપણે ભરણમાં સ્હેજ મીઠું નાંખીએ છીએ, તે તો સોના જાણવામાજ છે.)

(૧૦) રેશમી રૂમાલ વગેરેને મીઠું નાખેલા પાણીમાં ધોઈ ભીના હોય ત્યારે તેને ઇસ્ત્રી કરવાથી બહુ સારા થાય છે

(૧૧) જમીનને ફળદ્રુપ કરે છે.

(૧૨) ફેફસાં કે હોજરીમાંથી લોહી નીકળતું હોય તો મીઠાની થોડી થોડી માત્રા આપવાથી ઠીક થઈ જાય છે

## ૨ કેટલાંક સામાન્ય દરદોના ઉપાયો.

(૧) પિત્ત—ઠડા પાણીનો અર્ધો ગ્લાસ ભરીને તેમા એક લીબું નીચોવવું તેની અંદર જરા સોડા નાખી હલાવી ફીણ આવતા હોય ત્યારેજ પી જવુ. કેટલીક વખ્ત માથું દુખતુ હોય તો તે આ ઉપાયથી મટી જાય છે.

(૨) દરદ (જીવડાના)—'એમોનીયા સોલ્યુશન' થી ધોવાથી જીવડાના દરદ મટી જશે.

(૩) દરદ (હડકાયા કુતરાનો)—જખમ ઉપર એકદમ 'કૉસ્ટીક પોટાશ' લગાડવો અને ઉંઘ લાવવાને માટે ખૂબ વ્હીસ્કી આપવો.

(૪) દાઝ્યુ—ઘરમા કળીચુનાનુ નીતરેલુ પાણી એક શીશીમાં ભરી રાખવુ, તે બહુજ ઉપયોગી છે દાઝ્યા ઉપર એકદમ તે લગાડવાથી ફોલ્લા ઉઠશે નહિ

(૫) છાતીને શરદી લાગવી—ઉકળતા પાણીમા ફ્લાટીનના કપડાનો એક કકડો બોળી, તે ઉપર 'ટરપેન્ટાઇન' છાટી, તે કકડો છાતી ઉપર મુકવાથી બહુજ આરામ મળશે.

(૬) બચ્ચાંને શરદી—સરસીયુ તેલ છાતીએ અને પડખા ઉપર ખૂબ ચોળવુ; સ્હેજ સાજ માથે પણ ચોળવુ

(૭) ઉધરસ—સૌથી સરસ ઉપાય ગરમ દુધમાં ઘી અને હળદર નાખી પીવુ, તે સાથે સારી પેઠે કરી પાળીવી એજ છે તે ઉપરાંત ડાક્ટર જેન (Jane) ની 'એક્ષપેક્ટોરન્ટ' (Expectornnt) નામની દવા પણ બહુ ગુણકારક છે.

(૮) કરડ (વીંછીનો)—એળચીનો અર્ક કે એળચી ચાવીને મૂકવાથી કંઇક આરામ મળે છે

(૯) કાપ—'ક્રિયોસોટ' (Croosole) ના એક બે ટીપા કાપ ઉપર નાંખવાથી લોહી વહેતુ બંધ થશે. કાપ જરા દાબી, તેના ઉપર હળદર ભરભરાવી મજબૂત પાટો બાંધવાથી આરામ થઇ જશે.

## ૩ જંતુનાશક ઉપાયો.

(૧) કીડીઓ—ખાડના પીપમાં કીડીઓ જતી અટકાવવાનો એક ઉપાય એ છે કે તે પીપના મોઢા નજીક ચાકનો પોહોળો પટો કરતો કરવો

(૨) માખીઓ—લોહી કે કઇ એવુ બીજુ વપાવી તેના ઉપર 'કાર્બોલીક એસીડ' નાં વીશ ટીપા નાંખવાથી માખીઓ ભાગી જશે.

(૩) મચ્છરો—કપૂરનો કકડો બાળવાથી મચ્છર દૂર થશે.
( પૂજનમાં કપૂરની આરતી કરવાથી આ પણ અનાયાસે ફાયદો થાય છે )

(૪) 'મેલેરીયા' ના મચ્છરો—જે સ્થળે 'મેલેરીયા' ના મચ્છરોનો ઉપદ્રવ હોય, તે સ્થળે તુલસીના કુડા રાખવાથી, તે ઉપદ્રવ એકદમ દૂર થઇ જશે.

(૫) ઉંદરો—'ક્લોરાઇડ ઓવ લાઇમ' થી ઉંદરો એકદમ ભાગી જાય છે. કેમકે તેની ગંધ તેઓને બહુ સતાવે છે

## ૪ સામાન્ય

(૧) શીશીઓ સાફ કરવી—કોયલાનો બારીક ભુકો અને ગરમ પાણીથી શીશીઓ એકદમ સાફ થઇ જાય છે

(૨) પગરખા—પગરખાંને પાણીની અસર ન લાગે તેવાં કરવા હોય તો એરંડીયામાં તેને ખૂબ બોળવા. બોલવાં બંધ કરવાં હોય તો તળીયાની વચમાં ખીલી નંખાવવી.

(૩) કોયલા—ઘરમાં અંધારાવાળી અને ભીનાશવાળી જગોએ કોયલાના કડકા રાખવાથી કંઇ શરદી ઓછી થાય છે

(૪) ચીમનીઓ સાફ કરવી—દીવાની ચીમનીઓ સાફ કરવામા રદી કાગળો છાપાનીઓ વગેરે બહુ સારૂ કામ કરે છે. તેવા કાગળના એક કકડા ઉપર એક ટીપુ પાસલેટ નાખી તે વતી ચીમની ઘસવાથી ચકચકાટ થશે.

(૫) ચરબીના ડાઘ—લુગડાં ઉપર ચરબીના ડાઘ પડ્યા હોય તો તેટલા ભાગને 'ટરપેન્ટાઇન' મા બોળો, પછી નીચે એક 'બ્લોટીંગ પેપર' રાખી ખૂબ દાબશો તો ટરપેન્ટાઇનવડે છુટી પડેલી ચરબી 'બ્લોટીંગ' માં ચુસાઇ જશે.

(૬) લુગડાને કાટના ડાઘ—એવા ડાઘને લીંબુ અને મીઠાના રસથી રસબસ કરવા. ત્યાર બાદ તે લુગડુ તડકે સુકવવુ એમ બે ચાર વખત કરવાથી તે ડાઘ દૂર થશે.

(૭) ઉનના કપડાં—તેમા કાણા પડી ખવાઇ જાય છે તેને માટે એક ઉપાય એ છે કે-તેને પેટીમા મુકતાં પહેલાં ખૂબ ઝાટકવાં; પછી તેને એક કાગળની કોથળીમાં મુકી, તે કોથળી બરાબર બંધ કરી દેવી

સાકરલાલ મોતીલાલ

---

# मनुस्मृतिमांथी आपणो धर्म तथा व्यवहार वगेरे.

અનુસંધાન ગત અંક ૧ પૃષ્ઠ ૨૪ થી.

પાચમા અધ્યાયમા "ભક્ષ્યાભક્ષ્યનો વિચાર" "આશૌચ નિર્ણય" તથા "સ્ત્રીઓના ધર્મ" વિષે કહેલુ છે. તેમાંથી ભક્ષ્યાભક્ષ્ય સંબંધી અહીં લખવામાં આવે છે.

ઋષિઓએ સ્નાતક બ્રાહ્મણના ધર્મોનુ ચોથા અધ્યાયમા જણાવ્યા પ્રમાણે શ્રવણ કર્યા પછી મહાત્મા ભૃગુ ઋષિને પુછ્યુ કે તે પ્રમાણે ધર્મનુ આચરણ કરનાર બ્રાહ્મણોનું મૃત્યુ શા માટે થાય છે? તેના જવાબમા ભૃગુઋષિએ જણાવ્યું કે—

अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥ ४ ॥

અર્થ—વેદનો અભ્યાસ નહીં કરવાથી સદાચારનો ત્યાગ કરવાથી આલસ્યથી અને અન્નના દોષથી બ્રાહ્મણો મૃત્યુને પામે છે

આ શ્લોક સંબંધમા એવો સવાલ થશે કે શુ બ્રાહ્મણ એ તેમા લખ્યા દોષ ન કરે તો તેનું મૃત્યુ કોઇ કાળે નહીં થાય? શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખીએ તો તેમજ આયુર્વેદમાં જણાવ્યું છે, તે પ્રમાણે તેમનુ મૃત્યુ ન થાય એ કાંઇ નવાઇ જેવું

નથી; પરન્તુ હાલ તે વાત માનવામાં નહીં આવે, તેમ વખતે બુદ્ધિમાં પણ ઉતરશે નહીં, તેથી તેનો સંકુચિતઅર્થ કરશું તોપણ ચાલશે; એટલે કે હાલ આયુષ ઘણું ટુંકું થઇ ગયું છે, તે જો તે પ્રમાણે ધર્મનું પાલન કરવામાં આવે તો નહીં થાય તથા માણસ દીર્ઘાયુષ ભોગવી શકશે. શ્રદ્ધા સહિત તથા યમનિયમ સાથે વેદાભ્યાસ કરવામાં આવે તો તેમા જણાવેલ ફળ મળે, તેમાં શંકા લેવા અવકાશજ નથી બીજી તરફ સદ્વર્તન તેના ખરા અર્થમા રાખવામા આવે, આલસ્યનો તમામ રીતે ત્યાગ કરવામાં આવે તથા અન્નથી થતા દોષોથી બચવા કાળજી રાખવામાં આવે તો દીર્ઘાયુષ માણસ ભોગવે, એ પણ બીનતકરાર બાબત છે કુલ્લૂક ભટ્ટ પોતાની ટીકામાં કહે છે કે ઉપરના શ્લોકમા કહ્યા પ્રમાણે વર્તવામાં ન આવે તો અધર્મ ઉત્પન્ન થાય છે તથા તેથી આયુષનો ક્ષય થાય છે.

કઇ કઇ વસ્તુ બ્રાહ્મણોને અગ્રાહ્ય છે ને કઇ ગ્રાહ્ય છે, તે નીચેના શ્લોકમાં બતાવે છે.

लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ ५ ॥

અર્થ—લસણ, ગાજર, ડુંગળી, બીલાડાની બળી, અપવિત્ર ખાતરથી ઉત્પન્ન થયેલા પદાર્થ દ્વિજને અભક્ષ્ય છે (અપવિત્ર ખાતરમા કુલ્લૂક ભટ્ટ વિષ્ટાદિનો સમાવેશ કરે છે)

લસણ, ગાજર અને ડુંગળી પૈકી લસણ તથા ડુંગળી ખાવા જેવાં નથી એમ મોટો ભાગ કબુલ કરે છે; પણ ગાજરના સંબંધમા આપણા અમુક સમુદાયમા તે પ્રસિદ્ધ રીતે લેવાય છે, તથા એ વિશેષ શોચનીય છે કે આપણા ભૂદેવો પણ તે લેવામાં પ્રત્યવાય ગણતા નથી. જનાવરને એટલે ગાયઘોડાંને ગાજર ખવરાવવામા આવે છે તેમ ઔષધિ તરીકે તેનો અમુક પ્રસંગે ઉપયોગ કરવામા આવતો હશે, પરન્તુ તેમાં પણ તે વીર્ય બગાડે છે એ વાત સિદ્ધ છે. ગમે તેમ હોય તોપણ એ પદાર્થ લેવાનો શાસ્ત્રથી નિષેધ છે, તે બ્રાહ્મણોએ તો લેવા નહીંજ જોઇએ લસણ, ડુંગળી બાબતમાં તે છાની છપની રીતે લેવાતાં હશે, એમ જણાય છે તથા કેટલેક સ્થળે પ્રસિદ્ધ રીતે પણ લેવાય છે. તે સંબંધમા તેમા દુર્ગંધી એટલી બધી છે કે તે એક કારણ જ તેને અગ્રાહ્ય ઠરાવવામા બસ છે તે લેનારના પરસેવા શ્રીએની અગ્રાહ્ય ગંધ હોય છે આવા દુર્ગંધી પદાર્થ નહીં લેવા એમ મનુમહારાજે સ્પષ્ટ લખ્યું છે, તેમ ગીતામા શ્રીભગવાને પણ ૧૭ મા અધ્યાયમા શ્લોક ૧૦ મામા નીચેના પદાર્થના આહારને તામસ આહારમા ગણ્યા છે અને તેમા લસણ, ડુંગળીનો પણ સમાવેશ થાય છે

यातयामं गतरसं पूतिपर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

અર્થ—અર્ધપકવ અથવા અતિપકવ થવાથી શુષ્ક તથા નીરસ અથવા ચોખા

આદિ પડ્યા પછી એક કે વધારે પ્રહર જવાથી ઠંડા થઇ ગયેલ હોય તેવા, વળી જેમાથી સાર અંશ કહાડી લીધો હોય તેવા તેમજ દુર્ગંધિવાળા તથા સતવાસી તથા ઉચ્છિષ્ટ તથા અમેધ્ય એટલે યજ્ઞ માટે અયોગ્ય અને અપવિત્ર એવા પદાર્થનો આહાર તામસ આહાર કહેવાય છે.

હવે બ્રાહ્મણ પ્રકૃતિથીજ શાન્ત સ્વભાવના હોવા જોઇએ તથા તેનામાં સત્વગુણ જોઇએ, એ પ્રથમ બતાવી આપ્યુ છે. બ્રાહ્મણના સ્વાભાવિક ધર્મ ગીતામા અધ્યાય ૧૮ માં શ્લોક ૪૨ માં બતાવ્યા છે, તે અહીં ફરીને લખવામા આવે છે

शमोदमस्तपः शौचं क्षांतिरार्जवमेवच ।

ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्म कर्मस्वभावजम् ॥ ४२ ॥

અર્થ—શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિકપણું એ બ્રાહ્મણના સ્વભાવિક ધર્મ છે જ્યારે બ્રાહ્મણની શાંત પ્રકૃતિ હોવી જોઇએ તથા જેનામાં સત્વગુણ પ્રધાન જોઇએ તેણે તામસ પ્રકૃતિ ઉત્પન્ન કરે તેવા પદાર્થ ખાવા નજ જોઇએ એ સ્વત. સિદ્ધ થાય છે એટલે વ્યવહાર તેમજ પરમાર્થની નજરે જોતાં લસણ, ડુંગળી બ્રાહ્મણોએ બીલકુલ લેવા ન જોઇએ.

लोहितान्वृक्षनिर्यासान्व्रश्चनप्रभवांस्तथा ।

शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ ६ ॥

અર્થ—ઝાડમાથી ઝરેલા અગર છેદવાથી ઉત્પન્ન થએલા રાતા અને ધોળા ગુંદર તથા વડગુંદા અને ગાયના દુધની બળી એ ત્યાજ્ય છે

अनिर्दशाया गोः क्षीरमौष्ट्रमैकशफं तथा ।

आविकं संधिनीक्षीरं विवत्सायाश्च गोःपयः ॥ ८ ॥

અર્થ—જે ગાયને વીયાયાને દશ દિવસ ન થયા હોય તે ગાયનું દુધ, ઉંટડીનું તથા એક ખરીવાળીનુ ( ઘોડી ગધેડી વિગેરેનુ ) દુધ તેમજ ઘેટીનુ દુધ તથા ગર્ભવતી ગાયનું દુધ તથા જેનો વાછડો મરી ગયો હોય તેના દુધનો ત્યાગ કરવો. ગાય શબ્દમાં ભેંશનો સમાવેશ થાય છે. એટલે દશ દિવસમા તેનુ દુધ ખાવું નહિ. અજ્ઞાનથી કેટલાક આ નિષેધ માત્ર જનોઇવાળાને લાગુ છે એમ ગણી લીઓ તથા બચ્ચાઓના ઉપયોગમા વીયાણા પછી દશ દિવસમા દુધ વાપરે છે, પરન્તુ તે દુધ તન્દુરસ્તીને નુકશાન કર્તા છે; તેથી તેનો નિષેધ કર્યો છે

आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना ।

स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ॥ ९ ॥

અર્થ ભેંસ સિવાય અરણ્યમા ઉત્પન્ન થનારાનું દુધ તેમજ સ્ત્રીનુ દુધખાવુ નહી તથા સર્વ જાતના આથા નાખીને કરેલા અને ખાટા થઇ ગયેલા પદાર્થો ખાવા નહી.

('मृग' શબ્દમા બીજા પશુને સમાવેશ થાય છે ) પરન્તુ નીચેના શ્લોકમાં અપવાદ તરીકે જે ચીજો ખવાય તે બતાવી છે

दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम् ।
यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ १० ॥

અર્થ—ખાટા પદાર્થમાં દહિં તથા દહિંમાથી બનેલા પદાર્થો ખાવા તેમજ ફૂળ ફુલમાથી કાઢેલા રસો પણ ગ્રાહ્ય છે.

તે પછીના શ્લોક ૧૧ થી ૫૮ સુધીમા બતાવેલો પ્રસંગ હાલ પ્રચલિત નથી, તેથી આંહી દાખલ કરેલ નથી તેમાથી માત્ર શ્લોક ૨૪ તથા ૨૫ આહી દાખલ કર્યા છે, કારણ તેમા અમુક પદાર્થ વાસી છતા ખાવા જેવા ગણ્યા છે તથા તેવા પદાર્થ વ્યવહારમાં અને વિશેષ કરીને વિવાહ વિગેરે પ્રસંગમાં વાસી છતાં પણ ઉપયોગમાં લેવાય છે.

यत्किंचित्स्नेहसंयुक्तं भक्ष्यं भोज्यमगर्हितम् ।
तत्पर्युषितमप्याद्यं हविःशेषं च यद्भवेत् ॥ २४ ॥

અર્થ—જે પદાર્થ ઘી તથા તેલવાળા હોય (એટલે ઘી તેલમા તળ્યા હોય ) અને બગડી ન ગયા હોય તેવા પદાર્થ વાસી હોય તોપણ ખાવા માટે ગ્રાહ્ય છે. તેમજ હોમ કરતા બાકી વધેલો પદાર્થ હોય તો તેપણ વાસી છતા ખાવો.

चिरस्थितमपि त्वाद्यमस्नेहाक्तं द्विजातिभिः ।
यवगोधूमजं सर्वं पयसश्चैव विक्रिया ॥ २५ ॥

અર્થ—યવ (જવ) તથા ઘઉંના પદાર્થો દુધમા બનાવેલા હોય અને ઘીથી સ્નિગ્ધ ન હોય એટલે વિશેષ ન હોય તો તેવા પદાર્થ પણ વાસી છતા ખાવાની છુટ છે.

ગુલાબરાય વજેશંકર છાયા.

---

# नागरग्रन्थकारो.

१ भर्तृयज्ञ (ઈ સ ૩૪૮, નિવાસસ્થાન ચમત્કારપુર અથવા નગર અથવા અર્વાચીન વડનગર)—૧ કાત્યાયનશ્રૌતસૂત્રટીકા, ૨ પારસ્કર ગૃહ્યસૂત્ર ટીકા, (નાગરખંડ?)

२ उव्वट * ( ઇ સ ૧૦૨૧, વજ્રટપુત્ર, આનંદપુર વર્તમાન વડનગર નિવાસી )—૧ શુકલ યજુર્વેદ સંહિતાનુ ભાષ્ય શ્લોક ૬૯૦૦, ૨ માધ્યંદિનભાષ્ય પત્ર ૧૩૦, ૩ ઈશોપનિષદ્ભાષ્ય, ૪ શૌનકકૃત ઋગ્વેદપ્રાતિશાખ્યનું ભાષ્ય ( પાર્ષદભાષ્ય ) શ્લોક ૨૨૦૦, ૫ વાજસનેયિપ્રાતિશાખ્યભાષ્યં (માતૃમોદક), યાજુર્વેદી મંત્રસંહિતાનુ ભાષ્ય, ૭ પાર્ષદસૂત્રનીવૃત્તિ, ૮ શુકલયજુઃપ્રાતિશાખ્યનુ ભાષ્ય, ૯ સર્વાનુક્રમણીભાષ્ય, ૧૦ વેદાર્થદીપિકાટીકા.

## २ स्कोलरशीप, प्राइझ विगेरे.

१ संस्थान जूनागढ तरफथी जूनागढवासी रा. रा. सवाइलाल हरिलाल जेओ फाइनल बी. एे. मां हता, तेओने पुनानी एग्रीकल्चर कोलेजमां अभ्यास करवा माटे रु. ३० नी एेडवर्ड मेमोरीयल स्कोलरशीप आपवामां आवी छे

२ संस्थान जूनागढ तरफथी जूनागढवासी रा. रा. इन्दुराय नौतमरामने संस्थान जूनागढ तरफथी टेक्नीकल लाइननी ईलेक्ट्रीकलीन एेन्जीनीयरींग खातानी स्कोलरशीप आपवामां आवीछे

१ छात्र गोकुलजी झाला वेदान्त प्राइझ—" The Influence of the Vedant of Shankar on the popular religion in Western and Southern India, and whether and how far it led to and influenced the Bhakti Shool of thought and religion "—ए विषय उपर निबंध लखवाथी जामनगरनिवासी रा. रा. श्री दुर्लभजी रेवाशंकरने बीजी वख्त ते बाबतनुं इनाम मळ्युं छे.

---

## ३ परीक्षानां परिणामो.

१ लंडननी एसोसीयेशन ओव बुक कीपींग टीचर्सनी बुककिपिंग अने एकाउन्टन्सीनी एडवान्स कोर्सनी परीक्षा—प्रीतमलाल मणिशंकर पेराजी

२ सदर एलीमेन्टरी परीक्षा—रा. छगनलाल मोतीलाल वछराज जातीजामखंभालीया.

३ जामनगर स्टेटनी वकीलातनी परीक्षा—

१ रा. दोलतराय कमाणुजी (फर्स्ट क्लार्क) २ रा. हरखशंकर जटाशंकर ओझा.
३ रा. अमृतलाल रेवाशंकर मांकड. ४. रा. पंड्या.

४ अमदावाद युनिवरसीटी—( जामनगरवासीओ )

एल. एल. बी.—१ रा. छगनलाल तुलजाशंकर दायी.
बी. ए.—१ रा. रतिलाल त्रिकमराय ओझा.
ओन. ए.— १ रा. प्रभुदलाल तुलजाशंकर दायी.
२ रा. लाभशंकर नथुभाई
मेट्रीक — १ रा. शिवप्रसाद उमेदलाल दायी

५ पोस्टल इन्पेक्टर अने हेडकलार्कनी डीपार्टमेंटल परीक्षा—

रा. जयंतिलाल प्राणशंकर ओझा—जामनगर

---

## ૪ દુકાળમાં કરેલ મદદની કદર.

રાજકોટ સંસ્થાનના નેકનામદાર ઠાકોરસાહેબે ગતવર્ષના દુકાળમાં નાણાંની મદદ આપીને તથા જાતે સેવા કરીને કરેલ મદદની કદર પોતાની રા. રા. શ્રી મગળપ્રસાદ દુર્ગાપ્રસાદજીને તથા રા. રા. શ્રી ભગવતરાય વજેશંકર છાયાને રૂપાના કુમમાં જડેલ પોતાના ફોટોગ્રાફ સાથે કિંમતી પોશાક આપ્યો છે નામદાર ઠાકોર સાહેબની ગુણજ્ઞતાને માટે આખી પ્રજાને બહુ સંતોષ થયો છે

---

## ૫ મુંબઈ.

મુંબાઈનાગરયાગરમંડળ તરફથી આપણા ભાઇઓને શારીરિક કસરત કરવા માટે ક્રિકેટની રમતનાં સાધનો પુરાં પાડવામાં આવ્યાં છે

શ્રી મઆનંદસ્તકની સ્કોલરશીપ તથા ઉપર જણાવેલ ક્રિકેટફંડમાં જુદા જુદા ગૃહસ્થો તરફથી મળીને કુલ રૂ ૪૯–૮–૦ ભેટ મળ્યા છે આશા છે કે બીજા ઉદાર બંધુઓ પણ આ કાર્યપરત્વે પોતાથી બનતી સાહાય્ય આપવા ચુકશે નહિ

---

## ૬ સ્વર્ગસ્થ વૈદ્યરાજ બાવાભાઇ અચળજીનું ઓઇલ પેઇન્ટીંગ શ્રી હાટકેશ્વરની સાનિધ્યમાં ખુલ્લું મુકવાની ક્રિયા.

જામનગરમા તા. ૨૨–૫–૧૩ ને રોજ ઉપર્યુક્ત ક્રિયા રા. રા. શ્રી ગુલાબરામ વિજયશંકર છાયાના પ્રમુખપણા નીચે શ્રી હાટકેશ્વરજીના મંદિરમાં નાગરજ્ઞાતિના સંમેલનમાં કરવામાં આવી હતી આ ઓઇલપેઇન્ટીંગ વૈદ્યરાજના ભત્રીજા રા. રા. શ્રી મણિભાઈ લક્ષ્મીશંકર તરફથી રૂ. ૪૦૦ ને આશરે ખર્ચ કરી તૈયાર કરાવ્યું છે પ્રસંગ વિવાહોત્સવનો હોવાથી લગભગ ૪૦૦ ગૃહસ્થો સભામાં હાજર હતાં રા. રા. શ્રી વેણીશંકર હરિશંકર વૈષ્ણવ બી એ એ પ્રમુખની દરખાસ્ત મુકતાં સ્વર્ગસ્થ વૈદ્યરાજના અનેક ગુણોનું સંક્ષેપમાં સંકીર્તન કર્યું હતું પ્રમુખ સાહેબે પોતાની પ્રમુખ તરીકેની પસંદગીના કાર્ય માટે સૌનો ઉપકાર માન્યા પછી સ્વર્ગસ્થ વૈદ્યરાજ કેવા ઉચ્ચ કુળમાં જન્મ્યા હતા, ધર્મ ઉપર તેઓની કેવી અડગ શ્રદ્ધા હતી, આયુર્વેદમાં તેઓ કેટલા બધા પારંગત હતા, અને જ્યાં જ્યાં ઉપચાર માટે જતા ત્યાં ત્યાં કેવો વિજય મેળવતા હતા, ઉદારતાના તો અવધિ, રંકના આશ્રયરૂપ અને સંપૂર્ણ નિખાલસ હૃદયના હતા, તે વિષે બહુ મર્મશાળી વિવેચન કરી, ઓઇલપેઇન્ટીંગ આપવા માટે રા. રા. શ્રી મણિભાઇનો તેઓએ ઉપકાર માન્યો હતો ત્યારબાદ સુપ્રસિદ્ધ વિદ્વર્ય શાસ્ત્રી હાથીભાઇએ પણ અતિ હૃદયભેદક વક્તૃત્વથી સ્વર્ગસ્થના ગુણોનું વર્ણન કરતાં બહુ સુંદર ભાષણ કર્યું હતું, એટલુંજ નહિ પણ પ્રસંગને અનુસરી સ્વર્ગસ્થની પ્રશસ્તિરૂપ સંસ્કૃત પદ્યો આપ્યા સભાજનો હતાં ત્યારપછી જુદી જુદી બાજુએથી પ્રસંગને લગતાં ભાષણો થયાં હતાં. બાદ તસવીર ખુલી મુકવાની ક્રિયા પ્રમુ-

પને હાથે થતાં, અને હારતોરા વેંહેચાયા બાદ શ્રીજી તથા નામદાર જામસાહેબનો ,જય બોલતી સભા વિસર્જન થઇ હતી.

## પુસ્તકોની પોહોંચ.

નીચે લખેલાં પુસ્તકો અમને તેઓના કર્તાઓ તરફથી મળ્યાં છે, તેના ઉપકાર સહિત સ્વીકાર કરીએ છીએ સમાલોચના હવે પછી આપવામાં આવશે.

| નામ | ભાષાન્તર કર્તા અથવા કર્તા. |
|---|---|
| ૧ વેદાન્તકેસરી ( શતશ્લોકી ) | રા રા. શ્રી નારણલાલ પોપટભાઇ |
| ૨ સ્વાનંદસુધાસાગરનાંસાચાંમોતી (વેદાન્ત કાવ્ય) | રા. રા શ્રી હીરાલાલ જાદવરાય બુચ. |
| ૩ શ્રી આત્મમહોત્સવ નાટક | રા. રા શ્રી નાગરલાલ મોહનલાલ પાઠક. |
| | સંપાદક રા રા. શ્રી દેવશંકર વૈકુંઠ ભટ્ટ |

## ૮ નિમણુંક ફેરબદલી વિગેરે

**વડોદરા**—૧ રા. રા. શ્રી રવિશંકર વલ્લભજી આચાર્ય એમ એ. વડોદરાના રાજ્યના કેમીકલ એનેલાઈઝરના ટેક્નીકલ આસીસ્ટંટ, રૂ. ૭૫ થી ૧૦૦ સુધી ચઢતા પગારે નીમાયા છે

૨ રા રા. શ્રી ઉત્તમરામ કેશવરામ ઓઝા બી. એ વાંકાનેર હાઇસ્કુલમાં સ્પેશીયલ આસીસ્ટંટ રૂ ૬૦-૦-૦ થી નીમાયા છે

૩ રા રા. શ્રી જયસુખરામ પુરૂષોત્તમરામ જોષીપરા એમ. એ. વડોદરા રાજ્યના દીવાન સાહેબના નેટીવપ્રેસરીપોર્ટર રૂ ૧૦૦ થી રૂ ૧૨૦ સુધી ચઢતા પગારે નીમાયા છે

૪ રા. રા. શ્રી જન્મશંકર મહાશંકર બુચ વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીમાં વિલેજ લાઇબ્રેરીયન તરીકે રૂ ૫૦ થી રૂ ૧૦૦ સુધીના ચઢતા પગારે નીમાયા છે.

**ભાવનગર**—૫ રા રા શ્રી બળવંતરાય રણછોડદાસ દેસાઇ એજન્સીની નોકરીમાંથી પાલીતાણાના રાજ્યના ટ્રેઝરી ઓફીસર તરીકે રૂ ૧૦૦ થી રૂ ૧૫૦ સુધી ચઢતા પગારે નીમાયા છે.

૬ રા. રા જશવંતરાય વસંતરાય મહેતા બી. એ ભાવનગર હાઇસ્કુલમાંથી અમરેલી હાઇસ્કુલમા રૂ. ૬૦ ના પગારથી આસીસ્ટંટ માસ્તર નીમાયા છે

૭ રા રા. શ્રી ભગતરામ ઇચ્છાશંકર મહેતા નવસારી ક્રેડીટ બેંકની શાખાના મેનેજર તરીકે રૂ ૧૦૦ થી નીમાયા છે.

**રાજકોટ**—૮ રા રા. શ્રી કેશવલાલ વજેશંકર ધાળકીયા બી. એ. રૂ ૬૦ થી સોરાષ્ટ્ર હાઇસ્કુલના આસીસ્ટંટ માસ્તર નીમાયા છે.

**વઢવાણ**—૯ રા રા. શ્રી બેચરલાલ બાપુભાઇ વેાેરા ભાભરા મેનેજરની જગોએ થી નવાનગરના કામદાર રૂ. ૭૫ થી નીમાયા છે.

ગોંડળ—૧૦ રા. રા. શ્રી ત્રિભુવનદાસ મથુરાદાસ રૂ. ૫૦ થી કાળાવડ મામલતદાર નીમાયા છે.

જામનગર—૧૧ રા. રા. શ્રી મૂળશંકર લક્ષ્મીશંકર માંકડ જેઓ જામનગરના રાજ્યમાં પેનશનર તરીકે હતા, તેઓને નેકનામદાર જામસાહેબે બોલાવીને પોલીસખાતામાં આસીસ્ટંટ સુપરીન્ટેન્ડન્ટ તરીકે રૂ. ૧૫૦ પગાર તથા રૂ. ૨૫ ના ભથ્થાથી નીમ્યા છે. તેમજ તેઓને ઉંચી કીંમતનો ઘોડો અને રીવોલ્વર એનાયત કરેલ છે.

૧૨ રા. રા. શ્રી રવિશંકર વજેશંકર બધા કાઠીઆવાડ એજન્સી વેકસીનેશન ખાતામાં રૂ. ૭૫ પગાર તથા રૂ. ૨૫ ના ભથ્થાથી બીજા ગ્રેડના આસીસ્ટંટ નીમાયા છે.

૧૩ રા. રા. શ્રી બિહારીલાલ છોટાલાલ વછરાજાની એલ. એમ. એન્ડ. એસ. અમદાવાદની મેડીકલ સ્કુલમાં રૂ. ૧૦૦ થી સર્જરીના ટયુટર નીમાયા છે.

૧૪ રા. રા. મગનશંકર રેવાશંકર અંજારીયા ભાડવેથી સીબિલ મેનેજર તરીકે રૂ. ૬૦ થી અને ત્યાંથી ડેપ્યુટી મેનેજર તરીકે નીમાયા છે.

૧૫ રા. રા. શ્રી દુર્ગાશંકર મોતીરામ રીડાણીની બદલી ભાણવડ મળતા પગારે મામલતદાર તરીકે થઈ છે.

ત્રિમાસિક ઓફીસ.

---

# चर्चा पत्र.

## ત્રિમાસિકના રા. રા. શ્રી તંત્રી સાહેબ !

હાલમાં મુંબઈમાં વસતા આપણા ભાઈઓની મુશ્કેલીઓ સબંધે ફરીયાદ ગયા અંકમાં આવી છે. તેનો ચિતાર મેં જાતે, ગયા ફેબ્રુઆરી માસમાં જ્યારે હું મુંબઈ કામપ્રસંગે ગયો હતો, ત્યારે તાદ્રશ કર્યો છે. ખરેખર, એ અત્યંત શોચનીય છે કે–જ્યારે અન્ય જ્ઞાતિઓ તરફથી આ સબંધી સગવડતાઓ ઘણા વખતથી પુરી પાડવામાં આવે છે, ત્યારે હજુસુધી આપણી જ્ઞાતિમાં આ ફરીયાદ ચાલુ છે. હાલના પ્રવર્તતા પ્રવાહમાં વિદ્યાર્થે અથવા ઇતર ઉદ્યમાર્થે મુંબઈમાં સૌને સાથે રહેવાની જરૂર પડી છે, ત્યારે તેટલાજ પ્રમાણમાં તેની રેહણી મોંઘી થતી જાય છે. આવા સંજોગોમાં આપણી જ્ઞાતિ તરફથી એક "બોર્ડીંગ હાઉસ" (ભોજન વિશ્રામાલય) જેવું એક મકાન યોજવાની અત્યંત આવશ્યકતા ઉત્પન્ન થઈ છે, એ વાત નિરુત્તર છે. તેમાં બની શકે તેટલા ઓછા મુલ્યે રેહેવાને માટે હવા પ્રકાશવાળા મકાનની અને ભોજન માટે સાદો પણ તંદુરસ્ત ખોરાકની વ્યવસ્થા કરી આપવામાં આવે, તો આપણી જ્ઞાતિના ઉન્નતિ વ્યાપક પ્રયાસ માટે ઓછું અગત્યનું નથી. વ્યાપારી દ્રષ્ટિથી સ્થપાયેલ તેવાં ખાતાંઓ ઉપર્યુક્ત હેતુઓ જાળવી ન શકે, તે દેખીતુંજ છે. આ ખામી પૂરી પાડવાની આવશ્યકતા એટલી બધી તાત્કાળિક છે કે હવે તે વિષે વાદવિવાદમાં સમય ગાળી નાંખવા જેવું રહ્યું નથી. તેને માટે એક સારૂં ફંડ એકઠું કરવાની શરૂઆત કરવી, એજ કર્તવ્ય છે.

આ ફંડની શરૂઆતમાં હું પોતે મારી શક્ત્યનુસાર—સરોવરમાં એક બિંદુવત્—(રૂ ૧૦૦) પ્રથમ ભરવા તૈયાર છું અને આ બાબતમાં અન્ય ગૃહસ્થોને સૂચનારૂપ થઇ પડે, એવી યોજના કરવામાં નિમિત્તક સાધનભૂત થશે, એવી આશા રાખું છું

લાભશંકર પીતાંબરદાસ મહેતા.

આ સબંધી મુંબઇ વડનગરા નાગર મંડળ તરફથી આવેલા વૃત્તાંત અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે મુંબઇવડનગરાનાગરકલબતરફથી એક પત્ર ઘણો મોડો આવવાથી પ્રસિદ્ધ થઇ શક્યો નથી, આવતા અંકમાં તે પ્રસિદ્ધ કરવામાં આવશે તેજ પ્રમાણે આવતા અંકમાં તે સબંધી કંઇ યોજના ઘડી કાઢી જ્ઞાતિ સમક્ષ રજુ કરવામાં આવશે. દરમ્યાન આ બાબતના ફંડમાં આપણી જ્ઞાતિના ગૃહસ્થો સ્વશક્ત્યનુસાર પોતાનો ફાળો આપવાનું યોગ્ય ધારશે, એવી આશા રાખવામાં આવે છે

તંત્રી.

## THE PORBANDAR UNION CLUB AND LICUTENANT BELL, POLITICAL AGENT SORATH PRANT.

The usual, annual Social Gathering of the Vadnagara Nagar Union Club, was held on the night of the 27th May 1913, in the Jubilee Hall, Porbandar The proceedings of the Club began exactly at 9 p m Lieutenant Bell, Political Agent, Sorath Prant occupied the chair Darbar Shree Vajsurwala, Senior Administrator, Kalianrai Jetha Bakshi, Junior Administrator, the Minor Rana Saheb, Thakore Sahebs of Wadhan and Chuda, some other distinguished State-Guests and about one thousand other gentlemen had graced the occasion The Honorary Secretary Mr Chunilal Kalianrai first read the report and the most picturesque, attractive and excellent recitations with some dialogues began. They lasted for about one hour and a half and ended with presidential address of Lieutenant Bell which, very interesting, is given below in full—

### Administrator Saheb and Gentlemen!

It is very seldom, we have an opportunity given us of meeting the representatives of a large community such as is assembled in this room to-night, and I am especially glad that I have been invited to attend it This club, as of course you are all aware is one which was founded in 1908 for the purpose of bringing the

Nagar Community together once a year at least It has also other objects such as the encouragement of female education, the assisting of poor members of the comunity where necessary cases arise, and the promotion of a mental, physicial and moral training, such as will enable the Nagar community to keep the high place it has won in the realms of learning Each and every one of these objects is greatly to be encouraged and it is much to be hoped that the Club will increase with the years the reputaion it has already gained The Nagars are a learned race, and in these days when the standard of education is being generally raised, no community can afford to remain passive. We all know that a little exertion is often required to keep the lead in a race But it takes a greater amount of exertion to catch up once one has been passed Well, Gentlemen, I do not think the Nagar Community is in danger of being passed It has acquired for itself, a leading place in the educational and administrative world from which it may not easily be removed I suppose the history of your people is well-known to you all, but a recapitulation of it can do no harm and at the least can be of interest to those of you who do not happen to be Nagars and who have accepted the Club's kind invitation to attend here to-night. The Nagars were originally settled at Anatpur, now known as Vadnagar On different occasions they emigrated westward into Kathiawar in the 15th century and eastward into Gujrat, Rajputana and the North-west Provinces They studied Sanskrit and Persian and never left off acquiring such knowledge and characteristics as turned them into what may be called "*Working Rulers*" of many of the parts in which they had settled Many noble Nagars have been produced in Kathiawar The first Kathiawar-Poet Narsinh Mahta, who lived in 1470 A D. was a Nagar. So also were Manishanker Kikani, the reformer, Dr. Bhagwanlal and Acharya Vallabhji, the Antiquarians, Dewan Amarji, Anantji, Gokaljee Jhala, Gaurishanker Oza, Dewan of Bhavnagar are too well known as statesmen to need any special eulogy from me, and from all one can see, the present generation is no whit behind previous ones in ability. Mention of Raja Munshi Madholal C.

S. I. a Member of the Viceroy's Council and first Patron of Society is sufficient to show this. The Nagar Community hold high administrative positions and Colonel Hunter's eulogy uttered only a short time ago in London, shows in what high esteem one British Officer of high position at least holds its members, and now I think there is no more I can say of your past and present history which cannot be found in your own periodicals and indeed which must be already known to all of you; so I will refer for a minute to the Society which is to-night our host. I have a short time ago recounted its objects. Now let us see some of its results. To begin with the membership is now over eighty. This is very gratifying. For it shows that mutual support is the keynote of the Community. We in England have a proverb which runs "UNION IS STRENGTH". I suppose this in Gujarati is "પચની લકડી એકનો ભાર" and its truth is always obvious. Secondly, it has kept the Nagars of Porbandar in close touch with their brethren in other parts of Kathiawar and indeed in other parts of India. Thirdly, it has fulfilled its object with regard to education. This much may be seen from the excellent entertainment we have just witnessed. It is clear that the Nagars of Porbandar are just as anxious for advancement and as hard-working as their fathers were before them. Now Gentlemen, I have already taken up too much time, so with a word of encouragement I will end. You know the success is the most potent form of encouragement. Anyhow it carries the greatest weight. Your success is your own encouragement and so all I can give to supplement it is advice. My advice is "NEVER DESPAIR" (loud cheers) 'કદી હિંમત ન હારો શ્રમનું પડશે મેવા દેવાશે.' And now I must thank you for asking me to preside at this meeting. I have done so as a pleasure and not as a duty, and I sit down with the hope that as a result the efforts of the Nagar Union Club may be stimulated to further success. (Loud and continued cheers.)

**Chunilal Kalianrai Baxi.**
Honorary Secretary.

# बालोत्सव अने श्रीयुत राजा मुनशी माधोलाल सी. अेस. आई, बनारस.

નેક નામદાર લોર્ડ હાર્ડીંજ, હિંદુસ્તાનના વાઇસરાય સાહેબ તથા તેમના બાનુ લેડી હાર્ડીંજ સાહેબ તા. ૨૩-૧૨-૧૨ને રોજ દીલ્હીને પાયતખ્ત શેહેર ઠરાવી રહેલ વેહેલા ત્યાં દાખલ થવા હતા, તે સમયે કોઈ નરાધમે નીચ કૃત્ય કરી, તેમના જાન ઉપર હુમલો કરેલો હોવાથી પરમ કૃપાળુ પરમાત્માએ તેઓ નામદારનો અદ્ભુત રીતે બચાવ કર્યો; તેની યાદગીરીમાં નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડીંજનો જન્મ દિવસ ( તા ૨૦-૬-૧૩ ) મહોત્સવ તરીકે પાળવામાં આવ્યો; તે શુભ દિનનો લાભ જૂનાગઢ અને રાજકોટમાં વસતી છએ જાતના નાગરજ્ઞાતિનાં બાળકોને આપવાની શુભ વાંછના બનારસનિવાસી શ્રીયુત રાજા મુનશી માધોલાલજી સી. એસ. આઈ. ની થતાં, રાજા સાહેબે કાઠિયાવાડના વાલાશાન પોલીટીકલ એજંટ ટુ ધી ગવર્નર સાહેબ મારફત રૂ ૩૫૯-૪-૦ મોકલાવ્યા હતા તેમાંથી રૂ. ૨૫૦-૦-૦ જૂનાગઢમાં અને રૂ ૧૦૯-૪-૦ રાજકોટમાં વાપરી નીચે મુજબ ઉત્સવ બહુજ ઉમદા અને ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો.

**જૂનાગઢ**—સ્વામીમંદિરમાં સઘળા બાળકોને એકઠા કરવામાં આવ્યાં હતાં. ધ્વજાપતાકાથી મંદિરને સારી પેઠે શૃંગારવામાં આવ્યું હતું. મેહેરબાન એડમીનીસ્ટ્રેટર સાહેબ અને તેઓનાં બાનુ તેમજ સ્ટેટના સઘળા અધિકારીઓ પધાર્યા હતા. સ્ટેટબેન્ડ પણ હાજર રાખવામાં આવ્યું હતું. સ્વાગત માટે ખાસ રચાયેલાં ગીતો ગવાઈ રહ્યા બાદ વકીલ નૃસિંહપ્રસાદ કાળીદાસે 'નાસ્તવટીનું' ભાષણ કર્યું હતું. બાદ કેટલાંક બાળકોએ કવિતાઓ ગાઈને પ્રેક્ષકોના મન રંજન કર્યાં હતાં. તે ક્રિયા થઈ રહ્યા પછી રાજા શ્રી મુનશી માધોલાલજી તરફથી દરેક બાળકને મીઠાઈ અને એકેક રૂમાલ મહેરબાન એડમીનીસ્ટ્રેટર સાહેબે આપ્યો હતો. ત્યાર પછી તેઓ સાહેબે પ્રસંગોચિત ગુજરાતીમાં ભાષણ કર્યું હતું, જેમાં તેઓએ કહ્યું હતું કે—આ સમ્મેલન માત્ર નાગરજ્ઞાતિના બાળકો માટે થયેલું હોવા છતાં સઘળી જ્ઞાતિના બાળકોએ તેમાં ભાગ લીધાથી પરસ્પર આખી વસ્તિને અત્યંત સ્નેહભાવ છે, એમ દર્શાવી આપે છે. શનિવારનો તેહવાર હોવાથી નિશાળોમાં તે દિવસે રજા પાડવાનું જાહેર કર્યું હતું. આ સમ્મેલનમાં આશરે ૨૦૦૦ બાળકોએ હાજરી આપી હતી. જે બાળકો હાજર ન હતા તેઓને ઘેર મીઠાઈ તથા રૂમાલો મોકલાવવામાં આવ્યા હતા.

**રાજકોટ**—અહિંની નિશાળોમાં આજનો વખત આ ઉત્સવ માટે રાખેલો હો-

બાળકોને એકઠા થયા હતા. તે સમયે જ્ઞાતિના સર્વેમાં સંભાવિત ગૃહસ્થોએ હાજરી આપી હતી. વિવિધ પ્રકારના ગાયનોથી અને વાદ્યસુરથી બાળકોને રંજન કરવામાં આવ્યાં હતા. ત્યાર પછી સઘળા બાળકોને મીઠાઈ તથા બાળાઓને છીંટના કકડાઓ આપવામાં આવ્યા હતા. એકઠા થયેલા બાળકોની સંખ્યા ૩૦૦ અને બાળાઓની સંખ્યા ૭૦ ની હતી. જેઓ હાજર ન હતા તેઓને મીઠાઈ તથા છીંટના કકડાઓ તેઓને ઘેર પહોંચાડવામાં આવ્યા હતા. એકત્ર થયેલ નાણાંમાંથી ઉપર પ્રમાણે ખર્ચ કરતા જે કંઈ પૈસા બચ્યા હતા, તે આંહીંના બોર્ડિંગહાઉસના વિદ્યાર્થીઓને રીફીન માટે આપવામાં આવ્યા હતા. વિશેષમાં પ્રત્યેક ઘેર નામદાર લોર્ડ હાર્ડીંજ સાહેબ અને લેડી હાર્ડીંજ સાહેબના ફોટોગ્રાફો મોકલવામાં આવ્યા હતા.

## विवाहोत्सव.

ગયા વૈશાખ માસમાં જામનગરમાં ૧૭, સરપદડમાં ૧ ભાણવડમાં ૧ અને રાજકોટમાં ૪ મળી કુલ ૨૩ કન્યાઓના લગ્ન થયાં હતાં. તેઓમાં નાનામાં નાની કન્યાનું વય ૯—૧૦ વર્ષનું અને મોટામાં મોટી કન્યાનું વય ૧૫ વર્ષનું હતું તેજ મુજબ નાનામાં નાનો વર ૧૫ વર્ષનો અને મોટામાં મોટો ૩૫ વર્ષનો હતો. સાધારણ રીતે વરકન્યાની ઉમરનો તફાવત ૧૦—૧૨ વર્ષનો જણાયો છે

ઉપરના ૨૩ વરોમાં ૧૦ વરો ધંધાઉદ્યમે લાગેલા હતા, અને બાકીના વિદ્યાર્થીઓ હતા. આ પ્રસંગે ખાસ નોંધ લેવા જેવું છે કે—આ વખતે જુના રીવાજ પ્રમાણે ન્હેવાઈઓને નવ ટંક ભોજનો એકે જગાએ અપાયેલ નથી.

## त्रिमासिकने मदद आपनाराओ तरफथी ता. ९—४—१२ थी ता. ३०—६—१२ सुधीमां मळेल नाणांनी पोहोच.

ભાવનગર.

૨) રા. રા. શ્રી. નૃસિંહદાસ સંતોષરામ મહેતા

૪) રા. રા. શ્રી ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા

૦ાા રા. રા. શ્રી ગોવર્ધનરાય હરજીવનદાસ મહેતા.

૦ાા રા. રા. શ્રી નિર્ભયશંકર

त्रिमासिक ऑफीस.

ત્રિમાસિક.

પુસ્તક ૯મું. આસો શુદ ૧૪, સંવત્ ૧૯૬૯. અંક ૩ જો.

# वडनगरोत्पत्तिरेखा.

ગુજરાત પ્રાંતમાં ગાયકવાડ સરકારના રાજ્યમાં પ્રધાન ઠાણે આવેલું સંપ્રતિ જે વડનગર નામે શેહેર છે, તેના, સ્કંદપુરાણાન્તર્ગત નાગરખંડ, તામ્રપત્રો, શિલાલેખો અને પ્રાચીન ગ્રંથો ઉપરથી (૧) हाटकेश्वरक्षेत्र, (૨) चमत्कारपुर, (૩) स्कंदपुर, (૪) नगर, (૫) आनन्दपुर, (૬) आनर्तपुर અને (૭) वडनगर અથવા वृद्धनगर— એવાં નામો મળી આવે છે હાટકેશ્વરક્ષેત્ર, ચમત્કારપુર અને સ્કંદપુર નામો માત્ર પૌરાણિક છે, ત્યારે નગર, આનંદપુર, આનર્તપુર અને વડનગર અથવા વૃદ્ધનગર નામો તામ્રપત્રો, શિલાલેખો તેમજ પ્રાચીન ગ્રંથોમાંથી પણ પ્રાપ્ત થાય છે.[1]

## ૧ हाटकेश्वरक्षेत्र (ઈ. સ. પૂર્વે ૬૦૦ થી [illegible]૭ સુધીમાં).

હાટકેશ્વર ક્ષેત્રના સંબંધમાં વિશ્વસનીય ઐતિહાસિક તત્ત્વ પ્રાપ્ત થઇ શકતું નથી. નાગરખંડના પ્રથમ અધ્યાય ઉપરના શ્લોકો તો સાફ એ બતાવે છે કે, આધુનિક વડનગરને સ્થળે એક સુરમ્ય તપોવન હતું, ત્યાં બ્રાહ્મણો આશ્રમ બાંધી તપ કરતા હતા. તે સ્થળની પાસેના નાગ લોકોના સમાગમથી હાટકેશ્વરની ઉપાસના તે બ્રાહ્મણોમાં પ્રવિષ્ટ થઇ હતી.[2] અધ્યાય ૮ ઉપરથી જણાય છે કે, પાછળથી કેટલેક કાળે નાગ-

૧ જુનાગઢ પાસેના વંથળી ગામમાં વામનજીના દેરાસરમાંથી મળી આવેલ સંવત ૧૩૪૬ ઇ. સ. ૧૨૯૦ ના શિલાલેખમાં "चमत्कारपुरद्विज નો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે (જુઓ, ત્રિમાસિક, સંવત્ ૧૯૫૫ ચૈત્રમાસનો અંક, પૃ. ૮) પરંતુ ચમત્કારપુર વસ્યા પછી લગભગ ૧૦૪૬ વર્ષો પછીનો માત્ર આ એકજ લેખ હોવાથી, તે કંઇ ઐતિહાસિક પ્રમાણ યોગ્ય થઇ શકતો નથી.

२ आनर्तविषये चास्ति वनं मुनिजनप्रियम् ॥
मनोज्ञं सर्वसत्त्वानां सर्वर्तुफलकुसुमम् ॥५॥
तत्राश्रमपदं रम्यं सौम्यसत्त्वनिषेवितम्
अस्ति तापससंकीर्णं वेदध्वनिविराजितम् ॥ ६ ॥

લોકોએ બંધાવેલાં તીર્થો અને ક્ષેત્રોનો ઉત્તર દેશના કોઇ બળવાન રાજાએ નાશ કર્યો હતો. અધ્યાય ૪૧માં તે હાટકેશ્વરક્ષેત્ર આનર્તદેશમાં આબુ પર્વતની નૈઋત્યે આવેલું છે, એમ લખેલું છે *

ઇ. સ. પૂર્વે ૬૦૦થી ૪૧૩ સુધીમાં નાગદેશના રાજા શૈશુનાગના વંશજો મગધ દેશમાં રાજ્ય કરતા હતા [૪] આ રાજાઓ તુરૂષ્ક એટલે તાતાર દેશના શક (Scythian) જાતિના હતા, અને તેઓએ હિંદુસ્થાનના રજપુત રાજાઓ સાથે દારૂણ વિગ્રહો કર્યા હતા, એમ કર્નલ ટોડનું માનવું છે [૫] તે સમયમાં હાટકેશ્વર ક્ષેત્રમાં પ્રથમ હાટકેશ્વરની ઉપાસના શરૂ થઇ, તેથી તે સ્થળનું નામ હાટકેશ્વર-ક્ષેત્ર પડ્યું હોય, એમ અનુમાન થઇ શકે છે નાગવંશી રાજાઓનો અંત નંદવંશી રાજાઓએ આણ્યો હતો [૬] તે સમયમાં કદાચ હાટકેશ્વરક્ષેત્રમાં નાગલોકોથી સ્થપાયેલાં તીર્થો અને ક્ષેત્રોનો તેઓએ નાશ કર્યો હોય તો તે બનવા યોગ્ય છે

## ૨ चमत्कारपुर (ઇ. સ. ૧૪૪ વિક્રમ સંવત્ ૨૦૦).

નાગરખંડના અધ્યાય ૧૦-૧૧માં લખ્યા પ્રમાણે આનર્તદેશના રાજા ચમત્કારે નૈમિષારણ્યમાંથી બ્રાહ્મણોને બોલાવી, હાટકેશ્વરક્ષેત્રમાં એક શહેર બંધાવી, તે શહેર તેઓને દાનમાં આપ્યું હતું, અને તેનું નામ ચમત્કારપુર પાડ્યું હતું અધ્યાય ૧૩માં લખ્યા પ્રમાણે તે શહેરમાં તે રાજાએ અચલેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી હતી.

કર્નલ ટોડના માનવા પ્રમાણે ઇ સ. ૧૪૪ વિક્રમ સંવત્ ૨૦૦ માં લવકૂટ (લાહોર) થી કનકસેન નામના રાજાએ ગુજરાતમાં આવી, વડનગર વસાવ્યું હતું.[૭] કનકસેનના પિતાનું નામ અચળસેન હતું [૮] પ્રાયશ: જે પુરૂષ મહાદેવની પ્રતિષ્ઠા કરેછે, તેના નામ ઉપરથી તે સ્થાપિત મહાદેવનું નામ પાડવાનો રિવાજ છે. તે પ્રમાણે અચળેશ્વર મહાદેવનું નામ કનકસેનના પિતા અચળસેન ઉપરથી પડ્યું હોય, તો તેમ બનવાનો સંભવ છે ને ઉપરથી અર્વાચીન વડનગરની પ્રથમોત્પત્તિ ઇ સ. ૧૪૪ વિ. સંવત્ ૨૦૦ માં થઇ, એમ અનુમાન થઇ શકે છે

આ અનુમાનને પુષ્ટિ આપનાર એક સ્વતંત્ર પ્રમાણ મળી આવે છે મીરાતે

---

* ततः क्रमात्समायातः सोऽर्बुदं पर्वतमति ॥
× × × × × (૪૧)
अस्मिन्नैऋत्यदिग्भागे देशे चानर्तसंज्ञके ॥
समार्थ स्थापितं लिंगं हाटकेन सुरोत्तमैः ॥४२॥

૪ વિન્સેન્ટ સ્મિથ કૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ પૃ ૨૮

૫ કર્નલ ટોડ કૃત રાજસ્થાન, રાજસ્થાનની ભૂગોળ પ્ર ૫ પૃ, ૫૯.

૬ વિન્સેન્ટ સ્મિથ કૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ પૃ ૩૪

૭ કર્નલ ટોડ કૃત રાજસ્થાન, મેવાડના રાજાઓનો ઇતિહાસ પ્ર. ૧ પૃ ૨૦૨.

૮ તેજ, પૃ ૪૨ પાસેનું રાજાઓની વંશાવલિઓનું કોષ્ટક.

સિકંદરી નામનો ગુજરાતનો એક ઐતિહાસિક ગ્રંથ 'મહમદના પુત્ર સિકંદરે ફારસી-ભાષામાં રચ્યો છે. તેના અંગ્રેજી ભાષાંતરમાં એક સ્થળે લખ્યું છે કે "હીજરી સન ૯૨૬ ઈ. સ. ૧૫૨૪ માં ચિતોડનો રાણો સંગ ઈડર જીતીને અમદાવાદ ઉપર હુમલો કરવા જતો હતો, તેવામાં ગુજરાતના તાલુકદાર આસીઆઓથી ઉશ્કેરાઇને તેણે વડનગર સુધી લેવાનો ઉપક્રમ કર્યો. પરંતુ તેવામાં તે ગામના નિવાસીઓ જેઓ સઘળા બ્રાહ્મણો હતા, તેઓએ આવીને કહ્યું કે –'૨૨ યુગોથી અમે અહીં વસીએ છીએ, પણ તે સમયાન્તરમાં અમારું કોઇપણ રાજાએ નામ લીધું નથી, છતાં આપ તેમ શા માટે કરો છો?" ૯ અંગ્રેજી ભાષાન્તરકર્તાએ યુગ શબ્દને બદલે (generation) શબ્દ વાપર્યો છે મૂળ ફારસી ગ્રંથમાં કયો શબ્દ વપરાયો છે અને ખરીરીતે બ્રાહ્મણોએ તે પ્રસંગે કયો શબ્દ વાપર્યો હશે, તે જાણવામાં નથી. પરંતુ generation શબ્દનો અર્થ પેઢી કરીએ, અને એક પેઢીનાં ૨૫ વર્ષો ગણીએ તો ૨૨ પેઢીનાં ૫૫૦ વર્ષો થાય. તેટલાં વર્ષો ઇ સ. ૧૫૨૪ માંથી બાદ કરીએ તો ઇ સ ૯૭૪ ની સાલ આવે. છે પરંતુ વલ્લભીપુરના લેખોથી એટલું તો સિદ્ધ થાય છે કે.—ઇ સ. ૯૭૪ થી ઘણાં વર્ષો પૂર્વે નાગરબ્રાહ્મણો તે સ્થળે વસતા હતા. તેથી નાગરબ્રાહ્મણોએ પેઢી શબ્દ ન વાપરતાં યુગ શબ્દજ વાપર્યો હશે, એમાં કંઇ સંદેહ રહેતો નથી. સંસ્કૃત ગ્રંથકારોએ યુગ શબ્દનો અનેક અર્થોમાં પ્રયોગ કર્યો છે પરંતુ વરાહમિહિરે પષ્ટાબ્દ નામના પ્રાચીન ગ્રંથના આધારે ૬૦ વર્ષનો એક યુગ કહેલો છે [૧૦] અર્થાત્ સાઠ સાઠ વર્ષે વાતાવરણની સ્થિતિ પૂર્વપૂર્વવત્ એકજ પ્રકારની આવી જાવે છે, તેથી કૃષિ ઉપર મુખ્ય આધાર રાખનાર હિંદુસ્થાન જેવા દેશમાં ૬૦ વર્ષનો એક યુગ છે, એવી સામાન્ય માન્યતા જનસમૂહમાં પ્રચલિત થાય. તે સ્વાભાવિક છે આજ પણ તે યુગના બ્રહ્મવિંશી, વિષ્ણુવિંશી અને રૂદ્રવિંશી એવા ત્રણ વિભાગો કરી અમુક વર્ષમાં વાતાવરણની કેવી સ્થિતિ હશે, તેનું સામાન્યલોકો અને જ્યોતિર્વિદો પણ અનુમાન કરે છે તેથી નાગરબ્રાહ્મણોએ વાપરેલ ૬૦ વર્ષનો એક યુગ ગણતાં ૨૨ યુગોનાં ૧૩૨૦ વર્ષો થાય. ઇ સ. ૧૫૨૪ માંથી તેટલાં વર્ષો બાદ કરતાં ઇ. સ. ૨૦૪ મું વર્ષ આવે છે પરંતુ નાગરબ્રાહ્મણો પોતાના અસ્તિત્વનો સમય દર્શાવતા ચોક્કસ રહ્યા હોય, તે સંભવિત નથી. કદાચ ૨૨ ને બદલે ૨૩ યુગો ગણીએ તો બરાબર ઇ. સ ૧૪૪ નું વર્ષ આવી રહે છે. તે ઉપરથી કર્નલ ટોડે અન્ય પ્રમાણોથી વડનગરની ઉત્પત્તિનો કાળ આવ્યો છે, તે કાળ અને નાગરબ્રાહ્મણોએ કહેલો કાળ બરાબર મળી રહે છે

કનકસેન અને કાશ્મીરનો રાજા કનિષ્ક એક હશે કે કેમ, તે પ્રશ્ન પણ આ સ્થળે ઉપસ્થિત થાય છે. પ્રત્નતત્ત્વવેત્તાઓમાં કનિષ્કના કાળનિર્ણયના વિષયમાં અનેક મતો તરે છે. વિન્સેન્ટ સ્મિથની માન્યતા પ્રમાણે તે ઇ સ ૧૨૦ થી ૧૫૦ સુધીમાં થઇ ગયો છે, તે અરસામાં તેણે હિંદુસ્થાનનો પશ્ચિમભાગ પણ પોતાને તાબે કર્યો

---

૯ મીરાતે સિકંદરીનું અંગ્રેજી ભાષાન્તર પૃ ૧૧૦

૧૦ બૃહત્સંહિતા પ્ર.૮ શ્લો. ૨૦ થી ૫૩ સુધી

હતો.[11] તે છતાં પણ તે કનકસેન અને કનિષ્ક એકજ હતા, એવા અનુમાન ઉપર આવવાને કંઈ સબળ પ્રમાણો પ્રાપ્ત થતાં નથી.

તે સિવાય તે સમયમાં એટલે ઇ. સ. ના પ્રથમ સૈકાના આરંભથી તે ઇ સ. ના ચોથા સૈકાના અંત સુધી એટલે લગભગ ૩૦૦ વર્ષો સુધી ગુજરાત દેશ ઉપર શકજાતિના ક્ષત્રપ રાજાઓનું આધિપત્ય હતું નાગરખંડના અધ્યાય ૧૨૫ માં આનર્ત-દેશનાં છેલ્લા રાજા બૃહદ્બળનો વૃત્તાંત આપ્યો છે, તેમાં બૃહદ્બળના પિતા સત્યસંધને વડનગરના નાગરબ્રાહ્મણોએ કહ્યું કે– " હે રાજન્ ! આ તમારા વંશના રાજાઓના સ્થાપેલા સત્તાવીશ શિવલિંગની પૂજા રોજ થાય છે, અને તમારૂં સ્થાપેલું અઠ્ઠાવીશમું થયું " એક રાજાનો રાજ્યકાળ ઓછામાં ઓછો ૧૦ વર્ષનો ગણીએ અને બૃહદ્બળ સહિત ૨૮ રાજાઓ ગણીએ તો તે આખા વંશનો રાજ્યકાળ લગભગ ૩૦૦ વર્ષોનો થવા જાય છે ઐતિહાસિક પ્રમાણો પ્રમાણે ક્ષત્રપ વંશના છેલ્લા રાજા સત્યસિંહના પુત્ર રૂદ્રસિંહને મગધ દેશના સાર્વભૌમ રાજા ચંદ્રગુપ્ત બીજાએ હરાવી તેનું રાજ્ય છતી લીધું હતું[12] નાગરખંડમાં પણ સત્યસંધના પુત્ર બૃહદ્બળને કોઈ બળવાન્ રાજાએ હરાવી તેને મારી નાખ્યાની હકીકત કહેલી છે ઇ સ. ૧૪૪ ના અરસામાં તે ક્ષત્રપ વંશનો રાજા ચષ્ટન નામનો હતો[13] નાગરખંડની અને ઐતિહાસિક પ્રમાણોથી પ્રાપ્ત થતી હકીકતો એટલી બધી સુમંગત છે. તેમજ ચષ્ટન અને ચમત્કાર નામોમાં પણ કંઈક અંશે સમાનતા જોવામાં છે તે સઘળાં કારણોને લીધે આ ચષ્ટને ભિભિવારણ્યમાંથી બ્રાહ્મણોને બોલાવી હાટકેશ્વર ક્ષેત્રને સ્થળે એક ગામ વસાવી, તેનું નામ ચમત્કારપુર પાડ્યું હશે, એમ વિશેષ સંભવ જણાય છે.

---

૧૧ વિન્સેન્ટ સ્મિથ પ્રમાણે ઇ સ ૧૨૦થી ૧૫૦, ગાઇગર ફ્લીટ અને ડાક્ટર ફ્રેંક પ્રમાણે ઇ સ. પૂર્વે ૫૮, ડાક્ટર ભાંડારકર ઇ સ ૨૭૮ (વિન્સેન્ટ સ્મિથકૃત ભારત વર્ષનો પ્રાચીન ઇતિહાસ પૃ ૨૪૧ ) કાશ્મીરની રાજતરંગિણીમાં ઇ સ પૂર્વે ૧૧૮૨, મી. ફરગ્યુસન ઇ સ. ૧૫૬, પ્રોફેસર લીવી ઇ સ ના પહેલા સૈકાનો આરંભ કાળ અને સ્ટીન સાહેબ પ્રથમ સૈકાનો કાળ કહે છે (સ્ટીનકૃત રાજતરંગિણીનું અંગ્રેજી ભાષાન્તર પુ ૧ પ્રવેશક પૃ ૬૪) પ્રોફેસર દેવદત્ત ભાંડારકરના ધારવા પ્રમાણે કનિષ્ક શક જાતિનો હતો. પરંતુ નિખિલ કુશનવંશીય રાજાઓ તેઓના પ્રાપ્ત થયેલા સિક્કાઓ ઉપરથી મુખમુદ્રાના સામ્યને લીધે મોગલોને મળતા અને પોશાકમાં તુરકોને મળતા આવે છે. કનિષ્ક ધર્મે બૌદ્ધ હતો અને શાલિવાહન શકનો તે સ્થાપક હોઈને વિક્રમ સંવત્ ૧૩૫ અથવા ઇ સ ૭૮માં થઇ ગયો ત્યાર પછીના બે રાજાઓ હવિષ્ક અને વાસુદેવ હિંદુધર્મ પાળતા હતા (ઇંડિયન એન્ટીક્વેરી, ઇ સ. ૧૯૧૧નો જાન્યુઆરી માસનો અંક, પૃ ૧૭-૧૮ ).

૧૨ વિન્સેન્ટ સ્મિથકૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, પૃ. ૨૭૬.

૧૩. તેજ પૃ. ૨૭૭.

૧૪. તેજ પૃ ૨૦૦

## ૨ स्कंदपुर. ( ઈ સ. ૧૭૦ થી ૧૮૪ સુધીમાં ).

સ્કંદપુર વિષે નાગરખંડના માત્ર ૫૦ તથા ૭૪મા અધ્યાયોમાં કંઈક વૃત્તાંત આપ્યો છે તે ઉપરથી જણાય છે—કે સ્કંદ નામના રાજાએ, કોઈ બળવાન્ વિદેશી રાજા સાથે યુદ્ધ કરી, તેને મારી નાખ્યો હતો તે પ્રસંગમાં ચમત્કારપુરના નિવાસીઓને તે રાજાની સેના તરફથી ઘણાં સંકટો સહન કરવાં પડ્યાં હતાં તેમજ તેજ સમયમાં ભૂકંપ થવાથી તે શહેરનો નાશ થયો હતો. પાછળથી બ્રાહ્મણોના આગ્રહથી તે સ્કંદ રાજાએ તે શહેરનો પુનરુદ્ધાર કર્યો, અને તેનું નામ પોતાના નામ ઉપરથી સ્કંદપુર પાડ્યું.

આ વૃત્તાંત કયા કાળમાં બન્યો, તે જાણવાને કંઈ સાધન નથી. પરંતુ દક્ષિણના આંધ્રદેશના ઇતિહાસ ઉપરથી જણાય છે કે ઇ—સ. ૧૭૦ થી ૧૮૪ સુધીમાં, તે દેશમાં શિવસ્કંદ નામનો રાજા થઈ ગયો હતો. ગુજરાતમાં તે સમયમાં ક્ષત્રપ રાજા ચષ્ટનનો પુત્ર રુદ્રદામ રાજ્ય કરતો હતો, જેની રાજધાની જૂનાગઢ હતી. શિવસ્કંદના બાપ પુળુમાયી બીજાની સાથે રુદ્રદામે યુદ્ધ કર્યું હતું, અને તેનો પરાજય કર્યો હતો. શિવસ્કંદ સાથે તેને યુદ્ધ થયું હતું કે નહિ, તેનું કંઈ ઐતિહાસિક પ્રમાણ મળી આવ્યું નથી પરંતુ તેના પુત્ર યજ્ઞશ્રીએ રુદ્રદામ ઉપર મહત્વનો વિજય મેળવ્યો હતો, તે તો ચોક્કસ જણાય છે[૧૫] તેથી કદાચ પોતાના બાપ પુળુમાયીનું વૈર વાળવાને માટે શિવસ્કંદે પણ રુદ્રદામ સાથે વિગ્રહ ચાલુ રાખ્યો હોય, તો તેમાં કશું અસંભવિત નથી રુદ્રદામની સાથે થયેલા યુદ્ધ પ્રસંગમાં શિવસ્કંદની સેના તરફથી વડનગરને વિપત્તિ ભોગવવી પડી હોય, અને ચિતોડના રાણા સંગની પેઠે તે સ્થળના બ્રાહ્મણોના બ્રહ્મવર્ચસ્‌થી આકર્ષાઈ વડનગરનો તેણે પુનરુદ્ધાર કર્યો હોય તથા પોતાના નામ ઉપરથી તેનું નામ સ્કંદપુર પાડ્યું હોય, તો તે બનવા યોગ્ય છે પરંતુ શિવસ્કંદ અને યજ્ઞશ્રીના વિજયોની ગુજરાતના તે સમયના ક્ષત્રપ રાજાઓને કંઈ ચિરકાળ અસર થઈ ન હતી તેવા જ કારણથી સ્કંદપુર નામ પ્રચલિત થવાનો એક પણ દૃષ્ટાંત મળી આવતો નથી (અપૂર્ણ)

માનશંકર પીતાંબરદાસ મેહેતા.



૧૫ જુઓ તેજ પૃ ૨૦૧ તથા ૨૭૮.

# मुंबइमां वसता नागर विद्यार्थीओमाटे विद्यार्थी-भवन स्थापवानी आवश्यकता.

२

## ( મુંબઇ વડનગરા નાગર ક્લબના સેક્રેટરી સાહેબનો પત્ર ).

ત્રિમાસિક પત્રના અધિપતિ સાહેબની સેવામાં,—

આપનો તા. ૮-૪-૨૩નો પત્ર મળ્યો. મને મળેલી હકીકત-અનુસાર અને ક્લબ સાથેના મારા ટુંકા અનુભવ પ્રમાણે આપે પુછેલા પ્રશ્નોનો ખુલાસો નીચે મુજબ રજુ કરૂં છઉં —

પ્ર. ૧-૨ નાગર ક્લબનો કેટલા વિદ્યાર્થીઓ તથા ગૃહસ્થો લાભ લે છે? અને તેમાં જમવાની સાથે રહેવાની ગોઠવણ છે?

આ સંસ્થાનો પ્રથમોદ્દેશ વિદ્યાર્થીઓની સગવડ સાચવવાનો છે પરંતુ ધંધા-દારી લોકો પણ તેમાં જમવાનો લાભ લઇ શકે છે ક્લબમાં ધંધાદારી માણસોને રહેવાની સગવડ નથી કારણકે વિદ્યાર્થીઓ અને ધંધાદારી લોકોને સાધારણ રીતે સાથે ભેગું રહેવું પાલવે નહિ. અપવાદ તરીકે, વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ઓછી હોય અને સગવડ હોય તો કોઇ નોકરીઆત વર્ગનો માણસ પાંચ પંદર દિવસ ક્લબમાં રહી જાય તો તેમાં વાંધો લેવામાં આવતો નથી.

ક્લબનો લાભ કેટલા વિદ્યાર્થીઓ તથા ગૃહસ્થો લે છે. તેનો ચોક્કસ જવાબ ન દઇ શકાય કોઇ માસમાં વીશ મેમ્બરો હોય તો કોઇ માસમાં પચીશ પણ હોય છે; નવેમ્બરમાં પરીક્ષાને લીધે પચાશને આશરે પણ થઇ જાય છે.

પ્ર. ૩. રહેવાની ગોઠવણ હોય તો તેમાં કેટલા ગૃહસ્થો રહે છે?

હાલમાં ક્લબમાં પંદરેક મેમ્બરો રહે છે પણ સાધારણ રીતે આ પ્રશ્નનો જવાબ ચોક્કસ રીતે ન દઇ શકાય. કારણ કે જવાબનો આધાર મેમ્બરોની સંખ્યા ઉપર અને મેમ્બરોની ક્લબમાં રહેવાની કે ન રહેવાની ઇચ્છા ઉપર છે. અમુક સમયે મેમ્બરોની કેટલી સંખ્યા થશે, અને જમવાની સાથે ક્લબમાં રહેવાના વિચારવાળા કેટલા હશે, તે ન કહી શકાય

પ્ર. ૪. જમવાને માટે દરમાસે કેટલા રૂપીઆ અને જમવાની સાથે રહેવાને માટે કેટલા રૂપીઆ લેવામાં આવે છે?

ક્લબમાં માત્ર જમતા હોય અને ક્લબમાં રહેતા અને જમતા હોય, તે બે વચ્ચે ફીસ લેવામાં કંઇ ભેદ ગણવામાં આવતો નથી. કારણકે વિદ્યાર્થીઓ માટે રહે-વાની સગવડ પુરતી છે તે છતાં પણ તેઓ જો બહાર રહેવાનું પસંદ કરે તોપણ ક્લબના મકાનના ભાડાને અંગે જે વરાડ આવતો હોય, તે તેઓએ સાધારણતઃ

આપવો જ જોઈએ ખખાનારી બોર્ડ વાસ્તે રહેવાની સગવડ કલબમાં નથી, તોપણ ભાડાનો વરાડ તેઓને આપવો પડે છે કારણ કે—જે સરખા વિદ્યાર્થીઓ માટે કલબને તેઓને જે લાભ લેવા દેવામાં આવે છે, તે જોતાં તે વરાડ વાજબી જ છે, અને વળી કલબને વિલ્સન કોલેજ ફંડમાંથી મદદ મળતી હોવાથી આ વરાડ કંઈ બહુ મોટી રકમનો આવતો નથી

દર માસે કેટલા રૂપીઆનું બીલ લેવામાં આવે છે, તેનો જવાબ ચોકસ ન કહી શકાય. કારણકે તેનો આધાર બજારના ભાવ ઉપર અને મેમ્બરોની સંખ્યા ઉપર છે પરંતુ સાધારણ રીતે નોકર, રસોઈઆનો પગાર અને મકાનના ભાડા સુદ્ધાંત માસિક રૂા. ૧૫)થી વધારે વરાડ આવતો નથી કોઈ વખતે તેથી પણ ઓછો વરાડ આવે છે, અને કોઈ વખત ( એપ્રીલ માસ જેમાં કલબ બંધ થવાનો વખત હોય અને મેમ્બરોની સંખ્યા ઓછી થઈ ગઈ હોય તો તેવામાં ) વધારે પણ આવી જાય

જો કોઈ મેમ્બર પંદર દિવસથી ઓછા દિવસ કલબમાં રહેવા માગે તો તેની પાસેથી ટેમ્પરરી બીલ લેવામાં આવે છે ટેમ્પરરી બીલ નીચે પ્રમાણે લેવાય છે પાછલા ત્રણ માસના દૈનિક કામની બીલનો સરવાળો કરી, તેને ત્રણે ભાગી, તેમાં એક આનો ઉમેરવાથી ટેમ્પરરી બીલ થાય છે તે ઉપરાંત બીજી નાની નાની બાબતોનો વરાડ જુદો લેવાય છે, પરંતુ તે સંબંધી વિવેચન લખવાની જરૂર નથી માત્ર ત્રણ દિવસ કલબમાં રહેનારને મેમાન ગણવામાં આવે છે

પ્ર. ૫. કલબનો વાર્ષિક ખર્ચ તથા ઉપજ કેટલાં છે ?

એક માસને અંતે જે ખર્ચ થયો હોય, તેનો ભાગે પડતો વરાડ સઘળા મેમ્બરો વચ્ચે વહેંચી લેવાતો ઉપજ ખર્ચ સરખાં જ હોય છે. તોપણ પરીક્ષામાં પાસ થનાર મેમ્બર પાસેથી તેમજ કાયમી મેમ્બર છતાં તે મેમ્બર થોડો વખત રહી ચાલ્યો જાય અને ફરી દાખલ થવા આવે તો તેની પાસેથી અમુક રકમ લેવાનો રીવાજ છે, તે રકમ કાયમી ફંડમાં જાય છે. તે કાયમી ફંડ કામ વાસણ અને બીજા કેટલાક પરચુરણ ખર્ચની અંદર જરૂર પડે ઉપયોગમાં લેવામાં આવે છે

પ્ર. ૬. તેનો વહીવટ કોણ કરે છે ?

કલબના ચાલતા ફંડનો વહીવટ કરવા વાસ્તે મેમ્બરોમાંથી દર માસે એક એકાઉન્ટન્ટ નીમવામાં આવે છે. જે એકાઉન્ટન્ટના કામની અંદર ડીપોઝીટ તથા બીલ મેમ્બરો પાસેથી લેવાનો, વેપારીઓના પૈસાનો ચુકાદો કરવાનો અને હીસાબ ચોખ્ખો રાખવાનો વગેરે કામનો પણ સમાવેશ થાય છે. માસને અંતે સેક્રેટરી આ હીસાબ બરાબર તપાસી લે છે, અને બીજા સખ્સને એકાઉન્ટન્ટ નીમી તેને હીસાબ સોંપી દે છે. પ્રશ્ન ૫માં કહેલા કાયમી ફંડની વ્યવસ્થાનું તથા હીસાબનું કામ સેક્રેટરી પોતે કરે છે. આ ઉપરાંત કલબની અંદર ચાર જણની મેનેજીંગ કમિટિ નીમવામાં આવે છે કોઈ વખતે કંઈ મુશ્કેલીનો સવાલ અથવા તો કંઈ સુધારો વધારો કરવાનો સવાલ હોય તો સેક્રેટરી, એકાઉન્ટન્ટ અને મેનેજીંગ કમિટિ તે વિષે શું કરવું, તેનો નિર્ણય કરે છે

• પ્ર. ૭. તથા ૧૧ પ્રશ્ન પાંચમામાં કહેલ કાયમી ફંડની રકમ કંઇ હમેશાં એક સરખી જ રહેતી નથી પરંતુ સાધારણ રીતે રૂ. ૧૫૦ થી રૂ. ૧૭૫ સુધીની સીલીક અમારી પાસે રહે છે બાકી, વિદ્યોત્તેજક નામનું જે ફંડ છે, તેમાંથી ક્લબના મકાનના ભાડા તરીકે દર માસે રૂ ૪૦) અમને મળે છે ક્લબને રૂ. ૫૮) ભાડું આપવું પડે છે, તેથી રૂ. ૧૮) મેમ્બરોને જોડવા પડે છે વિદ્યોત્તેજક ફંડની ચાવણ શું છે, તે અમને ખબર નથી, અને તે જાણી શકવાનું અમારી પાસે સાધન પણ નથી. તેનો વહીવટ ગ. રા તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી હસ્તક છે.

પ્ર. ૮. ક્લબમાં જમનાર ગૃહસ્થોને સારો ખોરાક મળે છે?

મેમ્બરો જાતે વહીવટ કરનારા હોવાથી અને વીશીની માફક કમાણી કરવાના હેતુના અભાવને લઇને આપણે હમેશનો નાગરિક ખોરાક ઘણી ઉત્તમ રીતનો ક્લબમાં મળે છે

પ્ર. ૯. તે ક્લબમાં કેટલા ગૃહસ્થોનો સમાવેશ થઇ શકે તેમ છે?

ક્લબના રજીસ્ટર ઉપર ૧૦૦ મેમ્બરો સુધીની સંખ્યા થઇ ગયેલી કોઇ વખતમાં જોવામાં આવે છે. જમવા વાસ્તે તેટલી સંખ્યાના મેમ્બરોને હજુ પણ કંઇ વાંધો ન જ આવે. માત્ર રહેવા વાસ્તે તેટલા મેમ્બરોની સગવડતા ન સાચવી શકાય. રહેવા વાસ્તે ઉંચા પ્રકારની સગવડતા હાલમાં હજ ૨૫ થી ૩૦ મેમ્બરો સુધીની થઈ શકે જો કે મારી જાણમાં ક્લબમાં એક વખતે ૫૦ થી ૬૦ મેમ્બરો સાથે રહેલા છે, પરંતુ તે અત્યન્ત દુઃખ સહન કરીને

પ્ર. ૧૦. ત્યાં રહેવાની ગોઠવણ કેવા પ્રકારની છે?

ચર્નીરોડના સ્ટેશનની નજદીક સર ભાલચંદ્ર કૃષ્ણનાં અહીંની ચાલ સીટમની મકાન છે તેમાં બીજે માળે પાંચ રૂમો ક્લબ વાસ્તે રોકવામાં આવેલ છે એક રૂમની અંદર ત્રણ ત્રણ ખરો છે અનુકૂળતા સચવાય તેટલામાટે એક રૂમ જૂનાગઢ તરફથી આવેલા વિદ્યાર્થીઓ માટે, એક હાલારમાંથી આવેલાને માટે, એક ગુજરાત બાજુમાંથી આવેલાઓ માટે અને એક કચ્છમાંથી આવતા વિદ્યાર્થીઓને માટે રોકવામાં આવેલ છે બાકીનો એક રૂમ રસોઇ કરવા માટે તથા જમવા બેસવા વગેરે કાર્ય માટે રોકેલો છે. આ વિભાગો અનુકૂળતાને અનુસરીને જ કરેલા છે બાકી હાલારના વતનીને જૂનાગઢી રૂમમાં અથવા જૂનાગઢી રૂમમાં રહેવા વાળાઓને હાલારી રૂમમાં રહેવા જવાને કોઇજાતનો બાધ નથી. સૌ સૌની સગવડતા મુજબ પોતપોતાનો સમાસ કરી લે છે નળ તથા પાયખાનાની સગવડ પણ ક્લબના મકાનમાં સારા પ્રકારની છે.

પ્ર. ૧૨-૧૩. ક્લબના લત્તાનાં હવાપાણી સામાન્યરીતે કેવાં મનાય છે?

હવાપાણી સાધારણ પ્રકારનાં છે. વધારે સારા લત્તામાં ક્લબ વાસ્તે મકાનની સગવડ ન થઇ શકે, ત્યાંસુધી હમણાંનાં મકાન ચાલી શકે બાકી તો બે મહીનામાં પ્લેગની સીઝનમા પેહેલવહેલા ઉંદરો સર ભાલચંદ્રની ચાલમા પડે છે નથીમ સંજોગે

તે વખતે કંઈક ભેખ હોય છે, તેથી કંઈ વાંધો આવતો નથી. વિદ્યાર્થીઓને એક મોટામાં મોટી સગવડ આ સ્થળમાં એ છે કે—ટ્રામ, ટ્રેન, ગાડી, ઘોડા વગેરેનો ઘોંઘાટ આ સ્થળે બીલકુલ નથી. હવા અને પ્રકાશ સાધારણ પ્રકારનાં છે.

પ્ર. ૧૪. પરીક્ષાને સમયે બહારગામના સઘળા વિદ્યાર્થીઓની સગવડતા ક્લબથી જળવાય શકે તેમ છે ?

આ પ્રશ્નના જવાબ માટે જુઓ પ્રશ્ન નં. ૯નો ઉત્તર.

પ્ર. ૧૫. પરીક્ષા વખતે વિદ્યાર્થીઓની સંખ્યા વધી જતાં છતાં ક્લબ સારો ખોરાક પુરો પાડી શકે છે ?

જી. ચોક્કસ.

આપે પુછેલા પ્રશ્નોના જવાબો ઉપર મુજબ છે તેમાં કંઇ પણ ન્યૂનતા લાગે તો આપ ફરીથી લખી જણાવશો તો આપને જોઈતા ખબર પૂરા પાડીશું. વડનગરા નાગર ક્લબનો પાછલો ઇતિહાસ મેળવવાનો અમે પ્રયાસ કર્યો છતાં તે અમોને હજુ પુરેપુરો મળેલો નથી. પ્રયત્ન સફળ થયે આપને જરૂર હશે તો તે લખી જણાવવામાં આવશે. આપને ક્લબના નિયમોની એક પ્રત મોકલવાની મને આવશ્યકતા જણાય છે. પરંતુ અમારી પાસે એકે ફાજલ પ્રત ન હોવાથી, તે બની શક્યું નથી. પરંતુ તેની બીજી આવૃતિ છપાવવાનો વિચાર ચાલે છે, તો તે છપાઇ ગયે, આપને એક પ્રત મોકલી આપશું. વડનગરાનાગર ક્લબની સ્થિતિ તરફ આપ અને આપના પત્રદ્વારા કોઇ પણ સદ્‌ગૃહસ્થનું લક્ષ દોરાય તેનો ઉદ્ધાર કરવાનું સુઝી આવે, અને તેથી આપનો પ્રયત્ન સફળ થાય, એવું અમો ઇચ્છીએ છીએ.

વિલાસુખરાય મનસુખરાય નાણાવટી.
ઓ. સે. વ. ના ક્લબ, મુંબઈ.



# नागरग्रंन्थकारो.

( ગતાંક પૃષ્ઠ ૭૨થી અનુસંધાન. )

[ ગતાંકમાં નં ૩ ધાદ્વિવેદી, નં ૬ સોમેશ્વર અને નં ૧૪ નારાયણની હકીકત પ્રસિદ્ધ કરવામાં આવી છે, તેઓના સંબંધમાં વિશેષ હકીકત મળી આવવાથી અત્ર પ્રકટ કરવામાં આવેલ છે. ]

**३ धाद्विवेदी.**—અપરનામ ધુરરાજ, લક્ષ્મીધર પુત્ર, અત્રિ પૌત્ર મુકુંદપ્રપૌત્ર; નાગરબ્રાહ્મણ ૧ નીતિ મંજરી શ્લોક ૨૨૪. ૨ તે ઉપર મુગ્ધદીપિકા નામનું ભાષ્ય શ્લોક ૧૭૦૦, ૩ વેદ મંત્રો ઉપર નીતિ મંજરી નામનું ભાષ્ય.

**६ सोमेश्वर.**—( સોમેશ્વર દેવ. ) કુમાર પુત્ર, લક્ષ્મીગર્ભજ, વડનગરા નાગર બ્રાહ્મણ; ગુજરાતના રાજા વીરધવલનો પુરોહિત; તદનંતર ભીમદેવ રાજાનો સભાસદ; વંશાવલિ—૧. સોલશર્મા, ૨. લલ્લશર્મા ( પ્ર. સં. ૯૯૯ ), ૩ મુંજ, ૪. સોમ,

નાગરબ્રાહ્મણ; નૃસિંહ લક્ષ્મીના ઉપાસક; ૧ ભાનુદત્ત કૃત રસ તરંગિણી નામના ગ્રં-થ ઉપર રસિક રંજની નામની ટીકા, ૨ અલંકાર મહોદધ

११ सदाराम त्रिपाठी.—દેવેશ્વર પુત્ર, મુગટજી પૌત્ર, નાગરબ્રાહ્મણ, ૧ સર્વ-જિન્મહાવ્રત પ્રયોગ, પત્ર ૨૫ (હસ્તલિખિત પ્રતનું વર્ષ ઇ. સ. ૧૭૪૧) ૨ પ્રાયશ્ચિત્ત મહોદધિ, ૩ પૌંડરીક પ્રયોગ, ૪ એકાગ્નિ રત્નાકર ૫ સર્વતોમુખોદ્યત પ્રયોગ, ૬ દ્વા-દશાહાન્ત સામ પ્રયોગ, ૭ તે ઉપર ટીકા, (આ સર્વ ગ્રંથો યાજ્ઞિક વિષયના છે)

१२ जगन्नाथ.—(જન્મ ઇ. સ. ૧૭૫૯, મ. ઇ. સ. ૧૮૧૯) કુબેર પં-ડ્યાના પુત્ર, પુરુષોત્તમના પિતા, ભાવનગર નિવાસી, પ્રશ્નોરા નાગરબ્રાહ્મણ; ૧ ભાગ્ય મહોદય, ૨ શકરસવર્ણન, ૩ નાગર મહોદય, ૪ શ્રીગોવિંદરાવ (ગાયકવાડ સરકાર) વિજય, અમૃતબીજ સ્તવન શ્લોક ૨૦૦, ૫ સ્મારઅમ્બાથી સરોજ વર્ણન, ૬ અમ-રેલીના નાગનાથ મહાદેવનો શિલાલેખ (ઇ. સ. ૧૮૧૫), ૭ પ્રસ્તાવિક હાટકેશ્વર સ્તોત્રાદિ શ્લોકો, ૮ પ્રાકૃત બદ્ધ સંસ્કૃત શ્લોકો.

१३ लज्जाशंकर (गोराभाई).—(જન્મ ઇ. સ. ૧૮૪૧, મ. ઇ. સ. ૧૯૦૮) પંડ્યા રામજી પુત્ર, વડનગરા નાગરબ્રાહ્મણ, જૂનાગઢ નિવાસી ૧ ઋગ્વેદ પ્રયોગ ભાસ્કર, ૨ સામવેદ પ્રયોગ ભાસ્કર, ૩ યજુર્વેદ પ્રયોગ ભાસ્કર. ૪ આહ્નિક પ્રદીપ, ૫ ગંગા સ્તુતિ શ્લોક ૧૬, ૬ વિશ્વનાથ સ્તોત્ર શ્લોક ૮, ૭ હાટકેશ્વરો-ત્પત્તિ ચતુર્દશ રત્ન, ૮ અનંત ચતુરાશીતિ, ૯ ગિરનાર પરિક્રમા વર્ણન, ૧૦ ચંદ્રો-દય, ૧૧ શાંખાયન ચાતુર્માસ્ય પશુ પ્રયોગ, ૧૨ શાંખાયન પૈષ્ટિક પ્રયોગ, ૧૩ પશુ-મંડન, ૧૪ ભટ્ટોજીકૃત ચતુર્દશ શ્લોકની ટીકા, ૧૫ સપિંડ મુંડન મંડન, ૧૬ વેધ-વિચાર, ૧૭ સ્માર્તાધાન પદ્ધતિ, ૧૮ ગંગા વર્ણન, ૧૯ મહાલય શ્રાદ્ધ પદ્ધતિ, ૨૦ બાળકોના સંસ્કારો (ગુજરાતિ)[2]

१४ वल्लभजी आचार्य.—(જન્મ ઇ. સ. ૧૮૪૦, મ. ઇ. સ. ૧૯૧૧) હરિદત્ત પુત્ર, મોનજી પૌત્ર વડનગરા નાગરબ્રાહ્મણ, જૂનાગઢનિવાસી ૧ વિવાહ પદ્ધતિ, ૨ હસ્ત શ્રાદ્ધ પદ્ધતિ, ૩ મહા રુદ્ર પદ્ધતિ, ૪ અતિરુદ્ર પદ્ધતિ, ૫ ભક્તિ વિચાર સૂત્ર, ૬ શિ-લા લેખાવલિ, ૭ માનસ પૂજા, ૮ દીન દુઃખ ભંજન. ૯ હાટકેશ્વરૈકાદશ સ્તોત્ર, ૧૦ હાટકેશ્વરાર્તિક, ૧૧ ભૂતનાથાર્તિક, ૧૨ સોમનાથાર્તિક, ૧૩ શિવપાપાષ્ટક, ૧૪

---

૧ જુઓ ભાગ્ય મહોદય નાટક, ભાષાંતર કર્તા રા. રા. શ્રી નાગરદાસ મોહનલાલ પાઠક, સંપાદક રા. રા. શ્રી દેવશંકર વૈકુંઠજી ભટ્ટ, ભાવનગર કિંમત રૂ. ૦-૧૨-૦ —તંત્રી.

૨. વે. મૂ. ગોરાભાઈના જન્મવૃત્તાંત માટે જુઓ ત્રિમાસિક સંવત્ ૧૯૬૪નો ચૈત્ર માસનો અંક ગતાંકમાં નાગરગ્રંથકારો નં. ૧૯મે ઝમાઈ શુક્લની હકીકત આપી છે. તે તેઓના માતૃકુળમાં થઈ ગયા હતા. ઝમાઈ શુક્લના પુત્ર અમરજી શુક્લ (ગુરુ સ્વામી) પણ મોટા વિદ્વાન્ થઈ ગયા છે, તેઓએ પણ કેટલાક સંસ્કૃત અને અને ગુજરાતી ગ્રંથો રચ્યા છે, તેની હકીકત હવે પછી આપવામાં આવશે.—તંત્રી.

ગણેશ પ્રાગટ્યવિધિ, ૧૫ કીર્તિ કૌમુદીનું ગુજરાતી ભાષાંતર, ૧૬ વિક્રમાંકદેવચરિત્રનું ગુજરાતી ભાષાંતર.

**१६ शंकरलाल.**—(હયાત છે) મહેશ્વર પુત્ર, મગનજી પૌત્ર, પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ, અષ્ટાવધાની મોરબી ગામ નિવાસી, સાવિત્રી ચરિત્ર આદિ નાટક, ૨ સૈન્ય સેવકોપદેશ, ૩ મિત્ર પ્રતિ પત્ર, ૪ અનસૂયાભ્યુદય, ૫ સ્તોત્ર સંગ્રહ.

અપૂર્ણ

જટાશંકર હરજીવન વોરા.[1]

*** વેદમૂર્તિ જટાશંકર હરજીવન વોરા તરફથી પ્રાચીન તથા અર્વાચીન કાળમાં હિંદુસ્થાનમાં જુદાં જુદાં રાજ્યોમાં જે નાગર કાર્યભારીઓ અથવા સેનાપતિઓ થઇ ગયા છે તેઓનું ટિપ્પણ અમારી તરફ આવેલું છે તે હવે પછી પ્રસિદ્ધ કરવામાં આવશે. હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં પ્રાચીન તેમજ અર્વાચીન કાળમાં અનેક નાગર ગ્રંથકારો થઇ ગયા છે અમારો ઉદ્દેશ માત્ર સંસ્કૃત ગ્રંથકારોનો સંગ્રહ કરવાનો નથી, પરંતુ સંસ્કૃત, ફારસી, ઉરદુ, વ્રજ, હિંદી, ગુજરાતિ અને અંગ્રેજી વિગેરેમાં ગ્રંથકરનારાઓનો સંગ્રહ કરવાની અમારી ઇચ્છા છે તેમજ હિંદુસ્થાનના કોઇ પણ ભાગમાં કોઇ પણ સમયે કોઇપણ નાગરવ્યક્તિએ કંઇપણ પ્રકારનું પરાક્રમ કર્યું હોય તો તેની હકીકતો પણ એકઠી કરવાનો અમારો ઉદ્દેશ છે તેમજ માત્ર વડનગરા નાગરનીજ હકીકત નહિ, પણ છએ જાતના નાગરોમાં હરકોઇ જાતના નાગરોની જાણવા યોગ્ય હકીકત એકઠી કરવાનો વિચાર એટલા માટે છે કે તે ઉપરથી જે જ્ઞાતિએ બે હજાર વર્ષોથી હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં પથરાઇ જવા છતાં પોતાનું વિશિષ્ટત્વ જાળવી રાખ્યું છે, તેનો એક સમગ્ર ઇતિહાસ ઉપજાવી શકાય. કોઇપણ ઇત્યાદી ગૃહસ્થ માત્ર એકજ વ્યક્તિની હકીકત પુરી પાડશે તો આખું મકાન બાંધવાને જેમ એક ઇંટ પણ ઉપયોગી થઇ પડે છે, તેમ તે હકીકત ઉપયોગી થઇ પડશે તેથી અમો સર્વ ભાઇઓને અમારી નમ્ર વિનતિ લક્ષમાં લેવા આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ—તંત્રી.

---

# रा. रा. देवदत्त भांडारकर अने नागरोत्पत्ति.

ઇંડીયન એન્ટીક્વેરી નામના માસિક પત્રમાં રા. ભાંડારકરનો એક લેખ નિકળ્યો છે.[2] તેમાં એમ પુરવાર કરવામાં આવેલું છે કે હિંદુસ્તાનની ઉંચી ગણાતી જ્ઞાતિઓમાં પણ દેશ બહારથી આવેલી જ્ઞાતિઓનો ભેળ અવંશ્ય છે તે મુદ્દાસરના લેખનો આરંભ એવી રીતે થાય છે કે "હિન્દુઓના ઇતિહાસ પુરાણોમાં ચાર જ્ઞાતિ લખેલી છે ને અનુલોમ પ્રતિલોમ ભેદથી અનેક જ્ઞાતિ

રા. ભાંડારકરનો પૂર્વ પક્ષ.

થઇ છે ઉચ્ચ જ્ઞાતિના પુરૂષને હીન જ્ઞાતિની સ્ત્રીથી જે કન્યા ઉત્પન્ન થાય તે પોતાના પિતાની જ્ઞાતિમાં પરણે,

---

૧ ઉપરના ગ્રન્થકારોમાં દરેકની કૃતિઓનું આખું લીસ્ટ નથી એમ જણાય છે.—વ્ય.

૨ જુઓ એન્ટીક્વેરી, ઇ. સ. ૧૯૧૧ના જાનેવારી માસના અંકમાં રા. દેવદત્ત ભાંડારકરનો "હિંદુઓમાં વિદેશીય જાતિઓનાં તત્વો" નામનો વિષય.

ને તેથી જે કન્યા જન્મ પામે તે પણ પોતાના પિતાની જાતિમાં પરણે, તો પાંચમી વા સાતમી પેઢીમાં જે સંતાન થાશે, તે શુદ્ધ ઉચ્ચ જાતિની મનાય કેટલાએક ભાષ્યકારનો એ મત છે કે બ્રાહ્મણ પુરૂષને શુદ્ર સ્ત્રીથી જે પારશવ સંતાન થાય, ને તે વળી શુદ્ધ પારશવ સ્ત્રીથી જે પરણે ને પછે જે સંતતિ થાય તે શુદ્ધ ગુણયુક્ત પારશવ સ્ત્રીને જ પરણે તો તો એમ પરણવાથી છઠ્ઠી પેઢીમાં જે સંતાન થશે તે બ્રાહ્મણ મનાશે. પાછળના ટીકાકારના મત સાથે રા ભાંડારકર સહમત જણાય છે. એ મહાનુભાવનું એ પણ કથન છે કે "જે સંસ્કૃત ઇતિહાસથી ઉપરનાં વાક્યો ઉધૃત કરી લખેલાં છે તે કથાઓના સમૂહ છે ઇતિહાસ નથી પરન્તુ તે બ્રાહ્મણોને સ્વીકાર છે એટલે એ બ્રાહ્મણોના શુદ્ધ વંશ તથા ઉચ્ચ કુળનું અહંકારના ઉત્તરમાં પ્રમાણરૂપ રેવાઇ શકે છે" પોતાના કથનના સમર્થનમાં કણ્વ, વિશ્વામિત્ર, નાભાગારિષ્ટ, વસિષ્ટ, પારાશર આદિના ઉદાહરણો પણ દે છે આવાં આવાં પ્રમાણો તથા એટલી એ સિદ્ધ કરવા ઇચ્છે કે નાગર બ્રાહ્મણ મૈત્રક જાતિના છે;—જેઓ હુણ લોકોની સાથે આ દેશમાં આવ્યા હતા આ મૈત્રક જાતિનાજ વલભિવંશના રાજા હતા, જેના વંશ જ ગુહિલોત રાજપુત બને છે, ને નાગર બ્રાહ્મણ વલભિ રાજાઓના પુરોહિત હતા, કેમકે એ રાજાઓએ આ નાગરબ્રાહ્મણોને દાન દીધાં હતાં, ને તેજ સમયથી નાગરબ્રાહ્મણોની ખ્યાતિ થઇ નાગર બ્રાહ્મણ પંજાબના નાગરકોટ નામથી આવેલા જ્ઞાત થાય છે ગુજરાતના આ બ્રાહ્મણજ નાગર નથી કહેવાતા, પરંતુ પંજાબના જાટ, બુન્દ શેહેરના ગુજ્જર, ગુજરાતના વાણિયા, તથા કનોજીઆ, મૈથિલ ને કાશ્મીરી બ્રાહ્મણોમાં પણ નાગર, નગરી, નગરિયા નામના ભેદ પામ્યા જાય છે એ કારણથી જ રા ભાંડારકરનુ માનવુ છે કે એ સઘળી જાતિ એક જ જાતિ છે એટલું લખવા વા માનવાથી જ એ મહાશય ઉપરામ નથી પામતા પરન્તુ આગળ વધી એ નાગરોને કઇ જાતિનો મેળ બતાડે છે કારણ નાગરોમાં દત્ત, ત્રાત, ભૂતિ, મિત્ર, દેવ, ભટ, દાસ, આદિ શર્મ છે, જેમાંથી શર્મ ને દેવ બ્રાહ્મણોનાં શર્ન છે, બાકીનાં શર્મ બંગાળાના કાયસ્થોમાં પણ પ્રાય હોય છે એટલે નાગરો પણ કાયસ્થ જ છે બંગાળના કાયસ્થોને આદિ સુર રાજાએ બોલાવી વસાવ્યા હતા ને નાગર પણ ઉત્તરથી આવી ગુજરાતમાં વસ્યા હતા, એટલે કાયસ્થને નાગર એક જ જાતિ છે તેમજ મારવાડના શ્રીમાળી બ્રાહ્મણોમાં પણ પ્રાય એજ શર્મ પામ્યા જાય છે એટલે એ પણ મિશ્ર જાતિના જ છે રા ભાંડારકર મહાશયના લેખનો સાર એજ નિકળે છે જે હિન્દુસ્તાનમાં જે બ્રાહ્મણ આદિ જાતિ પોતાને શુદ્ધ વંશ જ તથા ઉચ્ચ બતાડે છે તે સઘળી બહારથી આવેલી છે ને દેશમાં આવી હિન્દુ ધર્મમાં મળી જવાથી ઉચ્ચ જાતિમાં મળી ગઇ છે.

વેદ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ જોતાં એટલું અવશ્ય જોવામાં આવે છે જે સૃષ્ટિની આદિમાં જાતિભેદ આજના સમય જેવા ન હતા ગુણ કર્મ સ્વભાવથી પણ જાતિ ભેદ હતો, પણ એક વ્યક્તિ જ્યારે પોતાના ગુણકર્મથી કોઇ વિશેષ જાતિમાં મનાય તો પછી તેના સંતાનો પણ ઉચ્ચ વા નીચ જાતિમાં થતા રહેવાના યુગાન્ય જ્યાં સમય ન મળે ત્યાં સમજ એ સઘળા એકજ જાતિના જ મનાય મનુના પુત્ર

ગુણકર્મથી જાત્યંતર પામેલ ઐતિહાસિક વ્યક્તિઓનાં દૃષ્ટાંતો નિયમ રૂપે નહીં પણ અપવાદ રૂપે છે.

સૂર્યના વંશમાં રાજા રથિતરના પુત્ર બ્રાહ્મણને ક્ષત્રિય આંગિરસ ગોત્રી થયા છે પણ આગળ જઈ બ્રાહ્મણ સન્તતિમાંથી કોઈ ક્ષત્રિય થયો હોય વા ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયો હોય તેવા પુરાવા જ્યાં લગણ ન મળે ત્યાં લગણ એ નથી કહી શકતા કે ગુણ કર્મ સ્વભાવથી જાતિ બદલતી રહી મનુના બીજા પુત્ર નાભાગની સંતતિ વૈશ્ય થઈ ને પિશધ્રની શૂદ્ર થઈ સૃષ્ટિની આદિમાં એક જ પુરૂષની સંતતિથી સઘળા મનુષ્ય ઉત્પન્ન થયા માનીએ તો તેના આદિ સન્તાનમાં ગુણ કર્મ સ્વભાવથી મનુષ્યોના વર્ણ બાંધી જાતિ નિયત કરવામાં આવે તે સ્વાભાવિક જ હોય. કણ્વ, વિશ્વામિત્ર, નાભગારિષ્ટ, વશિષ્ટ પારાશરાદિના દાખલા તો ઉપરના જાતિ નિયમના અપવાદ રૂપ ગણાય. શું વિશ્વામિત્ર વ્યાસાદિ જે જાતિના ગણનામાં પોતાના ગુણ કર્મ સ્વભાવથી આવ્યા તેની સન્તતિમાં પણ ગુણ કર્મ સ્વભાવથી જાતિભેદ થતા રહ્યા શાસ્ત્રથી બતાડવામાં આવશે? જ્યાં લગણ એક નિયમને જાતિમાં સદા થાતા રહ્યાના દાખલા ન મળે ત્યાં લગણ એ દાખલા અપવાદ રૂપજ ગણાઈ શકે છે, સર્વ સાધારણ નિયમની ગણનામાં નથી આવી શકતા. પરશુરામ જન્મથી બ્રાહ્મણ હતા ને કર્મ સ્વભાવથી ક્ષત્રિય હતા પણ એને તથા એની સંતતિને કોઈ પણ ક્ષત્રિય નથી માનતું ઈતિહાસ પુરાણ જોતાં જે જાતિઓને હાલ સમયના વિદ્વાન લોકો દેશ બાહરની બતાડે છે તે આ દેશની જ વતની જાતિ હતાના પુરાવા મળી આવે છે. હૈહય, જાત (જાટ) તુરૂષ્ક યવન, પારદ, શક, કામ્બોજ, પલ્હવ આદિ જાતિ આ દેશના વતની ક્ષત્રિય ભેદના જ હતા. રાજા સગરે પોતાના દિગ્વિજયમાં તેઓને પરાસ્ત કરી અમુક અમુક ચિન્હ શરીર ઉપર ધારણ કરવા આજ્ઞા કરી દેશ બાહર કાઢ્યા હતા, એવું શાસ્ત્રથી જણાય છે. ચંદ્રવંશી રાજાઓમાં હૈહય ને હય બે ભાઈ હતા, ને તેની રાજધાની નર્મદા તટપર હતી. તેઓના સન્તાનો હૈહયને હયના નામથી ઓળખાયા છે. તેજ હૈહય ને હય જાતિને સગરે પરાસ્ત કરી દેશ બાહર કાઢી. હૈહય જાતિમાં તાલજંઘ, અવન્તિ, તુંડિકેર, જાત, વીતિહોત્ર આદિ અવાન્તર ભેદ હતા. હૈહય જાતિનો મ્હોટો રાજા કાર્તવીર્યાર્જુન હતો, તેની સંતતિમાં તાલજંઘથી તાલજંઘો જેના પુત્રોમાં વીતિહોત્રથી તથા પૌત્ર સુજાતથી વીતિહોત્ર તથા જાત (જાટ) ભેદના ક્ષત્રિય થયા. યયાતિ રાજાના પુત્ર તુર્વસુના સન્તાન તુરૂષ્ક થયા જણાય છે એમજ રીતે ક્ષત્રિયમાંના અવાન્તર ભેદની જાતિ યવન, પારદ આદિ જેને સગરે પરાસ્ત કરી દેશમાંથી હાંકી કાઢ્યા. તે પૃથ્વીના જુદા જુદા ભાગમાં જઈ વસ્યા જણાય છે, સમય પામી તેજ જાતિના લોક પાછા આ દેશની મેર આવ્યા દીસે છે પણ કાળથી જુદા રહેવાને કારણે તથા દેશ હવા પાણી આદિના પ્રભાવથી એ લોકમાં રહેવાની તેમજ વિચાર ધર્મ કર્મ રીતિમાં અંતરાય પડી જવાનો સંભવ છે હાલમાં પણ જોવામાં આવે છે જે ઉત્તર હિન્દુસ્તાનમાં વસતી ગુજરાતની ન્યાતોમાં તથા ખાસ ગુજરાતમાં વસનારી તેજ ન્યાતોમાં ધર્મ કર્મ આચરણ વ્યવહારમાં પણું અન્તર જણાય છે. તો પછી પૂર્વ કાળમાં જુદી પડેલી જાતિઓમાં અન્તર

જણાય તેપણ શ્યામ, વિહાર, મલાય, સીદિયા (શાકદ્વીપ), ગાંધાર આદિ દેશોમાં પણ પૂર્વ કાળમાં જ્ઞાતિભેદ મત રોકાણ જણાવવામાં આવ્યો છે. પુરાણો તથા કાશ્મીરના ઇતિહાસથી જણાય છે કે સીદિયામાં મગ નામની જાતિ હતી ને એ બ્રાહ્મણ કહેવાતી હતી, તેજ જાતિ પારસી લોકોના મોર 'મેજાઇ' હતી. તેમજ રાજતરંગિણીના લેખથી જણાય છે કે ગાંધાર દેશમાં પણ બ્રાહ્મણ હતા જેને શ્રેષ્ઠ બ્રાહ્મણ લખ્યા છે એ સપ્રમાણથી સિદ્ધ થાય છે કે બાહ્ય દેશોમાં પણ જાતિ વિભાગ હતા ને તે આપણીજ ગએલી જાતિ હતી. કાળાન્તરે તેજ પાછી આ દેશની રીતિ વ્યવહાર ધર્મ કર્મમાં જુદી પડતી આવી. આ દેશમાં આવી વળી પાછી આ દેશના ધર્મ કર્મ સ્વીકાર કરી પોત પોતાની જાતિમાં ભળી ગઇ. પણ કેટલા ભેદથી જુદી જ રહીને તે જ કારણથી સર્વ વર્ણની જુદી જુદી જાતિમાં ખાવા પીવા પરણવા આદિનો વ્યવહાર જુદો જ પડી ગયો, યવાદિના વખતના પ્રથમના શ્રેષ્ઠ દેશમાં જઇ વસવાના તથા તથા રામચન્દ્રના ભાઇ ભરત અને ગાંધાર દેશના અધિપતિના પુત્ર વગેરે કે જેનાં સન્તાનો તરફ કહેવાતાં હતા તેઓ દેશ બાહ્ય વસવાના પુરાવા છે વાસ્તવમાં એ પણ આપના ક્ષત્રિય જ હતા, સાર એ જણાય છે કે જે જાતિને દેશ બાહ્યથી આવેલી કહેવામાં આવે છે તેમાંથી ઘણીખરી જાતિ આ દેશની વતની હતી, તે પાછળથી પરદેશમાં જઇ વસી અને કાળ પામી પાછી પોતાના પૂર્વના દેશમાં જ આવી.

ગંગાશંકર પચોલી—ભરતપુર.

---

# ऐक्य.

તીર્થરૂપ માતુશ્રીઓ અને વ્હાલી બ્હેનો! આ સમયે ઐક્ય વિષે અલ્પ વિનંતિ કરીને તમો સર્વ પતિપરાયણ સતીઓની મહત્તાને માટે વધાવી લેવી જોઇએ માત્ર ઐક્ય વિષે જ નહિ, પણ સતીઓના મહત્ત્વ વિષે પણ કંઇક ચર્ચા કરવી જોઇએ. બ્હેનો! ઐક્યનો ખરો અર્થ આપણે સમજી શકીએ છીએ? કેટલાક પુરુષો પણ તેનો અર્થ સમજી શક્યા નથી, ત્યારે આપણે સ્ત્રીઓને માટે તો શી આશા રાખી શકાય. સંપ, પ્યાર, દયા અને સત્યપૂર્ણ વિશ્વાસ—એ યથાર્થ ઐક્યનાં અવયવો છે આવું ઐક્ય પરમહંસોને પણ પૂજનીય છે. ઐક્ય એટલે અભેદ અને તેજ પરમાત્માનું સ્વરૂપ છે આનન્દ રસથી ભરપૂર તેમજ દિવ્ય જ્યોતિથી દેદીપ્યમાન ઐક્યનો મહિમા મેઘ જેવો છે જેમ મેઘ સુકા, નીરસ, પત્રપુષ્પ રહિત વૃક્ષને શ્રાવણ માસમાં ઝરમર ઝરમર વર્ષીને લીલુંછમ બનાવી દે છે, તેમ ઐક્ય પણ આનંદ, કીર્તિ અને આરોગ્યાદિથી લીલું કુળ જીવન બનાવી દે છે.

સંપ શબ્દ દેખીતો બહુ સરલ લાગે છે, પણ તેના અર્થનો ઉપયોગ કરવાનું બહુ કઠિન થઇ પડે છે સંપ, પ્રથમ તો ઘરમાં, પછી કુટુંબમાં, પછી પડોશી અને દેશમાં અને છેવટે આખી સૃષ્ટિના જીવો સાથે આપણે અનુભવવો જોઇએ. તેમ કરવાથી જ તમે નિર્મળ થશો અને બીજાઓને નિર્મળ બનાવી શકશો.

એમ પુછશો નો કપડાં, ઘરેણાં, રમકડાં વગેરે એક હજાર ચીજોના નામો ગણાવી જશો! ભાગ્યયોગે પતિની સ્થિતિ સારી હશે તો તે તમારી ઇચ્છાઓ પુરી પાડે; પરન્તુ તેનાથી તેમ ન બન્યું તો પછી જોઇ લ્યો મઝા! " ભણ્યા પણ, ગણ્યા નથી, વ્યવહારમાં તો સમજતાંજ નથી " વિગેરે વિગેરે વાગ્બાણો એક પછી એક છુટવાનાં કે બ્હેનો, વસ્ત્રાલંકારાદિને બદલે રામાયણ, મહાભારત, ઉત્તર રામચરિત, શકુન્તલા, કાદંબરી, ભર્તૃહરિ, હિતોપદેશ વિગેરેની પતિ પાસે માગણી કરતાં તમે ક્યારે થશો? તમે હમેશાં માત્ર એકજ કલાક તેની પાસે બેશી ભણવામાં નહિ માગી શકો? પુરૂષોના થાકી ગયેલ મગજને તમે ગઝલસંગ્રહ, રઘુવંશ, કુમાર સંભવાદિ કાવ્યોના મધુર ગાયનો ગાઇને શાંત કરવા ક્યારે સમર્થ થશો? આવા પ્રકારના વિદ્યાવિનોદથી તમે તમારા તથા તમારા પતિના ત્રિવિધ તાપોની શક્તિને સત્વર કુંઠિત કરી શકશો.

वह्निस्तस्य जलायते, जलनिधिः कुल्यायते तत्क्षणात् ।
मेरुः स्वल्पशिलायते, मृगपतिः सद्यः कुरङ्गायते ॥
व्यालो माल्यगुणायते, विषरसः पीयूषवर्षायते ।
यस्याङ्गेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥

' અખિલ લોકને વ્હાલું ' એવું ઉત્તમ ' શીલ ' જેનામાં ખીલેલું હોય છે, તેને અગ્નિ જળરૂપ થઇ જાય છે, સમુદ્ર ખાબોચીયા જેવો થઇ જાય છે, મેરૂ પર્વત કાંકરા સમાન થાય છે, સિંહ હરણ જેવો થાય છે, સર્પ પુષ્પની માળા જેવો થાય છે અને હળાહળ ઝેર અમૃત રૂપ થાય છે."

આ પ્રમાણે સદ્વિદ્યા અને શીલથી તમારા અંતઃકરણને સંસારની નાની મોટી બાધાઓ કદિ પણ વ્યથા કરી શકશે નહિ.

તમે તમારા પીએરમાં હો ત્યાં પણ તમારા ભાઇ ભત્રિજાઓ પાસેથી જ્ઞાન મેળવવાને ઉત્સુક રહેવું જોઇએ. નકામી નજીવી વાતોમાં વખત વીતાડવા કરતાં, તેમાંથી અમુક કલાકો બચાવી તે કલાકોનો અભ્યાસ કરવામાં શા માટે ઉપયોગ ન કરવો? ગાંધીની દુકાનેથી મસાલો બાંધેલા પડીકાના કાગળમાંથી પણ ઘણીવાર નવું અમૂલ્ય જ્ઞાન મળી શકે છે. આમ કરવાથી એક વખતે જે લોકો તમને મૂર્ખ ગણતા હશે, અને તમારા સાસરીયાં તમને કમઅક્કલના ગણતાં હશે, તેઓ પણ તમારામાં વધતી જતી નમ્રતા અને હુંશીઆરી જોઇને તેઓના વિચારો ફેરવશે, અને ધીમે ધીમે તમને માનની નજરે જોતા શીખશે. નહી સમજતો કે મણિની કાન્તિ કુંદનથીજ વધે છે તે પ્રમાણે તમે કુંદનરૂપ હશો તો તમારા પતિઓ જે મણિ રૂપ છે. તેઓ વધારે તેજસ્વી લાગશે. દંપતીનું જીવન શુદ્ધ સ્નેહમય કરવાનો આ એકજ માર્ગ છે. કદાચ પતિ ઓછું ભણેલો હોય, તોપણ શું થયું? તેટલા માટે તમારે તમારો અભ્યાસ ન વધારવો, તેનું કંઇ કારણ નથી. ઘરમાં બેઠેબેઠે અભ્યાસ કરવાથી તમારા ઓછું ભણેલા પતિઓને કંઇ ખોટું લાગવાનું નથી.

સદૈવ સંતોષ રાખવો, તે આપણા સ્ત્રીઓનો ખાસ ધર્મ છે. બન્ને સરખાં

ગુણના સ્ત્રી પુરૂષોનું જોડું વિધાતા જોડતોજ નથી. પણ પૈકાજ જોડા તેવા ભાગ્યશાળી હોય છે માટે અસંતોષ રાખવાથી ભ્રમરની માફક

गन्धाढ्यां नवमल्लिकां मधुकरस्त्यक्त्वा गतो यूथिकां ।
तां दृष्ट्वाशु गतः स चंदनवनं पश्चात्सरोजं गतः ।।
बद्धस्तत्र निशाकरेण सहसा रोदित्यसौ मन्दधीः ।
संतोषेण विना पराभव पदं प्राप्नोति सर्वो जनः ।।

"સુગન્ધથી ભરેલ નવમલ્લિકાના પુષ્પને તજીને ભ્રમર યાયણીઓનાં ટોળા તરફ ગયો, તેને જોઈનેજ તુરત ચંદન વનમાં ગયો, ત્યાં પણ સ્થિર ન થતાં કમળમાં જઈને બેઠો, ત્યાં રાત્રીએ ચંદ્રમાએ તેને કમળમાંજ પુરી દીધો જેથી તે મુર્ખની પેઠે રોવા લાગ્યો, એ પ્રમાણે જે મનુષ્યો સંતોષ રાખતા નથી તેઓનો છેવટે પરાભવજ થાય છે."

આજ કાલની બાળાઓનો સંતોષ વિનાનીજ પણે ભાગે જોવામાં આવે છે બાળપણમાં લગ્ન કરવાથી અને પતિ પણ સમાન હોવાથી સાસરે ગયેલી બાળાઓને કેટલીક વખત સાસરીયાં તરફથી અપાતી પીડાઓ અને તે ઉપરથી પીયરીયા તરફથી થતી તકરારો વગેરે ફજેતીઓ કોણે જોઈ નથી ? પરંતુ આવા પ્રસંગમાં પણ તેવી બાળાઓ ભણેલી હોય તો કાગનો વાઘ ન કરતાં થોડી ઘણી મુશ્કેલીઓ નીભાવી લે, એમાં કંઈ શક નથી

અર્થાત્ મારા કહેવાનો આશય એટલોજ છે કે ગમે તે પ્રકારે સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરી તનને કેળવવું જોઈએ, મનને કેળવી હૃદયનો વિસ્તાર કરવો જોઈએ પ્રથમ વયમાં જેમ માબાપ તરફ પ્રેમ રાખતાં હતાં, તેવોજ પ્રેમ તમારા સાસરીયાં સાથે સાસુ સસરા સાથે રાખવો જોઈએ. પતિ સાથે તો એક રૂપ થઈ જવું જોઈએ. અને આખા સંસારમાં તમારે સર્વથી અભેદ દૃષ્ટિએ જોતાં શીખવું જોઈએ એમ કરશો તોજ તમારો સંસાર ચાલી શકશે અને તમે આસપાસની કાંટાવાળી સ્થિતિને પણ નિષ્કંટક, નિર્ભય અને આનંદમય કરી શકશો.

વસાવડ. સૌ. બ્હેનોની બ્હેન.



# મનુસ્મૃતિમાંથી આપણો ધર્મ તથા વ્યવહાર વિગેરે.

અનુસંધાન પૃષ્ઠ ૬૬થી.

પાંચમા અધ્યાયમાં શ્લોક ૫૮ થી ૧૦૯ સુધી મૃત્યુ તેમજ વૃદ્ધિ સૂતકનો વિષય આપેલો છે.

સૂતક સંબંધમાં તેની શી જરૂરીઆત હશે તે બાબત ગંભીરપણે હાલના જમાનામાં ઘણા લોકોએ વિચાર કર્યો જણાય છે. અશુદ્ધ, અપવિત્ર કે ગંદા પદાર્થ કે પુરૂષના સમાગમમાં ન આવવું તે માટે વિશેષ કાળજી વધી જોવામાં આવે છે પરન્તુ સૂતકીને કયા પ્રકારની ગણત્રીમાં મૂકવો તે વિચારમાં ભાગ્યેજ લેવાયું હશે. શાસ્ત્ર પ્રમાણે તો તેનો પણ સૂતક હોય ત્યાં સુધી સમાગમ ન કરવો એમ છે તથા તે પ્રમાણે મૃત્યુ સૂતકમાં તો અમુક જ્ઞાતિમાં ને વિશેષે કરીને વૈષ્ણવ સંપ્રદાયવાળાઓમાં પાળવામાં આવે છે વૃદ્ધિસૂતક માટે એક મત નથી. આપણામાં તો જુદા જુદા સમુદાયમાં જુદો જુદો રીવાજ છે, કોઈ બીલકુલ પાળતા નથી તો કોઈ મૃત્યુ સૂતક એટલું જ તે પણ પાળવામાં આવે છે.

સૂતક પાળવા સંબંધમાં મારી બુદ્ધિ પ્રમાણે વૈદક શાસ્ત્રને અનુસરીને રીવાજ શરૂ થયો જણાય છે તથા તે સંબંધે નિયમ બાંધવામાં અશક્ય જે કારણમાટે તે નિયમ બાંધ્યા ન મનાયું હોય તેનો તમામ અભાવ હોય તોપણ તે રીવાજ પ્રચલિત જોવામાં આવેછે, પરન્તુ તેનું કારણ આપણી કલ્પના પ્રમાણે દરેક વ્યક્તિ માટે જુદા જુદા પ્રસંગ માટે જુદા જુદા અપવાદ તથા નિયમ ન કરવા પડે માટે કારણને અભાવે પણ રીવાજની પ્રબળતા માની સૂતક પાળવા ઠરાવ્યું હોય એમ હોય

આપણે એમ તો કબુલ કરવું પડશે કે હિંદુસ્થાનમાં પ્લેગે દેખાવ દીધો નહતો ત્યાંસુધી માંદા માણસના સંસર્ગમાં આવવાથી કેટલું જોખમ છે એ દરેકના ખ્યાલમાં નહોતું. પ્લેગની હવા શરૂ થયા બાદ તાત્કાલીન ઘર સાફ રાખવાં તેમાં રોજ ફ્યુમીગેશન કરવા, તથા જંતુનો નાશ કરે એવા પદાર્થવાળા પાણી છાંટવાની ભલામણ કરવામાં આવે છે તથા કોઈ ઘરમાં પ્લેગનો કેસ થાય તો રોગીને જુદો રાખવો, સારવાર કરવા વાળાએ જુદું જુદું રહેવું ને તે રોગી મરે ત્યારે સારવાર કરવા વાળા તથા તેને સ્મશાને લઈ જવા વાળાએ તથા તેના બીજી રીતે સમાગમમાં આવવાવાળાએ અમુક દવા પીવી કે શરીરે ચોળવી, કપડાં તડકે રાખવા વિગેરે ઉપચાર બતાવવામાં આવે છે વળી જે સ્થળે મૃત્યુ થયું હોય તે સ્થળે કેટલીક ક્રિયા કરવામાં આવે છે પ્લેગના જંતુ લાવનાર ઉંદર મરે ત્યાં પણ જમીન અગ્નિથી સળગાવી બાળવામાં આવે છે.

આ મર્જ ઉપરથી એમ તો કબુલ કરવું પડે કે રોગી પુરૂષની પાસે રહેનારાએ બીજાના સંસર્ગમાં તરતમાં ન આવવું તથા તેવા રોગીનું મૃત્યુ થાય ત્યારે શરીરના અંદરના રોગના જંતુ બહાર નીકળી આવતા હશે એટલે પછીના અમુક વખત માટે

સૂતક પાળવાનો ઠરાવ કરવાથી સંસર્ગમાં ઓછું રહેવાનું ઠરાવ્યું. પ્રસંગે ઘણો ભય પેદા કર્યો એટલે તેમાં (Isolation) સૂતકના ઉપાય આપતો જણાય છે, બીજી રોગ માટે તે ભય ન હોવાથી તે વાત લક્ષમાં લેવાતી નથી વળી તે પણ ધ્યાનમાં લેવાનું છે કે જેમ નજીક સુમાર સંબંધ હોય તેમ વિશેષ સમાગમમાં આવવાનું થાય તથા જેમ દૂર સગપણ તેમ સમાગમ ઓછો થાય એ પરથી સૂતક પણ મરનારની સંતતિ, ઘરનાં માણસ, સપિંડ, સગોત્ર, સમાનોદકને એમ અનુક્રમે ઓછા ઓછા દીવસ માટે પાળવાનું ઠરાવ્યું જણાય છે વૃદ્ધિસૂતક માટે પણ પ્રસવ વખતે રોગ પેદા કરે એવા ચેપી જંતુ બહાર આવતા હશે તેથી તે પ્રસંગ માટે સૂતક પાળવા ઠરાવ્યું જણાય છે. તે વિષય ડાક્ટરી વિદ્યા જાણનારાઓએ નક્કી કરવા જેવો છે

બીજી તરફ ધર્મશાસ્ત્ર પ્રમાણે પણ જેમ આવી રીતના સમાગમમાં આવવાથી અપવિત્રતા તથા અશુદ્ધતા વધે તેમ તે નિત્ય કર્મ કરી દેવતા તથા પિતૃને તૃપ્ત કરવા માટે અધિકારી રહે નહીં કારણ તે કાર્ય માટે શુદ્ધતા તો મુખ્ય સાધન છે એટલે વૈદક શાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર બેઉ તરફથી સૂતકનો નિયમ પ્રચલિત થયો હોય એમ લાગે છે. વૈદકશાસ્ત્રવાળા જેમ સમાગમના પ્રમાણમાં સૂતક (Isolation) ની ભલામણ કરે છે તેમ ધર્મશાસ્ત્રે જોકે નજીક અગર છેટેના સગપણ ઉપર સૂતક પાળવાની હદ રાખી છે તોપણ ધર્મ ક્રીયાનો લોપ ઓછો થાય એ માટે ખાસ કાળજી રાખી છે તથા તેથી સૂતકના નિયમના અર્થ કરવામાં હમેશાં શક પ્રસંગમાં સૂતક ઓછું પાળવું પડે એવો અર્થ કરવા સુચવ્યું હોય એમ દેખાય છે (જુઓ શ્લોક ૪)

સૂતક સંબંધમાં ઉપરનો ઉપોદ્ઘાત લખી મનુસ્મૃતિ, ધર્મસિન્ધુ તથા આપણા ચાલતા વ્યવહારમાં મ્હારા જાણવા પ્રમાણે સૂતક સંબંધી શું રીવાજ છે તે હું આહીં લખું છું

दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ।
अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥ ५८ ॥

અર્થ—જેને દાંત આવ્યા હોય અગર ન આવ્યા હોય જેને ચૂડાકર્મ કરેલું હોય અને જેને ઉપવીત સંસ્કાર કરવામાં આવ્યા હોય તેવો દ્વિજ કોઈ મરી જાય ત્યારે તથા જન્મ થાય ત્યારે સપિંડો તથા સમાનોદકો સૂતકી થાય છે.

આ શ્લોકમાં અમુક સમય સુધી સૂતક ન લાગે એવો ભાવ નીકળે છે પરંતુ મનુસ્મૃતિમાં તે સમય બતાવ્યો નથી અચ્યુતકૃત નિર્ણયદીપિકામાં પાને ૩૭૨મે "જૈમિનિ" નું વચન આપ્યું છે તેમાં તેવો સમય બતાવ્યો છે તે નીચે મુજબ

यावन्नो छिद्यते नालं तावन्नाप्नोति सूतकम् ।
छिन्ने नाले ततः पश्चात् सूतकं तु विधीयते ॥

અર્થ—જ્યાં સુધી નાળ છેદન થયું નથી ત્યાં સુધી સૂતક લાગે નહીં નાળ છેદન થયા પછી સૂતક લાગે.

दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ।
अर्वाक् संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव च ॥ ५९ ॥

અર્થ—કોઈ બ્રાહ્મણ મરી જાય ત્યારે સપિંડને દશ દિવસ સૂતક લાગે અને બીજા જેણે અસ્થિ સંચય કરેલ હોય તેને ત્રણ દિવસ અથવા એક દિવસ સૂતક લાગે છે (શ્લોકમાં પાછળનો ભાગ છે તે સપિંડ તથા સમાનોદક સિવાય માટે જણાય છે)

सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।
समानोदक भावस्तु जन्मनाम्नोरवेदने ॥ ६० ॥

અર્થ—સપિંડતા સાત પેઢી સુધી ગણાય છે અને સમાનોદકપણું મરનારના જન્મ અને નામને વિસરી જવામાં આવે ત્યારે મટી જાય છે

સમાનોદક માટે બ્રહ્મજ્ઞ એમ લખે છે કે—

समानोदक भावस्तु निवर्तेताचतुर्दशात् ।

ચૌદમી પેઢી સુધી સમાનોદક કહેવાય છે.,

સમાનોદકના સંબંધમાં મિતાક્ષરામાં એમ પણ કહે છે કે

यत्र सपिण्डानां दशाहं तत्र समानोदकानां त्र्यहं
जननेऽप्येवमेव

અર્થ—જન્મનું તેમજ મૃત્યુનું સપિંડને દશ દિવસ સૂતક લાગે ત્યાં સમાનોદકને ત્રણ દિવસ લાગે,

આ પ્રમાણે શાસ્ત્રમાં છે છતાં આપણા સમુદાયમાં વિશેષે કરી કાઠિયાવાડમાં નાગર જ્ઞાતિમાં સાત પેઢી સુધી સપિંડ, દશ પેઢી સુધી સમાનોદક, અને ચૌદ પેઢી સુધી ગોત્રજ ગણે છે તથા તેને સૂતક દિવસ ૧૦, દિવસ ૩, તથા દિવસ ૧ એમ અનુક્રમે પળાવવા રીવાજ છે.

(સંવત ૧૮૯૭માં જામનગર નિવાસી પંડ્યા કાનજી વણારસી તથા રા. છબીલદાસ મોનજીએ લખેલ પુસ્તક આકારમાં સૂતકનિર્ણય નામ આપી રા. રા. દોલતરામ જટાશંકરે સંવત ૧૯૫૧માં છાપવી પ્રસિદ્ધ કરેલ છે તેમાં ઉપરની હકીકત પાને ૯મે છે.)

यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते
जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ ६१ ॥

અર્થ—આરી રીતે શુદ્ધ થવાની ઇચ્છા રાખનારા સપિંડી પુરુષોને જેમ મૃત્યુ સૂતક લાગે છે એમજ જન્મ સૂતક પણ લાગે છે

(આ શ્લોક તથા નીચેનો શ્લોક જન્મ સૂતકને કંઈ ગૌણ પક્ષમાં ગણવાનું સૂચવે છે)

सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ६२ ॥

અર્થ—દરેક સપિંડને (દસ દિવસનું) મૃત્યુ સૂતક લાગે અને વૃદ્ધિ સૂતક માતા પિતાનેજ લાગે તેમાં અસ્પૃશ્ય સૂતક માતાને એકને લાગે ને પિતાએ સ્નાનથી શુદ્ધ થાય,

अह्ना चैकेन रात्र्या च त्रिरात्रैरेव च त्रिभिः ।
शवस्पृशो विशुध्यन्ति त्र्यहादुदकदायिनः ॥ ६४ ॥

અર્થ—શબનો સ્પર્શ કરનાર એક રાત તથા એક દિવસ સૂતક પાળવાથી શુદ્ધ થાય છે ને સમાનોદક ત્રણ દિવસ તથા ત્રણ રાત સૂતક પાળવાથી શુદ્ધ થાયછે

नृणामकृतचूडानां विशुद्धि नैशिकी स्मृता ।
निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ६७ ॥

અર્થ—જેને ચૂડા કર્મ કર્યું ન હોય તેવાં બાળકનું એક દિવસ તથા એક રાત્રીનું સૂતક લાગે છે ને જેને ચુડાકર્મ કર્યું હોય તેનું ત્રણ દિવસ સૂતક લાગે છે.

આપણામાં ચૂડાકર્મ કર્યું હોય કે નહીં તે સૂતક પાળવાના સંબંધમાં સરખુંજ ગણવામાં આવે છે એટલે ઉપવીત સંસ્કાર ન કર્યો હોય ત્યાં સુધી સપિંડને છોકરાનું ત્રણ દિવસનુંજ સૂતક લગાડે છે ને છોકરીનું એક દિવસનું સૂતક લગાડે છે.

ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ।
अलंकृत्य शुचौ भूमावस्थिसंचयनादृते ॥ ६८ ॥

અર્થ—બે વર્ષ પુરાં ન થયાં હોય તેવું બાળક મરી જાય તો તેના કુટુંબીએ તેને શણગારીને નગર બહાર લઈ જવું તથા પવિત્ર ભૂમિમાં દાટવું તેનાં અસ્થિનો સંચય કરવો નહિ.

ને પછીના શ્લોકમાં તેજ વાત ફરીને લખવા સાથે તેનું ત્રણ દિવસ સૂતક પાળવા લખ્યું છે પરન્તુ આચારમાં પારસ્કરનું વચન આપ્યું છે તે પ્રમાણે માતા પિતા સિવાય બીજાને ત્રણ અથવા એક દિવસ સૂતક લાગે એમ જણાવ્યું છે.

अक्षारलवणान्नाः स्युर्निमज्जेयुश्च ते त्र्यहम् ।
मांसाशनं च नाश्नीयुः शयीरंश्च पृथक् क्षितौ ॥ ७३ ॥

અર્થ—મૃત્યુ સૂતક વાળાએ ખારૂં ખાવું નહીં, ત્રણ દિવસ સુધી (નદીમાં) સ્નાન કરવું. માંસ ખાવું નહીં (જેને ખપતું હોય તેને માટે છે) પૃથ્વી ઉપર જુદા જુદા સુવું.

આ શ્લોક ઉપર જણાવ્યા પ્રમાણે સૂતક દરમીઆન સંસર્ગ ઓછો રાખવા જણાવે છે

તે પછીના શ્લોકમાં દસ દિવસ પછી મૃત્યુ સૂતક સામે તેના પુરૂષને દેશાવરમાં ખબર થાય તોપણ અમુક વખત તેણે સૂતક પાળવું એમ બતાવે છે પરન્તુ આપણામા તેવો રીવાજ નથી ચાલતો આપણામાં તો જેટલા દીવસ બાકી હોય તેટલા દીવસ જ ભોગવવામાં આવે છે ને દસ દિવસ થઈ ગયા હોય તો સ્નાનથી શુદ્ધિ થાય છે.

अन्तर्दशाहे स्यातां चेत्पुनर्मरणजन्मनी ।
तावत्स्यादशुचिर्विप्रो यावत्तत्स्यादनिर्दशम् ॥ ७९ ॥

અર્થ—જો કોઈ બ્રાહ્મણને દસ દિવસનું સૂતક હોય તે દરમીઆન બીજું મરણ કે જન્મનું સૂતક પડે તો તે સૂતક પહેલા સૂતક સાથેજ ઉતરી જાય.

આ બાબતમાં મનુસ્મૃતિના ટીકાકાર શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહર લખે છે કે મૃત્યુ સૂતક સાથે જન્મ સૂતક પડે તો મૃત્યુ સૂતક સાથે ઉતરે પણ જન્મ સૂતક હોય ને તેમાં મૃત્યુ સૂતક પડે તો મૃત્યુ સૂતક સાથે ઉતરી જાય નહિ

તે પછીના શ્લોકોમા ગુરૂ, ગુરૂપુત્ર, વેદ ભણેલ પાડોશી, મામા, માસી, ફઈના પુત્રો, શિષ્ય, રાજા વિગેરેનુ સૂતક પાળવાનો ક્રમ બતાવ્યો છે

न वर्धयेदघाहानि प्रत्यूहेन्नाग्निषु क्रियाः ।
न च तत्कर्म कुर्वाणः सनाभ्योऽप्यशुचिर्भवेत् ॥ ८४ ॥

અર્થ—અગ્નિહોત્રી બ્રાહ્મણે સૂતકના દિવસો વધારીને અગ્નિહોત્રમા વિઘ્ન કરવું નહી કારણ અગ્નિહોત્રી સપિંડ હોય છતાં પણ સૂતકી થતો નથી

दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ ८५ ॥

અર્થ—ચંડાળ, રજસ્વલા સ્ત્રી, પતિત, સુવાવડી, અને શબને સ્પર્શ કરનારો તેમજ તેના સ્પર્શ કરનારો સ્નાનથી શુદ્ધ થાય છે.

તે પછીના શ્લોકોમાં અપવિત્ર વસ્તુનું દર્શન થઈ જાય ત્યારે આચમન કરવા કહ્યું છે

नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुद्ध्यति ।
आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा ॥ ८७ ॥

અર્થ—લીલા હાડકાંને અડકવાથી બ્રાહ્મણે સ્નાન કરવા કહ્યું છે ને સુકા હાડકાંને અડક્યા પછી આચમન કરી ગાયનો સ્પર્શ કરવાથી તથા સૂર્યના દર્શન કરવાથી શુદ્ધિ થાય એમ કહ્યું છે

ઉપરના શ્લોકમાં લખેલ હકીકત હાલના સમયમાં હસી કાઢવામાં આવે તેવી છે તથા તે શ્લોક આંહી દાખલ કરવા પહેલાં આનાકાની પણ થઇ હતી પરન્તુ મનુ મહારાજનું લખવું સકારણ છે તથા કારણ બનાવવાની મુળ તે પ્રચાર વહેમ બાગર ખોટી સમજથી દાખલ થએલ નથી એમ માનવા ધારે તો માની શકાય તેમ છે. શીતલા કાઢકોને બકબવાની રોગના સંસર્ગમાં આવવા બનાવ રહે છે માટેજ તેને બહી સ્નાન કરવું ફરમાવ્યું જણાય છે હાલ મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરનારાઓને તેવાં હાડકા સંબંધેજ કામ રહયુ ત્યારે તેણે શું કરવું એમ કહેવામાં આવશે તેનો જવાબ એટલોજ છે કે મકાનપર આવ્યા પછી કપડા જુદા રાખી સ્નાન કરવામા આવે તો બની શકે ખરૂં સ્નાન શબ્દને પણ સંકુચિત અર્થમાં વાપરી શકાય. શ્લોકમાં બતાવેલ નિયમ પાળવાનો હેતુ રોગના સમાગમમાં આવવાથી અગર અપવિત્ર, મેલી વસ્તુના સમાગમમા આવવાથી બચવું તે જ વધા ખરેખર સ્નાન ન કરે પણ બીજી રીતે સાફ રહે તોપણ સામે ફરકરો તે પ્રમાણે વણી કાળજી દરેક વખતે રાખે છે તે આપણે જોઇએ છીએ

રાજકોટ. ગુલાબરાય વજેશંકર છાંયા.

---

# ગ્રન્થાવલોકન.

**૧. સ્વાનંદસુધાનાં સાચાં મોતી.**—એક વેદાન્ત કાવ્ય, રચનાર રા. રા. વેદાન્ત કવિ હીરાલાલ જગદરામ શુક્લ, પાલીતાણા, મૂલ્ય રૂ. ૧-૮-૦

ઉપરના વેદાન્ત વિષય પ્રતિપાદક કવિતામય પુસ્તકની એક પ્રત અમને તેના કર્તા તરફથી અવલોકનાર્થે મળી છે તે પુસ્તકમાં શ્રી શંકરાચાર્યના કેવલાદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું છે શ્રીમચ્છંકરાચાર્યે ઉત્તમાધિકારીઓ માટે બ્રહ્મસૂત્ર ઉપર અને ઉપનિષદો ઉપર ભાષ્યો રચ્યાં છે, તેમ મધ્યમાધિકારીઓ માટે અનેક પ્રકરણ ગ્રંથો રચ્યા છે આ પ્રકરણ ગ્રંથોમા પોતાનો મદદ્દેશ બહુ કુશળતાથી સરલ ભાષામા સાંગોપાંગ પાર પાડયો છે કર્તા ભૂમિકામાં લખે છે તેમ તેઓએ લગભગ ૧૪૦૦૦ શ્લોકોની વેદાન્ત વિષયક કવિતાઓ રચી છે. તેમાંની માત્ર પ્રસાદી તરીકે તેઓએ આ પુસ્તક પ્રકટ કર્યું છે ગુજરાતી વાચકો તરફથી તેઓને ઉત્તેજન મળશે તો અવશ્ય પોતાના શ્રમનો સંપૂર્ણ લાભ તેઓ ગુજરાતી પ્રજાને આપશે.

કર્તાને વેદાન્તજ્ઞાનનો ઘણો સારો બોધ છે, એમ તેઓના પુસ્તકમાં દર્શાવેલી સાહજિક ભાષાશૈલી ઉપરથી જણાય આવે છે વડોદરાના એક સાધક મંડળના સ્વર્ગસ્થ નેતા શ્રીમાન્ છોટાલાલજી જેઓને તેઓના શિષ્યોએ વિશ્વવંદ્યનું ઉપનામ આપ્યું છે. તેઓના શિષ્ય કર્તા હોય, એમ જણાય છે. ગુરૂરૂપે તેઓ ઉપર અકમ અને અપૂર્વ શ્રદ્ધા છે, એમ તેઓના સ્મરણાર્થે રચેલી કવિતાઓ ઉપરથી જણાય છે વેદાન્ત તત્ત્વજ્ઞાનનો વિષય છે. આવા. તત્ત્વજ્ઞાનનો વિષય બુદ્ધિ જન્ય હોય છે અને કવિતા

હૃદયની ઊર્મિઓનો આવિર્ભાવ માત્ર છે તેથી તત્ત્વજ્ઞાનની ચર્ચા કવિતામાં કરવાથી તેમાં કાવ્યની ખુબીઓ આવી શકતી નથી છતાં કેટલીક કવિતાઓ વાંચતાં તેમાં અવશ્ય કર્તાની સ્વાભાવિક કાવ્યપ્રતિભા જણાઇ આવે છે ગ્રંથની રચના શ્રીમચ્છંકરાચાર્યના પ્રકરણગ્રંથ વિવેકચૂડામણિને અનુસરીને કરેલી છે. એટલે તેમાં તે ગ્રંથનો સારો ભાગ સંગ્રહવામાં કર્તા સંપૂર્ણ રીતે ફતેહ પામેલ છે જેઓને વેદાન્તના કઠિન ગ્રંથો વાંચવાને અવકાશ અથવા શક્તિ નહોય, તેઓને આ પુસ્તક વાંચવાથી તેવા ગ્રંથોના અધ્યયનનું અવશ્ય ફળ મળી શકે તેમ છે. અને તેથી આ ગ્રંથને ગુજરાતી વાચકો તરફથી આદરસહિત સત્કાર થવો યોગ્ય છે

૨. वेदान्तकेसरी ( शतश्लोकी ).—સટીક ભાષાન્તર કરનાર રા. રા. નારણદાસ પોપટભાઈ વૈષ્ણવ. મૂલ્ય રૂ. ૧૪૦ પ્રાપ્તિસ્થાન—જામનગર. ગુરુ શ્રી ભગવાનજી વિશ્વનાથ મારફત અથવા મુંબઇ, મસ્જીદ રોડ સર મંગળદાસ સ્ટેશન બીલ્ડીંગ્સને બીજે દાદરે

શ્રીમાન્ આદિશંકરાચાર્યે જે જે પ્રકરણ ગ્રંથો લખ્યા છે. તેમાં શતશ્લોકીનો ગ્રંથ સર્વોત્તમ છે તેના ઉપર તેમના શિષ્ય આનન્દગિરિજીએ સુંદર ટીકા કરેલી છે સર્વોત્તમ કહેવાનું કારણ એટલું જ છે કે તેમાં પ્રત્યેક લક્ષણ, પ્રક્રિયા અને સિદ્ધાન્તનું સમર્થન કરતા શ્લોકે શ્લોકે ઉપનિષદોનાં જ વચનો ગુંથેલાં છે પ્રસ્તુત ભાષાન્તરમાં

૧. પ્રથમ મૂળ શ્લોકો (જે સ્રગ્ધરા વૃત્તમાં છે)
૨ તે શ્લોકોનો અન્વય.
૩ તેનું સ્ફુટ ભાષાંતર, અને તે નીચે.
૪. સ્પષ્ટીકરણ કરવાને માટે પાદટિપ્પણ તરીકે વિવેચન આપેલું છે અન્વય આપવાથી સંસ્કૃત ભાષાના સામાન્ય જ્ઞાનવાળાને આખો ગ્રંથ સમજવાનું બહુ સરલ થઇ ગયું છે વિવેચનમાં મૂળમાં અર્પિત રીતે ગુંથાયેલાં ઉપનિષત્, બ્રાહ્મણ અને સંહિતાના વચનોનું ઉદ્ધરણ કરી, તેનું સમ્યક્ પ્રકારે વિવરણ કરેલું છે અર્થાત્ વેદાન્તમાં પ્રવેશ કરનાર જિજ્ઞાસુઓને શંકરાચાર્યની પ્રક્રિયા અને સિદ્ધાન્તનું જ્ઞાન આ ગ્રંથથી અનાયાસે થઇ શકે છે. તે ઉપરથી ભાષાન્તર કરનારનું વેદાન્ત વિષયમાં તલસ્પર્શી જ્ઞાન છે એમ સહજ પ્રતીત થાય છે. આવાં પુસ્તકોનો ઉદારતાથી ઉપયોગ થાય અને તેઓના કર્તાઓને પુનઃ પુનઃ એવો શ્રમ લેવાનું ઉત્તેજન અપાય તો ગુજરાતી ભાષામાં આવા તત્ત્વજ્ઞાનના ગ્રંથસમૃદ્ધિની યથેચ્છ પૂર્તિ થઇ શકે.

તોપણ આ સ્થળે એટલું જણાવવું આવશ્યક છે કે જે સમયે જનસમાજમાં વિજ્ઞાન અથવા પણ્ડિતત્વનું ઘણુંજ અલ્પ જ્ઞાન હતું, તેવા સમયમાં સામાન્ય વર્ગ પણ સમજી શકે, તેવા ઉદ્દેશથી આપણા તત્ત્વજ્ઞાનના ગ્રંથો યોજાયા છે. તેથી અમુક સિદ્ધાન્તના પ્રતિપાદનમાં ગ્રંથકારોએ બહુ સાદાં અને એકજ પ્રકારનાં દૃષ્ટાન્તો આપેલાં છે, તેમજ આનુભાવિક ઘટનાઓ પણ સાદી અને સરલ લીધી છે યદ્યપિ આવા ગ્રંથોમાં તર્કની સૂક્ષ્મતાની પરાકાષ્ઠા જોવામાં આવે છે, પરંતુ અનુભવ અને દૃષ્ટાંતના વિષયમાં તો તે ગ્રંથો પણ એકજ પ્રકારનો માર્ગ અનુસરે છે. પરંતુ આધુનિક

સમયમાં જ્યારે વૈજ્ઞાનિક શોધોએ મનુષ્યની દૃષ્ટિ અતિવિશાળ કરી મુકી છે, કુદરતની અગમ્ય ઘટનાઓને નમ્ર કરી નાખી છે પંચમહાભૂતોનાં પૃથક્કરણ કરી તેના સ્વરૂપનું ભેદન કર્યું છે, અને તેના વિશાળ જ્ઞાનથી અનેક નવીન દૃષ્ટિબિંદુઓએ પાશ્ચાત્ય વિદ્વાનોએ નવીન પ્રકારનાજ તત્વજ્ઞાનનાં સિદ્ધાન્તો પ્રગટ કર્યાં છે પૃથ્વી ઉપરના સઘળા ભાગના પ્રાચીન અને અર્વાચીન ધર્મસિદ્ધાન્તો પ્રદર્શક ગ્રંથોનું એકજ ભાષામાં સમેલન કરવામાં આવ્યું છે, તેવા સમયમા સામાન્ય મનુષ્ય પણ ઘટપટના દૃષ્ટાન્તોથી સંતુષ્ટ થઇ શકે નહિ અને તેમ થવાથી તેવા નવીન વિચારવાળાઓની જીજ્ઞાસા તૃપ્ત ન થતા તેઓની આપણા ધર્મ ઉપરથી શ્રદ્ધા પણ શિથિલ થઇ જાય છે. તેટલા માટે માત્ર પ્રાચીન ગ્રંથોના અક્ષરશ ભાષાન્તરો કરવાને બદલે હાલની બદલાયેલી સ્થિતિને અનુકૂળ થાય તેવી (જેવી કે બંગાળી ભાષામાં શ્રી કોકિલેશ્વર ભટ્ટાચાર્યે ઉપનિષદોનું વિવરણ કરવામાં જે પદ્ધતિ ગ્રહણ કરી છે તેવી) પદ્ધતિ પ્રમાણે આધુનિક વિદ્વાનો તરફથી ગ્રંથો રચવામાં આવે તોજ સમાજને વધારે ઉપકારક થઇ શકે, એમ અમારી માન્યતા છે.

**૩. શ્રી ભાગ્યમહોદય નાટક.**—શીઘ્ર કવિ જગન્નાથ પંડિત, રા રા. નાગરદાસ મોહનદાસ પાઠકાન્વિત, અને રા. રા દેવશંકર વૈકુંઠજી ભટ્ટ સંપાદિત, મૂલ્ય રૂ ૧-૦-૦, પ્રાપ્તિસ્થાન—ભાવનગર, સંપાદક, ખારેવાણી શેરી અથવા બુકસેલર અબદુલહુસેન આદમજી

આ નાટકમાં થઇ ગયેલા ભાવનગર નિવાસી પ્રશ્નોરાનાગર બ્રાહ્મણ શ્રી જગન્નાથ પંડિતનો મૂલગ્રંથ તેના સંપાદક સાક્ષર શ્રી દેવશંકર વૈકુંઠજી ભટ્ટ તરફથી અમને અવલોકનાર્થે મળેલો છે ગ્રંથના અભિધાન ઉપરથી ગ્રંથમાં કઇ વસ્તુનો સમાવેશ થાય છે, તેનું સૂચન થઇ શકતું નથી ભાવનગરના મહા બુદ્ધિશાળી અને રાજકાર્ય નિપુણ મહારાજા સાહેબ વિજયસિંહજી જેઓનું નામ ગ્રંથકર્તાએ ભાગ્યસિંહ રાખેલું છે તેઓના ગુણ પરાક્રમનું ગાન કરવું, તે કર્તાનો મુખ્ય ઉદ્દેશ છે પરંતુ તે ઉદ્દેશવાળા બનાવેલા ગ્રંથને ચિરંજીવી કરવાને માટે તેઓએ પ્રકારાન્તરે પિંગળશાસ્ત્રના કેટલાક નિયમો અને સાહિત્યશાસ્ત્રના અલંકારોના લક્ષણો અને સ્વરૂપ તથા કાવ્યાદિ વિગેરે રસમય વાણીમાં વર્ણવેલ છે પ્રસ્તુત ગ્રંથમાં

૧. મહારાજા વિજયસિંહજીનું જીવન ચરિત્ર,
૨. શ્રીજગન્નાથ પંડિતનું જીવન વૃત્તાંત,
૩. મૂલ ગ્રંથ,
૪ ભાષાંતર,
૫. મૂળ ગ્રંથના ગંભીર ભાવને સ્ફુટ કરવાને પાદટિપ્પણ, ઉપરાંત
૬ પ્રસ્તાવનામાં ગ્રંથ સંકલના તથા અલંકારાદિનું સ્પષ્ટીકરણ

એ રીતે આપેલું છે. જગન્નાથ પંડિતની અદ્ભુત અને મધુર વાણી, વર્ણન કરવાની શૈલી, દેખાની રીતે રસ ન પડે તેવા વિષયને પણ રસમય કરવાને માટે નાટકના આકારમાં ગ્રંથો અને અલંકારોને પાત્રો બનાવી પરસ્પર વાદવિવાદથી તેઓ-

ના સ્વરૂપનું યથાર્થ વર્ણન, અને તેમ કરતા દૃષ્ટાંતોમાં મહાગજ વિક્રમસિંહજીના ગુણો અને પરાક્રમનું વિવેચન, વગેરે જોઇને પ્રસિદ્ધ કવીશ્વર જગન્નાથ પંડિતનું જાણે તેઓ પ્રતીક ન હોય તેવો ભાસ થયાવિના રહેતો નથી ભાષાન્તર કરનારે પણ બહુ સંભાળથી સાદી ભાષામાં કર્તાનો આશય સમજાવવા પ્રયત્ન કર્યો છે તેથી આ ગ્રંથ સાહિત્ય શાસ્ત્ર પ્રવેશ કરનાર વિદ્યાર્થીઓને તેમજ સામાન્ય જિજ્ઞાસુઓને પણ બહુ ઉપયોગી થઇ પડે તેવો છે ટ્રેનીંગ કોલેજ તથા સંસ્કૃત પાઠશાળાઓમાં આ ગ્રંથ અવશ્ય દાખલ કરવા યોગ્ય છે, વિશેષત પ્રત્યેક ગુજરાતી નિશાળના પુસ્તકાલયમાં તેમજ વિદ્યાર્થીઓને ઇનામ વગેરે આપવાને યોગ્ય ગ્રંથોની ગણનામાં આ ગ્રંથ યથાર્થ યોગ્યતા ધરાવે છે

**૪. श्री भावनगर सनातन धर्म प्रवर्तक मंडळनो संवत् १९६६ थी संवत् १९६८ सुधीनो वार्षिक रिपोर्ट.**—અમને તે મંડળના નેતા અને આત્મારૂપ મંત્રી મહાશય રા રા ચુનીલાલ ગોદડભાઇ વ્યવહારિક તરફથી મળ્યો છે સંવત ૧૯૬૫માં પરમહંસ ઉદાસી મહાત્મા બાલાગરના મુખ્ય શિષ્ય વ્યાખ્યાનવાચસ્પતિ શ્રી આત્મસ્વરૂપજી ભાવનગરમાં પધાર્યા હતા ત્યારે તેઓના ધાર્મિક વ્યાખ્યાનોથી પ્રેરાઇને ભાવનગરના અગ્રણી ગૃહસ્થોએ આ મંડળની સ્થાપના કરી હતી શ્રીયુત મહાશય રા રા વિઠ્ઠલદાસ સામળદાસ મહેતા માજી દીવાન સાહેબ તથા શ્રીયુત રા. રા ઓનરેબલ પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, હાલમાં મુંબઇ સરકારના કાર્યકારી મંડળના સભાસદ સાહેબ, આ મંડળના અધ્યક્ષો છે રા રા ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ, રા. રા મગનભાઇ લક્ષ્મીશંકર વૈદરાજ, રા રા ચુનિલાલ ગોદડભાઇ વ્યવહારિક વે. મૂ. ભગવાનજી જયશંકર આચાર્ય મંત્રીઓ છે, તેમજ કેટલાક મોટા અધિકારીઓ અને અગ્રણીગૃહસ્થો ઉપાધ્યક્ષો અને વ્યવસ્થાપક મંડળના સભાસદો છે. તે મંડળને અંગે એક ઉપદેશક મંડળ છે, જેમાં ભાવનગરમાં સુપ્રસિદ્ધ શાસ્ત્રી નિર્ભયરામ રણછોડજી વાગ્નિકાદિ સભાસદો છે મંડળનું વાર્ષિક લવાજમ રૂ ૧ હોઇને બીજા સભાસદોની સરાસરી સંખ્યા લગભગ ૧૦૦ની છે ચાર વર્ષનું ઉપજ ખર્ચનું સરવૈયું જોતાં રૂ ૧૦૭૫૪૬ ઉપજના અને રૂ. ૫૧૬ ૭-૩ ખર્ચના થયેલા જણાય છે, જેથી સીલીક રૂ ૫૭૩ ૦-૩ની છે આ મંડળની બેઠકો ગંગાનાથ મહાદેવના મંદિરમાં થાય છ ચાર વર્ષના અંતરમાં પધરવા આવેલ પ્રસિદ્ધ ઉપદેશકોમાં સ્વામીશ્રી આત્મસ્વરૂપજી ઉપરાંત, કાશીવાસી સુદર્શનાચાર્ય, શુજનિવાસી વિદુષી સાધ્વી જ્ઞાનલક્ષ્મી, કાશીવાસી વાસુદેવ પાંડુરંગ, મહાત્માશ્રી નથુરામ શર્મા, સ્વામીશ્રી શાંતાનંદજી, મહાત્માશ્રી સ્વરૂપનંદજી, સ્વામીશ્રી નિત્યબોધાનંદજી, અયોધ્યાનિવાસી શ્રી રામરત્ન, પુષ્કરક્ષેત્રવાસી શ્રી બ્રહ્મનંદજી તથા સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થ, સતારાના સુપ્રસિદ્ધ હરદાસબુવા દત્તાત્રયજી વગેરે વિદ્વાનોએ વ્યાખ્યાનોથી અને હરદાસ કથા કરીને અપૂર્વ લાભ આપેલો જણાય છે

ખુદ ભાવનગરના શાસ્ત્રીઓ પૈકી શાસ્ત્રી મોહનલાલ કેવળરામ, વેદશાસ્ત્રી લક્ષ્મીશંકર નરોત્તમ, શાસ્ત્રી ગવરજી મગનલાલ, શાસ્ત્રી કેશવલાલ ભગવતશંકર તથા વે મૂ

સંપ્રદાય નર્મદાશંકર આચાર્યે મંડળને ધર્મ શાસ્ત્રોનું શ્રવણ કરાવી મંડળને સતત લાભ આપ્યા કર્યો છે, તદુપરાંત સુવિખ્યાત મહંતવર અનંતપ્રસાદજીના શિષ્ય શ્રીયુત ભગવાનદાસ નારાયણજી જેઓની હરિકથા કરવાની શૈલી તેઓના ગુરુના જેવીજ ચિત્તાકર્ષક અને બોધપ્રદ છે, તેઓએ વારંવાર હરિકીર્તનો કરી, શ્રોતાઓને અપૂર્વ ધાર્મિક બોધ આપવા ઉપરાંત આર્થિકના જે ઉત્પન્ન થયું તે સઘળું મંડળને અર્પણ કરી દીધું છે.

સંવત ૧૯૬૮મા મંડળ તરફથી એક સંસ્કૃત શાળા પણ સ્થાપવામાં આવી છે તેમા વૈદિકશાસ્ત્રી શ્યામસુંદરના અધ્યાપકપણા નીચે ૨૦ વિદ્યાર્થીઓ ઉત્તમ પ્રકારનું વ્યાકરણનું અને ન્યાયનું શિક્ષણ લે છે

તે સર્વ વૃત્તાંત જોતા ભાવનગર જ્યાં ચિરકાળથી નાગરોનું અગ્રણીપણું હોઇને તેઓ તરફના સનાતન ધર્મને અનેક પ્રકારે અવલંબન અને આશ્રય અપાતો આવે છે, એમ શ્રીમાન્ ગૌરીશંકર ઉદયશંકરના જીવન વૃત્તાંત ઉપરથી સ્પષ્ટ થાય છે, ત્યાં તેજ નાગરજ્ઞાતિ અદ્યાપિપર્યંત પણ, જે સમયમાં વિદેશીય સંસર્ગને લીધે સનાતન ધર્મ ઉપર અનેક વિલક્ષણ વિચારો, અનેક વિલક્ષણ સંસ્થાઓ તેમજ અનેક મનસ્વી વ્યક્તિઓ તરફથી આક્રમણ થતું રહ્યું છે, તેવા સમયમાં તે ધર્મનું સંગોપન સાચવી રાખવાને ઉત્સાહ સહિત જે પ્રયાસ કરતી રહી છે, તેને માટે ખરેખર તેને ધન્યવાદ ઘટે છે આશા છે કે ભાવનગર સનાતન ધર્મ પ્રવર્તક મંડળ કાશીના ભારત ધર્મ મહામંડળ સાથે સંયોજાઇ આખા કાઠિયાવાડને માટે લાભપ્રદ સંસ્થા નીવડે !

તંત્રી.

---

# चर्चापत्र.

"ત્રિમાસિક"ના મેહેરબાન તંત્રી સાહેબ !

ત્રિમાસિકના ગતાંકના ચર્ચાપત્રમાં મહાશય લાભશંકર પીતાંબરદાસ મહેતાએ પૂછેલા પ્રશ્નનો યથામતિ પ્રત્યુત્તર લખું છું.

મહાશય પ્રશ્ન લખે છે કે ત્રિમાસિકમા તેના બીજમંત્ર તરીકે ધારણ કરવામાં આવેલા શ્લોક श्रेयान्स्व ઇત્યાદિમાં ઉપરથી જણાતા વિરોધાભાસના ધ્વનિથી સામાન્ય રીતે જીજ્ઞાસુનાં મનને ગૂંચવાડામાં પડવાનો સંભવ છે આ એમનું કહેવું સત્ય છે; કારણકે સંપ્રતિ ધર્મનું સ્થાપનો એકજ અવિકૃત હોવા છતાં જૈન, બૌદ્ધ, મહમુદીઅન, ક્રિશ્ચિઅન વિગેરે ઉપાધિભેદથી તેમા ભિન્ન ભિન્નત્વ જોવામાં આવે છે; તેથી સર્વની ધર્મ વિષે ભેદબુદ્ધિ ઉત્પન્ન થઇ છે, અને તેજ કારણથી ગીતાનું આપાતતઃ અધ્યયન કરવાવાળા એ શ્લોકનું તાત્પર્ય એવુંજ માની બેઠા છે કે ક્રિશ્ચિઅનને ક્રિશ્ચિઆનીટી, મુસલમાનોને મોહોમેડનિઝમ, વામમાર્ગીઓને વામમાર્ગ મુબારક હો. એતો ઠીક પણ પોતાની સમાજમાં ચાલતી રૂઢિઓ, રીતરિવાજો અને માન્યતાઓ કે

જેનેજ તેઓ માત્ર ધર્મ ગણે છે તેના સુધારા માટે વિવેકબુદ્ધિનો ઉપયોગ નહિ કરતાં તેમાંજ જીવન પર્યંત મગ્ન રહેતા, અને અન્ય શિષ્ટ પુરૂષોના નૂતન પણ સમજ પૂર્વક પ્રચલિત રીતરિવાજોને અને મતને પણ પરધર્મ માની તેમાં ભયનું દર્શન કરવા મંડી પડયા છે એ વાત કેટલાએકના અંતઃકરણને રૂચે પણ નહિ અને તેનાથી ગીતાનું વાક્ય અમાન્ય પણ નજ ગણી શકાય એવા પ્રકારનો ગૂંચવાડો સંભવેજ છે તેનું નિરાકરણ કરવાની જરૂર હોય, જે પ્રશ્ન મૂકાયો છે તે અસ્થાને નથી

જરા વિવેક બુદ્ધિથી આગળ પાછળની સંગતિ જોતાં, અને એ ઉપદેશનો સમય તથા પ્રસંગ વિચારતાં તેમાં ગૂંચવાઇ જેવું જણાશે નહિ

ગીતામાંએ એકજ ધર્મની અંદર ભિન્નભિન્નત્વની ભાવના હતીજ નહિ, એમ તે કાળના સાહિત્યાવલોકનથી માલમ પડે છે તેથી સિદ્ધ થાય છે કે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને તે વાક્ય એવા એકદેશીય તાત્પર્યમાં મૂક્યું નથી.

શ્રી કૃષ્ણ ભગવાનનો આશય એ છે કે નિઃસ્પૃહ રહીને પોતાના નૈસર્ગિક ધર્મમાં દેહાન્તપર્યન્ત અડગ રહેવું જોઇએ. આખા અધ્યાયનું પણ એજ તાત્પર્ય છે, તેથી પણ શ્લોકનો એવોજ અર્થ સમંજસ જણાય કે જેને જે નૈસર્ગિક ફરજો પ્રાપ્ત થાય છે તેણે તે ફરજો સંપૂર્ણ રીતે દેહાદિ ક્ષણિક વસ્તુને ભોગે પણ બજાવવી; એથી વિપરીત માર્ગ ગ્રહણ કરવામાં ભય છે, દુઃખ છે, નર્ક છે અર્થાત્ જે કાળે જે ધર્મો બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ વિગેરેના પ્રાપ્ત થયા, તે કાળે તે ધર્મો અડગ રહી બજાવવા એક ક્ષત્રિય ભયકાળે ભિક્ષુ થવા અથવા એક ગૃહસ્થ અકાળે સન્યાસી થવા માગે તો તે ભયાવહ છે એજ રીતે નાની મોટી પ્રત્યેક ફરજો જેવી કે શેઠ તરીકેની, નોકર તરીકેની ગુરૂ તરીકેની, શિષ્ય તરીકેની, રાજા તરીકેની, પ્રજા તરીકેની વગેરે તેમજ દેશ પ્રત્યેની, મનુષ્ય પ્રત્યેની અને આખી પ્રાણી માત્ર પ્રત્યેની ફરજો વિષે પણ અડગ રહેવાનું શ્રીકૃષ્ણ ભગવાન એજ શ્લોકથી કહી આપે છે

હવે પૃથક્ પૃથક્ પૂછેલા પાંચ પ્રશ્નોનો યથાશક્તિ પ્રત્યુત્તર લખુંછું.

૧ ધર્મ એટલે શું !

**धार्यते लोको अनेनेति धर्मः**—જેના વડે સૃષ્ટિનો વ્યવહાર શાન્તિની સાથે જળવાઇ રહે અને આત્યન્તિક સુખની પ્રાપ્તિ થાય, તેનો માર્ગ

૨ આપણો સ્વધર્મ કયો ?

૩. પર ધર્મ કયો ?

જે કાળે જે કર્તવ્યો પ્રાપ્ત છે, તે કાળે તે સ્વધર્મ છે એથી વિપરીત તે પર ધર્મ છે એક પુરૂષ ગૃહસ્થ હોય ત્યારે તે ધર્મ પરાયણ રહી કુટુમ્બનું પરમાર્થ વૃત્તિથી પોષણ કરવું એ તેનું પ્રાપ્ત કર્તવ્ય છે એજ તેનો સ્વધર્મ છે, તેમાંજ તે નિઃસ્પૃહવૃત્તિથી અડગ રહે, તો તેથી તેને મોક્ષ મળે છે પણ તે તે કર્તવ્યોનો ત્યાગ કરી ગૃહત્યાગી સંન્યાસીની પેઠે મોક્ષસિદ્ધિ કરવા જાય, તો તે તેનો પરધર્મ છે. એ તેને બેદરકાર નથી એથી તે ભ્રષ્ટ થાય છે. પતિત થાય છે એ ધર્મ તેને ભયા-

વટજ છે તેમજ ક્ષત્રિય પુરુષો પોતાના ક્ષાત્ર ધર્મનો ત્યાગ કરી કેવળ બ્રાહ્મણો અહિંસા પરાયણ થાય તો તેનું શ્રેય નથીજ થતું, એટલુંજ નહિ પણ તેઓ સંસારને પણ હાનિ કર્તા છે.

૪ સ્વધર્મ વિગુણ છતાં શ્રેયસ્કર શી રીતે થઇ શકે? આ જગોએ વિગુણ શબ્દનો અર્થ ઉતરતી કોટિનો એટલોજ થાય છે ઉતરતી કોટિનો ધર્મ પણ ઉતરતી કોટિના મનુષ્યોને પણ ઉચ્ચતર કોટિના ધર્મ જેટલોજ શ્રેયસ્કર છે ક્ષત્રિધર્મ બ્રાહ્મધર્મની અપેક્ષાએ વિગુણ હોવા છતાં પણ ક્ષત્રિઓને મોક્ષનું કારણ છે તે ક્ષાત્ર ધર્મનું વિશેષત. પરિપાલન કરે તોજ તેમાં સંસારનું કલ્યાણ રહેલું છે અને सर्वे पदं हस्ति पदे निमग्नं એ ન્યાયે તેનુ પોતાનું તો કલ્યાણ એની અંદર આવીજ જાય. મનુષ્યનો ધર્મ સાર્વજનિક કલ્યાણની સાથે સ્વકલ્યાણની સિદ્ધિ કરવામાંજ સમાએલો છે, એવીજ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રાદિકને માટે સમજી લેવું સીડીની સૌથી નીચેની પગથી છે તો નીચી પણ તેની મદદ વગર પ્રાસાદપર પહોંચી શકાય તેમ નથી તેવીજ રીતે ધર્મની (કર્તવ્યતાની) જે કોટિ આપણી સમીપ હોય તે ગ્રહણ કર્યા વગર ધર્મની પરાકાષ્ટાએ પહોંચી શકાય નહીં માટે પ્રાપ્ત કર્તવ્યતા સ્વધર્મ-વિગુણ ઉતરતી કોટીનો હોય તોપણ તે ધર્મની પરાકાષ્ટા એ પહોંચાડવા વાળો હોવાથી શ્રેયસ્કર છે

૫. પરધર્મ સ્વનુષ્ઠિત છતાં ભયાવહ શી રીતે હોઇ શકે?

પરધર્મ એટલે અપ્રાપ્ત અથવા અસ્થાને ધર્મ, એ વાત, ઉપરથી જણાઇ. અસ્થાને કંઇ પણ પ્રયાસ કરવામાં આવે તો ઉખર જમીનમાં વાવેલા બીજની માફક વ્યર્થ જાય છે, એ દેખીતુંજ છે. શ્રી રામચન્દ્રે બ્રાહ્મણનો ધર્મ—આર્જવ વાલીને મારતી વખત ધારણ કર્યો હોત. તેમજ રાવણને ક્ષમા કરી છવતો મૂક્યો હોત, તો તે સંસારનું દુ:ખ ફેડી શકત નહિ. પ્રત્યુત સંસારના દુ:ખમાં વધારે કરી તેણે અધર્મનું સંગ્રહણ કર્યું હોત, અને એજ પરધર્મ સ્વનુષ્ઠિત છતા તેને ભયાવહ થાત. જો સ્ત્રી પોતાના નિસર્ગપ્રાપ્ત ધર્મ પતિની સેવાને એક બાજુ મૂકી (મીરાંબાઇની માફક જો એ વાત ખરી હોય તો) સન્યાસિનીનાજ ધર્મો પાળે તો તે પોતાને તથા સંસારને હાની કરતાજ છે. તે પોતાના પતિની ઉપેક્ષાથી પતિત થાયછેજ, એટલુંજ નહિ પણ અન્ય સ્ત્રીઓ તેનું અનુકરણ કરે, તેથી વિશેષ સંસારને હાનિ થાય છે તેનું પાપ પણ તેણીને શિર છે, જેથી એજ પરધર્મ તેને ભયાવહ થાય છે.

નિસર્ગપ્રાપ્ત ધર્મ પાળવો; તેનો કદી પણ ત્યાગ કરવો નહિ અને તેમ કરતાં પ્રાણની પણ દરકાર કરવી નહિ એજ આપણા આર્ય શાસ્ત્રોનું ગૌરવ છે મહાત્મ્ય છે એથીજ મોક્ષ છે—સુખ છે

નાનાલાલ વૈકુંઠરાય વ્હોરા—ભુજ.

"ત્રિમાસિક" ના સુજ્ઞ વ્યવસ્થાપક સાહેબ;

સંવત ૧૯૫૪ના પોષ શુદ ૧૪, અંક ૪થો, પુસ્તક ૩જું ત્રિમાસિકમાં "ત્રિમાસિક અને તેની માર્ફત અમલમાં મુકવા જેવી દરખાસ્ત" તે વિષે થોડું વિવેચન આવ્યું હતું. તેની ટુંકમાં મતલબ એવી હતી કે "કોઇ વિદ્વાને, નોનમેટ્રીક તથા તે સુધીના નાગર યુવકો વાસ્તે, કાઠીઆવાડમાં કોઇ સગવડ પડતે સ્થળે, ૭ માસ સુધી, ટેકનીકલ જ્ઞાન, જેમકે —સેવરીંગ, સીવીલ ઇન્જીનીયરીંગ વિગેરે જોઇતું જ્ઞાન આપવા સારૂં એક સારી ગોઠવણ કરવા ધરાદો રાખેલ હતો અને કાંઇ પણ ફી લીધા વગર શિખવવા જણાવ્યું હતું" તે પછી આ વાત આગળ ચાલી છે કે કેમ અને ચાલી છે તો કેટલે અંશે વગેરે હકીકત જો 'ત્રિમાસિક' માં જાહેર કરવા કૃપા કરશો તો મોટી મહેરબાની થશે. એ ઉદ્દેશ ખરેખર સ્તુતીપાત્ર (commendable) હતો પણ હજુ સુધી તે પર કાંઈ અજવાળુ પડતા પામ્યુ હોય તેવું જણાતું નથી. આવી કચ્છમાં ઘણા નાગર યુવકો નોનમેટ્રીક તથા તે સુધી અભ્યાસ કરી નિશાળ છોડી દીધેલ તેવા છે અને તેઓને નોકરી સહેલાઇથી મળી શકતી નથી તો જણાવવાનું કે, આપણી જ્ઞાતીના કોઇ હિતેચ્છુનો આ ઉદ્દેશ કેટલે અંશે પાર પડયો છે તે જણાવવા કૃપા કરશોજી. એન્જીનીઅરીંગની લાઇનમાં હજી માણસોની જરૂરી જોવામાં આવે છે, અને જો કોઇ નાગર બંધુ પોતાના શિક્ષણનો પોતાની જ્ઞાતી યુવકોને લાભ આપવા માગે તો ખરેખર તેને ધન્યવાદ ઘટે છે કેમકે વિદ્યાદાન આપવુ એના જેવું બીજું કોઇ દાન નથી. વળી આવી વિદ્યાથી તેઓ ભવિષ્યમાં પોતાની જીંદગી સુધી તે નાગર બંધુનો ઉપકાર માને એ વાત કાંઈ થોડી ઉપયોગની નથી.

વળી સંવત ૧૯૫૫ ના આશ્વિન શુદ ૧૪ ના "ત્રિમાસિક" માં પણ પાછલા પુંઠા ઉપર "જોઇએ છીએ" ના મથાળા નીચે નોકરી ધંધો માગનારા યુવકોની માગણી કરી હતી, તો કચ્છના ઘણા જુવાનીઆઓ નોકરી કરવા શકતીમાન છે, પણ કમનશીબે તેઓનામાં pushing forward spirit નહિ હોવાથી જો કોઇ નાગર બંધુ પહેલી વાર હાથ ઝાલી નોકરીએ વળગાડી આપે તો પછી પોતાની ફરજ bravely and honestly બજાવ્યા કરે એમાં શક નથી. માટે આ સઘળી બાબત પર પ્રકાશ પાડનારૂં સવિસ્તર વિવેચન આવતા "ત્રિમાસિક" માં આવે એમ કરવા બંદોબસ્ત કરાવશોજી.

એજ વિનંતિ

લી. જ્ઞાતિસેવક,

વોરા જયસુખલાલ વિ. દયારામ, ભુજ.

# जूंनागढ तथा मांगरोळना नागरब्राह्मणोनुं वास्ति पत्रक.

(સંવત ૧૯૬૯ જ્યેષ્ઠ માસ.)

| | બાબતો | જુનાગઢ | માંગરોળ |
|---|---|---|---|
| ૧ | કુલઘરો | ૧૧૨ | ૬૫ |
| ૨ | કુલ વસ્તિ | ૪૩૪ | ૨૪૬ |
| | પુરૂષો | ૨૨૨ | ૧૧૬ |
| | સ્ત્રીઓ | ૨૧૨ | ૮૩ |
| ૩ | અનુપનીત બાળકો | ૪૯ | ૧૯ |
| ૪ | અવિવાહિત બાળિકાઓ | ૬૬ | ૨૮ |
| ૫ | વિવાહયોગ્ય પુરૂષો | ૭૧ | —— |
| ૬ | વિવાહ યોગ્ય કન્યાઓ | ૪૫ | —— |
| ૭ | વિવાહિત સ્ત્રીઓ | ૧૫૧ | —— |
| ૮ | વિધવાઓ | ૪૯ | —— |
| ૯ | નોકરી કરનારાઓ | ૫૬ | ૨૪ |
| | જુનાગઢ રાજ્યમાં | ૧૭ | ૧ |
| | માંગરોળ રાજ્યમાં | ૦ | ૭ |
| | ભાવનગર રાજ્યમાં | —— | ૧ |
| | વડોદરા રાજ્યમાં | —— | ૧ |
| | નિશાળોમાં | —— | ૪ |
| | સ્ટીમરના એજંટો | —— | ૧ |
| | રેલવેમાં | —— | ૨ |
| | મુંબઈ કલકત્તામાં વ્યાપારીઓની નોકરીમાં | | ૭ |
| ૧૦ | પગાર લઈ રસોઈ કરનારા | ૧૪ | ૨૧ |
| ૧૧ | વકીલાત કરનારાઓ | ૫ | ૨ |
| ૧૨ | ડાક્તરો | —— | ૨ |
| ૧૩ | વૈદો | ૨ | ૧ |
| ૧૪ | ન્યુસપેપરના એડીટરનો ધંધો કરનાર | ૧ | —— |
| ૧૫ | વ્યાપાર કરનારાઓ | ૩ | ૫ |
| ૧૬ | વેદના વિદ્યાર્થીઓ | ૧ | ૫ |
| ૧૭ | સંસ્કૃત શાળાઓના વિદ્યાર્થીઓ | —— | ૧ |
| ૧૮ | વેદ ભણેલાઓ | ૩૯ | —— |

| | | | |
|---|---|---|---|
| ૧૯ | સંસ્કૃત ભણેલાઓ | ૬ | ——— |
| ૨૦ | એલ. એસ. બી | ૩ | ——— |
| ૨૧ | એમ. એ | ૧ | ——— |
| ૨૨ | બી. એ. | ૧ | ——— |
| ૨૩ | ઇન્ટરમીડીએટ | ૨ | ——— |
| ૨૪ | પ્રિવિયસ | ૨ | ——— |
| ૨૫ | મેટ્રીક | ૧ | ——— |
| ૨૬ | આયુર્વેદી | ૧ | ——— |
| ૨૭ | વેદાન્ત શાસ્ત્રી | ૧ | ——— |
| ૨૮ | પુરાણીઓ | ૨ | ——— |
| ૨૯ | ગામનો વહીવટ જાણનારાઓ | ૧૦ | ૨ |
| ૩૦ | બંગાળી ભાષા જાણનાર | ૧ | ——— |

૧. ———જ્યાં જ્યાં આવું ચિન્હ કર્યું છે, ત્યાં ત્યાં તે બાબતની હકીકત મળી શકી નથી, તેમ જાણવું

૨ જૂનાગઢના નાગરબ્રાહ્મણોમાં પગાર લઇ નોકરી કરનારાઓની સંખ્યા ૫૬ છે, તેઓનો પગાર રૂ. ૧૫ થી ૩૦૦ સુધીનો છે

૩. જૂનાગઢમાં એલએલ.બી ઓ ૩ છે તેઓ પૈકી રા. રા. મગનલાલ લક્ષ્મીશંકર વ્હોરા અને રા. રા. વેણીશંકર રેવાશંકર શુક્લ વડોદરા રાજ્યમાં રૂ ૩૦૦)ના નોકર છે રા. રા. નરસીશંકર નૃસિંહરામ શુક્લ અમદાવાદમાં વકીલાત કરે છે.

૪. જૂનાગઢમાં દેશી વૈદકનો ધંધો કરનારાઓ વે મૂ. જટાશંકર હરજીવન વોરા તથા વે મૂ. પ્રભાશંકર ઉમેદરામ ત્રવાડી છે તેઓ પૈકી વે. મૂ. જટાશંકર હરજીવન વ્હોરા વેદ, સંસ્કૃત, વૈદક, ધર્મશાસ્ત્ર. પુરાણ અને ગામોના વહીવટ જાણનાર છે

૫ રા. રા. માંકડજી મયાશંકર વ્હોરા રંગુનમાં "ધી યુનાઇટેડ બરમા" નામના સાપ્તાહિક પત્રના માલેક અને અધિપતિ છે

૬ રા રા. ગિરિજાશંકર વલભજી આચાર્ય રાજકોટમાં મ્યુઝીઅમ અને જુના ઐતિહાસિક શોધના કામ ઉપર પોતાના પિતાની જગ્યાએ છે.

૭. માગરોળના વે મૂ. પરમાનંદ મેઘજી વ્હોરા તથા વે મૂ. મનસુખરામ મંગળરામના પૂર્વજોને જૂનાગઢ રાજ્ય તરફથી શીમરોલી નામનું ગામ ધર્માદામાં મળેલું છે, તે તેઓ ખાય છે

(માગરોળની હકીકત વે મૂ. પરમાનંદ મેઘજી વ્હોરા તરફથી મેળવી તથા જૂનાગઢની હકીકત જાતે તૈયાર કરી લખી મોકલનાર).

વ્હોરા જટાશંકર હરજીવન.

# જ્ઞાતિ વર્તમાન.

## પરીક્ષાનાં પરિણામ.

### એલ. એલ. બી.

રા. હીમતલાલ મણિશંકર અંજારીઆ એમ એ રાજકોટ.
રા રા. સાકરલાલ મોતીલાલ વછરાજાની બી. એ જામ ખંભાળીયા.

### પહેલી એમ. બી. બી. એસ.

રા. સુખવતરાય ભગવતીદાસ માંકડ, જામનગર.
રા. ભુજંગીલાલ ગૌરીશંકર છાયા, માંગરોળ

### હાઇકોર્ટ વકીલ.

રા. છમનલાલ સુંદરરામ માંકડ રાજકોટ. રા. બાપુભાઇ મોતીલાલ માંગરોળ.
રા. વીનાયકરાવ કલ્યાણરાય, પાટણ ગુજરાત

### લંડન ચેમ્બર ઓફ કોમર્સ એડવાન્સ બુક કીપીંગ વગેરે.

ફર્સ્ટ કલાસ—રા ભાનુશંકર માનશંકર મહેતા, બી.એ., ભાવનગર.

## રાજકોટ.

નીમણુક—(૧) ઝાલાવાડ પાટણ કસ્ટમ અધિકારી રા. રા. રતીલાલ મગનલાલ અંતાણી બી એ ને રૂ. ૧૦ ના વધારાથી એટલે રા ૧૧૦ ના પગારથી ત્યાંના માજીસ્ટ્રેટ નીમ્યા છે ।

(૨) કાશ્મીર આર્મીના આસી. સરજન નૃસીંહપ્રસાદ વિ. અમૃતલાલ બક્ષી મુંબઇ સરકારના સેનીટરી ખાતામાં આસી. સરજન તરીકે લેવાયા છે.

(૩) રા. રા કેવળરામ છબીલારામ ઓઝા બી એ. એસ. એલ. બી. એજન્સી હજુર ઓફીસમાંથી વાખાપાદર માલુદાર નીમાયા છે

(૪) રા. રા. પ્રીતમરામ દોલતરામ ઓઝા ડીસ્ટ્રીક્ટ પ્લીડર વસાવડના ન્યાયાધીશ નીમાયા છે

## પોરબંદર.

નીમણુક—આસી. સરજન રા વ્રજલાલશંકર નેણશંકર છાયા અમદાવાદ હોસ્પીટલમાં નીમાયા છે.

## જામ ખંભાળીયા.

નીમણુક—રા. રા ભવાનીશંકર પ્રાણશંકર ઠેભર ઉત્તર હિંદુસ્થાનમાં આવેલ સહુ-ખ-માં રૂ ૧૦૦ ના નીમાયા છે

## ભાવનગર.

નીમણુક ફેરબદલી—(૧) રા. રા ભાસ્કરરાવ વીઠલદાસ મહેતા એમ એ. એલ. એલ. બી એડવોકેટ, મુંબઇમા ઉઘાડેલ નવી કૉમર્શીયલ કૉલેજમાં કામરસ્યાલ મરકેન ટાઇલ લૉના પ્રોફેસર રૂ ૩૦૦ ના દરમાયાથી નીમાયા છે

(૨) રા ચંપકલાલ સાકરલાલ બી એ. માણાવદર સ્ટેટના રેંઝરર રૂ. ૭૫ થી નીમાયા છે

(૩) પોરબંદરમાં ખારવા અને વેપારી વચેના કજીઆનુ સમાધાન સંતોષકારક રીતે કરવા માટે રા. રા ગુલાબરાય છગનલાલ ઓઝા જે ત્યાંના રીટાયર્ડ પોર્ટ આફીસર છે તને એડમીનીસ્ટ્રેટર મેજર હેન્કોક સાહેબે રૂ ૨૦૦) નો પોશાક આપેલ છે રા. મોસુફને પોરબંદરના વેપારીઓએ એક માનપત્ર આપ્યુ છે.

(૪) રા મુકુંદરાય કલ્યાણરાય વોરા પોરબંદર તાતા સીમેન્ટ ફેકટરીમાં રૂ. ૧૦૦ થી નીમાયા છે.

## જુનાગઢ.

રા રા જન્મશંકર રમાશંકર જેતપોર જસાવાળા એસ્ટેટના મેનેજર સરકારી નોકરીમાંથી રીટાયર થયા છે અમાક કરેલ માણાવદર સ્ટેટની ૨૧ વર્ષની નોકરીની કદરબુઝી માણાવદરના નામદાર ખાન સાહેબે રા. મોસુફને રૂ ૧૦૦ નુ માસીક પેનશન કરી આપેલ છે.

## માંગરોળ.

ત્રિમાસિક પુસ્તક ૭ અંક ૩ જામાં છપાયેલ શ્રી રણછોડજી મંદિરના પાટોત્સવ ફંડ પ્રમાણે રૂ. ૧૦૦૦ ની સને ૧૮૬૫ ની B052180 ની નોટ તેના ટ્રસ્ટીઓને મળી છે અને તે છાપવાની ફરમાસ થતા આથી છાપવામાં આવે છે

## મુંબઇના વડનગરા નાગર મંડળ.

૧. શ્રી વડનગરા નાગર મંડળના સંવત ૧૯૬૯-૭૦ના વર્ષ માટે રા. રા. નવનસુખલાલ હરિલાલ પંડ્યા (નડિઆદ) પ્રમુખ, રા. રા પાર્વતીશંકર નટવરલાલ પશાભાઈ (જુનાગઢ) ઉપપ્રમુખ, રા. દલપતરામ રઘુનાથ અંજારિઆ (જામનગર) તથા રા છગનલાલ મહાશંકર બુચ (ગોંડલ) સંયુક્ત મંત્રીઓ, રા મહાપ્રસાદ શંકરપ્રસાદ દેસાઇ (મહુવા) અને રા છોટાલાલ બાલકૃષ્ણ ધોળકીઆ (આમરણ) સંયુક્ત ટ્રેઝરરો તથા રા. દરબલાલ ભગવાનજી ભગત (ખંભાતીઆ) અને રા. શંભુલાલ બેંદેચરલાલ દવે (પેટલાદ) સંયુક્ત ઓડિટરો નિમાયા છે

૨. શ્રી મંડળ હસ્તકનાં 'હરજીભુંવર ઉર્ફે દિવાળી પ્રાઇઝ' માટે "આપણી સ્ત્રીઓમા લેખન વાંચન વધારવાની યોજના" એ વિષય ઉપર તા ૩૧-૧૨-૧૩ સુધીમાં નિબંધ લખી મોકલવા આપણી જ્ઞાતિની દરકોઇ સ્થળે વસતી સ્ત્રી હકદાર ગણાશે

૩ મંડળ હસ્તકના સ્વ સારાભાઈ પ્રાઇઝ માટે આવતા નવેમ્બર માસમાં થનારી મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં આપણી જ્ઞાતિમાંથી પસાર થનાર વિદ્યાર્થીઓમાથી

તા ૩૧-૧-૧૪ સુધીમા કુલ માર્કસ જણાવી અરજી કરનારાઓમાંથી સર્વેથી ઉંચે નંબરે આવનાર લાયક ગણાશે.

૪ શ્રી મંડળ હસ્તકનો 'મિઝ્નુમેંટમ કપ' (રૂપાનો પ્યાલો) આવતા નવેમ્બર માસમાં થનારી બી. એ ની પરિક્ષામાં પસાર થનારા ગૃહસ્થોમાંથી તા. ૩૧-૧-૧૪ સુધીમા અરજી કરનારા પૈકી જે સૌથી ઉંચે દરજ્જે આવશે તેને આપવામા આવશે

શ્રી વડનગરા નાગર મંડળ આવતી સાલમાં હાઇસ્કુલોના ધોરણોમાં કોઇ પણ સ્થળે અભ્યાસ કરતા લાયક વિદ્યાર્થીઓને માસિક રૂા ૩ સુધીની રકમની સ્કોલરશીપો, તેમજ મેટ્રીકયુલેશન પછીના અને હુન્નર ઉદ્યોગના અભ્યાસમાં દરેક વાર્ષિક રૂા. ७૫થી વધારે નહિ એવી એકંદર રૂા. ૪૫૦ની લોન આપવા માગે છે

નિબંધો, ઇનામો, સ્કોલરશીપો તેમજ લોનો સબંધી પત્ર વ્યવહાર શ્રી મંડળ ના સેક્રેટરીઓને પન્નાલાલ ટેરેસીઝ, ગ્રાન્ટરોડ, મુંબઇને શીરનામે કરવો

## સ્વર્ગવાસી છમનલાલ વજેશંકર વૈશ્નવ નાગર સ્કોલરશીપ

ત્રિમાસિક પુસ્તક ७ અંક ૪ પાને ૧૮૧મે છપાયેલ ટ્રસ્ટ ડીડ પ્રમાણે રૂ ૨૦૦૦ની ગવર્નમેન્ટ પ્રોમીસરી નોટસ નીચે પ્રમાણે નાગરી ટ્રસ્ટીઓને મળેલ છે

B052182 of 1854-55 Rs 1000, B037325 of 1900 01 Rs 1000

## સુભદ્રા સ્મારક ફંડ

ત્રિમાસિક પુસ્તક ૯ અંક ૧ પાને ૪૩મે છપાયેલ સ્વામીની ભારકરાનંદજીએ કરેલ ટ્રસ્ટ ડીડ મુજબ નીચે પ્રમાણે ૮૦૦ની ગવર્નમેન્ટ નોટ અને ૧૮૫ની અમોને મળેલ છે

B067771 Rs 500, 249833 Rs. 100, B067769 અને B067770 દરેક રૂ ૧૦૦ની

## ત્રિમાસિક સ્કોલરશીપ.

ત્રિમાસિક સ્કોલરશીપ રૂ ૧૨૦) ની આવતી સાલ માટે વિદ્યાર્થી અભ્યાસ બંધ કરી નોકરી ઉપર ચડે પાછા આપવાની સરતે આપવાના છે તે માટે અરજી અમોને તા. ૩૧ જાનુઆરી ૧૯૧૪ સુધીમાં પોતાને પરીક્ષામા મળેલ માર્કો જણાવી ઇચ્છા રાખનાર વિદ્યાર્થીએ કરવી.

## ત્રિમાસિક મારફત સ્ત્રી કેળવણીને ઉત્તેજન.

"ત્રિમાસિક" ના વ્યવસ્થાપક મંડળના સભ્યોજોગ

રાજકોટ.

વીનતિકે મારાં માતુશ્રી ગીરજાકુંવર પોતાના દેહોત્સર્ગ થવાના સમય અવલ સાધ્ય અવસ્થામા જણાવેલ અભિલાષાનો અમલ કરવા માટે મારા મુ વ જટાશંકર ગોકળજી પુજના અનુમોદનથી આ પત્ર આપને લખી વસ્તી આપુછું

મારાં માતુશ્રીની ઇચ્છા પોતા પાસેના અવેજમાંથી રૂ. ૧૦૦ અંકે એકસો આપણી જ્ઞાતિની કેળવણી લેતી કન્યાઓને ઉત્તેજન આપવા માટે વાપરવાની હતી તે અનુસાર નીચે મુજબની શરતે આ રૂ. ૧૦૦ એકસો રોકડા આ બરાબર આપને સોપુંછું

૧. સદરહુ રૂ. ૧૦૦ના વ્યાજમાંથી દરેક વરસે રાજકોટ બાવાજીરાજ કન્યાશાળામાં ભણતી આપણી જ્ઞાતિની પુરોહીત તથા યજમાન વર્ગની કન્યા જે જે ધોરણોમાં ભણતી હોય તે ધોરણોમાં સાંથી ઉપલા ધોરણોમાના પરીક્ષા બે ધોરણમાં સહુ ૫ ઉંચે નંબરે પાસ થનાર બે કન્યાઓને ઇનામ કપડાં ચોપડી કે રોકડના રૂપમાં આપવા

" સવિતા પ્રાઇઝ " રાજકોટની ફીમેલ કન્યાશાળા માટે છે એટલે કદાચ તે બાવાજીરાજ કન્યાશાળાની કન્યાને ભાગે આવે તો તે પ્રાઇઝ જે કન્યાને મળે તેને આ ફંડનું પ્રાઇઝ મળે નહીં તે લક્ષમાં રહેવા વીનતિ છે

૩ કદાચ બાવાજીરાજ કન્યાશાળામાં આપણી કોમની કન્યા ન હોય તો પછી બીજી હરકોઈ રાજકોટની કન્યાશાળામાં નાગર કન્યા હોય તેને આ ઇનામ ઉપરની શરતે આપવા ગોઠવણ કરવાને આપને સત્તા છે

૪ આ રૂ. ૧૦૦ એક સો ક્યાં અને કેવી રીતે વ્યાજે રોકવા તે આપ કમીટીની મુનસફી ઉપર રાખુછું. તેનું વ્યાજ ઉપર મુજબ વાપરવાનું છે

આ વાર્ષિક ઇનામને " ગીરજાકુવર પ્રાઇઝ " એવું નામ આપવાનું છે એજ.

વીનતિ

રવિશંકર વિ. જટાશંકર

દા. ગુલાબરાય વિ. જટાશંકર.

ઉપરની શરતે રૂ. ૧૦૦ની રકમનો વ્યવસ્થાપક મંડળે ઉપકાર સહિત સ્વીકાર કર્યો છે.

વ્યવસ્થાપક.

---

# जाहेर खबरो.

રાબેતા મુજબ મેટ્રીક્યુલેશન માટે પરિક્ષા દેવા જનાર વિદ્યાર્થી ભાઇઓને માટે ત્રિમાસિક ઓફીસ તરફથી આ વર્ષે પણ અમદાવાદમાં બોર્ડીંગ ખોલવામાં આવશે. રૂ. ૫) પાંચ અમોને મોકલવાથી નામ રજીસ્ટર કરવામાં આવશે

ભગવતરાય વજેશંકર છાંયા

વ્યવસ્થાપક ત્રિમાસિક ઓફીસ રાજકોટ.

કોઇ પણ આર્ટસ કોલેજ, એગ્રીકલ્ચરલ કોલેજ, કમ-શીયલ કોલેજ, કે મેડીકલ કોલેજમાં કેળવણી લેતા ગરીબ સ્થિતિના હોશિયારી ચલનમાં નાગર વિદ્યાર્થીને

પોતાનો અભ્યાસ આગળ ચલાવવામાં મદદ તરીકે રૂ ૬૦) સાઠ સ્થિતિમાં આવેથી પાછા આપવાની સરતે "હાલારી વડનગરા નાગર જ્ઞાતિ ફંડ" માંથી આપવામાં છે માટે જેનો વિચાર એવી રીતે લોન તરીકે મદદ લેવાનો હોય તેણે તા. ૩૧મી ડીસેમ્બર ૧૯૧૩ સુધીમાં નીચે સહી કરનારને અભ્યાસ અને સ્થિતિનાં ખાત્રી પત્ર સાથે લખી જણાવવા મહેરબાની કરવી.

મેડીનાં નાકા પાસે
રાજકોટ ગામ
તા. ૨૧-૯-૧૯૧૩

લી. અમૃતલાલ જટાશંકર બુચ
ઓનરરી સેક્રેટરી હાલારી વડનગરા
નાગર જ્ઞાતિ ફંડ.

---

હાઇસ્કુલોમાં અભ્યાસ કરતા અગર કોઇ પણ હુન્નર ઉદ્યોગની શાળામાં શિક્ષણ લેતા ગરીબ સ્થિતિનો વડનગરા નાગર વિદ્યાર્થી જે રાજકોટ અનતજી બોરડીંગ હાઉસમાં રહેતો હોય તેને પોતાનો અભ્યાસ ચલાવવામાં અગર શિક્ષણ લેવામાં મદદ તરીકે રૂપીઆ ત્રીસ સ્થિતિમાં આવેથી પાછા આપવાની સરતે 'નાગર મંડળી ફંડ' માંથી આપવાના છે માટે જેનો વિચાર એવી રીતે લોન તરીકે મદદ લેવાનો હોય તેણે તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૩ સુધીમાં નીચે સહી કરનારને અભ્યાસ અને સ્થિતિના ખાત્રી પત્ર સાથે લખી જણાવવા મહેરબાની કરવી.

મેડીનાં નાકા પાસે
રાજકોટ ગામ.
તા. ૨૧-૯-૧૯૧૩

લી. અમૃતલાલ જટાશંકર બુચ.
સેક્રેટરી નાગર મંડળી ફંડ.

---

# श्री वडनगरा नागर मंडळ, मुंबइनो पांचमो वार्षिक महोत्सव.

મુંબઇ તા. ૨૧ સપ્ટેમ્બર ૧૯૧૩

શ્રી વડનગરા નાગર મંડળ, મુંબઇના પાંચમા વાર્ષિક મહોત્સવ પ્રસંગનું સંમેલન ગત ભાદ્રપદ શુદ ૪, (ગણેશ ચતુર્થી) તા. ૪-૯-૧૩ના રોજ કાવસજી પટેલનાં તળાવ નજીક આવેલ હિરાબાગના હોલમાં ભરવામાં આવ્યું હતું, જેમાં કચ્છ, કાઠિઆવાડ અને ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોના આશરે ૩૫૦ સદ્ગૃહસ્થોએ ભાગ લીધો હતો. પ્રમુખપદ ભાવનગર નિવાસી, આપણી જ્ઞાતિના પ્રથમ એડવોકેટ, સાક્ષર રા. રા. ઓનરેબલ મિ. વિઠ્ઠલદાસ મહેતા, એમ. એ. એલએલ. બી., એ સ્વીકારવાની કૃપા કરી હતી. પ્રારંભમાં મંગલાચરણ થયા બાદ મંડળના પાંચમા વર્ષના પ્રમુખ રા. રા. અમૃતલાલ જટાશંકર બુચે શ્રી ભાસ્કરરાવનો મંડળ સાથેનો સંબંધ દર્શાવી, 'શ્રી' અને 'સરસ્વતિ' ના એકત્ર સમાગમને લીધે સભાનું પ્રમુખપદ લેવા

માટે તેમની એવડી લાયકાત હોઇને તેમને તે લેવાની વિનતિ કરી હતી, જેને ઉપ-પ્રમુખ રા. રા. કાન્તીલાલ વિ. મુળચંદ વસાવડા, બી. એ. એલએલ.બીએ ટેકો આપવાથી તે દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી. પ્રમુખ સાહેબ આસનારૂઢ થતાં આપણા ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વરની પ્રાર્થનાનું સંગીત ગાન કરવામાં આવ્યું હતું. ત્યાર પછી રા. રા. શંકરલાલ હાથીરામ વૈષ્ણવે 'Right Living' વિષે અસરકારક રીતે અંગ્રેજી રેસીટેશન કર્યું હતું, તેમજ રા. ભોગીન્દ્રરાવ દિવેટીઆની પુત્રી મૃણાલિનીએ 'હક મેળવવા ઇચ્છતા સ્ત્રી વર્ગ (suffregets)' સંબંધી એક રમુજી અંગ્રેજી કવિતા બોલી બતાવી હતી.

કાર્યક્રમના પછીના ભાગ તરીકે ઓ. જો. સેક્રેટરી શ્રી મંજુલાલ બળવંતરાય વસાવડાએ મંડળના પાંચમા વર્ષનો રિપોર્ટ વાંચ્યો હતો. તેમાં પ્રસ્તાવના તરીકે મુંબઇ જેવા વ્યવસાય પ્રધાન શહેરમાં મંડળ જેવી સંસ્થાએ કરેલ કામોને જ્ઞાતિના મોટા ભાગને નિવેદન કરવા માટે આવાં સમેલનની આવશ્યક્તા વિષે કહેતાં જણાવ્યું હતું કે વર્ષ દરમ્યાન મંડળની ૩૩ બેઠક થઇ હતી, તેમજ પ્રસંગોપાત ૪ મિલાવડા થયા હતા, તેમાંથી એક કે જે રાજ મુનશી સાહેબ લાલજીના ભાણેજ રા. નિહારીલાલજીના સ્વાગત માટે હતો, તેને લગતી જાણવાજોગ વાત એ હતી કે રા. મોસુફે ઉત્તર હિંદુસ્તાનમાં વસતી આપણા લોકોની સંખ્યા અલ્પ હોવાથી જો આ તરફના લાયક યુવકો ત્યાંની કોલેજોમાં અભ્યાસ કરી તે બાજુ સ્થાયી થાય તો તેમને માટે તે એક યોગ્ય ક્ષેત્ર હોવાનું જણાવ્યું હતું. આ મિલાવડા ઉપરાંત સ્ત્રીઓ માટે એક બોધક આખ્યાન પણ યોજવામાં આવ્યું હતું. મંડળના ચોથા વાર્ષિક મહોત્સવને દિવસે તેમજ પાંચમા વર્ષમાં જાહેર થયેલ અને તે અગાઉના મળીને આ પાંચ વર્ષમાં કુલ ૪ પેટ્રનો અને ૮ લાઇફ મેમ્બરોનો આશ્રય પ્રાપ્ત કરવાને મંડળ ભાગ્યશાળી થયું છે. સાધારણ મેમ્બરોની સંખ્યા પણ ૧૪૪ સુધી પહોંચી છે. રિપોર્ટવાળા વર્ષમાં મુંબઇ, જામનગર, ભૂજ, ગોંડલ અને કઠોરમાંના હાઇસ્કુલોમાં શીખતા વિદ્યાર્થીઓને કિંમત રૂા ૨૭૫ની અગીઆર સ્કોલરશીપો આપવામાં આવી છે, તેમજ એક જામનગર, એક પોરબંદર, એક વેરાવળ અને એક જુનાગઢ મળી કુલ રૂ. ૨૨૦ની ચાર ભેટો અપાઇ છે. 'સ્વ સારાભાઇ પ્રાઇઝ' રાજકોટના શ્રી. ચંદુલાલ વિ. અમૃતલાલ બુચને દેવામાં આવ્યું છે. 'ગ્રેજ્યુએટસ કપ' તથા 'ઉજમ કુંવર પ્રાઇઝ' કારણવશાત મુલતવી રહ્યાં છે, અને તે હવે પછી દેવામાં આવશે. શારીરિક વ્યાયામને કેળવવા માટે મંડળ તરફથી ક્રીકેટની રમતના ઉપકરણો પૂરાં પાડી શરૂઆત કરાવી છે. સ્ત્રી વર્ગના ઉપયોગ માટે લેવામાં આવેલ સીંગરના સંચા ઉપર વીસેક બ્હેનો કામ શીખ્યાં છે અને તેનો ઉપયોગ પ્રસારવા માટે સભાને વિનંતિ કરવામાં આવી હતી. ઉત્સાહી બંધુઓને સારૂં વાંચન સાધન આપવાના હેતુથી 'સોશીયલ સર્વીસ લીગ' નામની સંસ્થા તરફથી પુસ્તકોની ફરતી પેટીઓ મંડળે લેવા માંડી છે. અને વાંચવાનું કામ સારૂં ચાલતું દેખાય છે. ગયા જુલાઇ માસમાં મંડળ તરફથી મુંબઇ તથા તેના પરામાં વસતાં આપણા કુટુમ્બોનું એક વસતી પત્રક તૈયાર કરવામાં આવ્યું છે, તે પ્રમાણે મુંબઇમાં ૧૬૩ અને પરામાં ૧૮, એમ કુલ

૧૮૨ કુટુંબો મળી ૩૮૩ પુરુષો, ૧૪૨ સ્ત્રી અને ૧૬૪ બાળકો સહિત એકંદર સંખ્યા ૬૮૯ની આવી છે, વતનવાર અને વિભાગવાર વિગત નીચે મુજબ છે

| મૂળ વતન | | પુરુષ | સ્ત્રી | બાળકો | એકંદર |
|---|---|---|---|---|---|
| | કચ્છ * | ૨૨ | ૧૬ | ૧૪ | ૫૨ |
| કાઠિયાવાડ | ભાવનગર ... | ૮૫ | ૨૬ | ૩૧ | ૧૪૨ |
| | જામનગર ... | ૫૯ | ૨૩ | ૩૪ | ૧૧૬ |
| | જુનાગઢ ... | ૫૮ | ૧૬ | ૨૩ | ૯૭ |
| | ખંભાળીયા, પોરબંદર, માંગરોળ, રાજકોટ, કુતીઆણા, વસાવડ, મોરબી, મહુવા, દેલવાડા | ૫૨ | ૧૭ | ૨૩ | ૯૨ |
| ગુજરાત | અમદાવાદ | ૧૨ | ૫ | ૩ | ૨૦ |
| | નડીઆદ | ૩૦ | ૧૩ | ૧૧ | ૫૪ |
| | સુરત | ૫૧ | ૨૪ | ૩૧ | ૧૦૬ |
| | પેટલાદ, પાટણ, વડોદરા | ૨૩ | ૨ | ૪ | ૨૯ |
| | બનારસ | ૧ | ૦ | ૦ | ૧ |
| | કુલ | ૩૮૩ | ૧૪૨ | ૧૬૪ | ૬૯૯ |

| વિભાગ | | પુરુષ | સ્ત્રી | બાળકો | એકંદર |
|---|---|---|---|---|---|
| મુંબઈ | ભાયખાળા | ૪ | ૦ | ૧ | ૫ |
| | માન્ડવી રોડ, ચોપાટી, ચિંચબંદર(ચિકલવાડી) | ૧૮૫ | ૫૭ | ૭૫ | ૩૧૭ |
| | ગિરગામ | ૫૬ | ૨૩ | ૨૬ | ૧૦૫ |
| | ખેતવાડી | ૩૫ | ૧૪ | ૧૩ | ૬૨ |
| | સી પી ટેન્ક, ભુલેશ્વર | ૧૦ | ૭ | ૬ | ૨૩ |
| | મહાલક્ષ્મી/મુમ્બાદેવી | ૩૨ | ૧૧ | ૧૨ | ૫૫ |
| | કોટ | ૨૮ | ૧૨ | ૯ | ૪૯ |
| | કોલાબા | ૩ | ૨ | ૨ | ૭ |
| | ફુટકળ | ૯ | ૫ | ૬ | ૨૦ |
| પરાં | પરેલ | ૧ | ૦ | ૦ | ૧ |
| | દાદર | ૨ | ૦ | ૦ | ૨ |
| | માટુંગા | ૭ | ૨ | ૧ | ૧૦ |
| | બાંદરા | ૨ | ૧ | ૧ | ૪ |
| | સાંતાક્રુઝ | ૧૦ | ૭ | ૮ | ૨૫ |
| | અંધેરી | ૯ | ૧ | ૪ | ૧૪ |
| | કુલ | ૩૮૩ | ૧૪૨ | ૧૬૪ | ૬૯૯ |

* નોટ —કેળવણી અને ઉદ્યોગના પ્રકાર બતાવતાં પત્રકો તૈયાર થવામાં છે, અને હવે પછી છપાશે. રા રા મિલ્દારિસાવજી તરફથી આશરે રૂ. ૪૦નાં એક કબાટ તથા એક ટેબલ તેમજ પ્રસંગોપાત અન્ય મેમ્બરો અને હિતેચ્છુઓ વગેરેથી કુલ રૂ. ૧૪૦-૧૧-૬ જુદી જુદી રકમોમાં ભેટ તરીકે મળ્યાં છે મંડળની ચોથા વર્ષની સીલીક રૂ. ૯૫૯-૯-૩ હતી, તેમાં પાંચમાં વર્ષની આવક રૂ. ૧૪૦૪-૧૫-૯ ને ખર્ચ રૂ. ૬૬૯-૯-૧૦ ગણતાં બાકી સીલીક રૂ ૧૬૯૪-૧૫-૨ ની છે 'દુષ્કાળ ફંડ' ને 'સંકટ નિવારણ' ફંડમાં ફેરવી તેમાંથી એક ગૃહસ્થને રૂ ૨૫ દેવામાં છે. છેવટમાં "ત્રિમાસિક" પત્ર તેમજ વરસ દરમ્યાન મંડળે કરેલ કામોમાં સહાયભૂત ભાઈઓનો આભાર માનવામાં આવ્યો હતો.

ઉપર મુજબના રિપોર્ટને રા. વસંતરાય શંકરપ્રસાદ ઠેભરે યોગ્ય અનુમોદન આપ્યા પછી રા. નવલશંકર ઠેભર, રા. રાજુલાલ મોહેચંગલાલ દવે, રા. પાર્વતીશંકર નાહરરાય વમાવડા તથા રા. હરિલાલ દુર્લભજી મંકોડીએ સભાને સમયોચિત શબ્દાંજલિ દીધી હતી એ પછી રા. રા. નવલશંકર રવિશંકર ઓઝા તરફથી પોતાના પુત્રોના લગ્નના શુભ સ્મરણમાં મંડળના મુંબઈમાં વસતા મેમ્બરોના પુત્રો, નિકટના સગાંઓ વિગેરે મળી ૩૬ છોકરાઓને પુસ્તકોના યથાયોગ્ય ઇનામ આપવામાં આવ્યાં હતાં.

પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં રિપોર્ટનું સામાન્ય અવલોકન કરી તેમાં સમાવેલી કેટલીક બાબતોના અગત્યની સુચનાઓ કરી હતી, તેમજ મંડળનાં કાર્યો પરત્વે પોતાનો સંતોષ પ્રદર્શિત કરી તેના પ્રયત્નો તથા પ્રગતિમાં યથાશક્તિ મદદગાર થવાની ઇચ્છા બતાવી હતી તેમનું બોલવું પૂરું થયા પછી રા. દોલતરાય ત્રિ. નવલશંકર વકીલે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી હતી જેને રા. ગુલાબરાય કલ્યાણરાય હાથીએ ટેકો આપ્યો હતો. મેળાવડામાં જામનગર નિવાસી રા. રા. ગુલાબરાય શંભુશંકર વૈદ્ય તથા રા. રા. નવલશંકર સુર્યશંકર વકીલ શ્રી મંડળના પેટ્રનો તથા રા. રા. અમૃતલાલ જટાશંકર બુચ (કચ્છ), રા. રા. ભાસ્કરરાવ વિ. વિઠ્ઠલદાસ મહેતા (ભાવનગર) તથા રા. રા. માણેકલાલ રેવાશંકર રેગ્યુલ (જામનગર) લાઇફ મેમ્બરો તરીકે જાહેર થયા હતા બાદ રિફ્રેશમેન્ટ તથા પાન પુષ્પ લઇ મેળાવડાનું વિસર્જન થયું હતું

---

## સાં. ૧૯૬૮-૬૯ નો હિસાબ.

### ડોનેશન ફંડ.

| જ | | | | ઉ | | | |
|---|---|---|---|---|---|---|---|
| રૂ | આ. | પા | | રૂ | આ | પા. | |
| ૬૮૨ | ૭ | ૪ | ગઇ સાલની સીલીક | ૫૦૩ | ૧૦ | ૯ | ચાલની રકમે જ્ઞાતિહિત વર્ધક ફંડમાં દીધા |
| ૯૦૪ | ૦ | ૦ | બે પેટ્રન તથા ચાર લાઇફ મેમ્બરોના લવાજમના આવ્યા. | ૨૪ | ૬ | ૧૦ | બેંકના વ્યાજના સ્કોલરશીપ ફંડમાં દીધા |
| ૨ | ૦ | ૦ | પરચુરણ આવક | ૧૦૬૦ | ૫ | ૯ | બાકી સીલીક |
| ૧૫૮૮ | ૭ | ૪ | | ૧૫૮૮ | ૭ | ૪ | |

### જ્ઞાતિહિતવર્ધક ફંડ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૫૨ | ૧૩ | ૩ | ગઇ સાલની સીલીક | ૨૫૦ | ૦ | ૦ | ગયા વર્ષના લોન ખાતે દીધાં |
| ૫૦૩ | ૧૦ | ૯ | ડોનેશન ફંડમાંથી આવ્યા. | ૧૬૬ | ૦ | ૦ | ચાલુ વર્ષમાં લોન ખાતે |
| | | | | ૪૪૦ | ૮ | ૦ | બાકી સીલીક |
| ૮૫૬ | ૮ | ૦ | | ૮૫૬ | ૮ | ૦ | |

### સ્કોલરશીપ ફંડ.

| | |
|---|---|
| ૯૦ ૧૦ ૬ ગઈ સાલની સીલીક | ૧૬૬ ૮ ૦ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી |
| ૫૦ ૦ ૦ મંડળના ઠરાવ અનુસાર ઇનસ્ટ્રીક્શન ફંડમાંથી આવ્યા | ૧૪ ૦ ૦ ડીકેરના સામાન માટે ખરચ્યા |
| ૪૭ ૨ ૧૦ મેમ્બરોના વ્યાજના આવ્યા | ૧૩૦ ૦ ૧૦ બાકી સીલીક |
| ૧૨૨ ૧૧ ૬ જુદાજુદા ગૃહસ્થો તરફથી ભેટના | |
| ૩૧૦ ૮ ૧૦ | ૩૧૦ ૮ ૧૦ |

### વનિતાહિતવર્ધક ફંડ

| | |
|---|---|
| ૫ ૬ ૦ ગઈ સાલની સીલીક | ૧૫ ૬ ૦ ચાલુ વર્ષમાં ખરચ્યા |
| ૧૬ ૦ ૦ જુદા જુદા ગૃહસ્થો તરફથી મળ્યા | ૬ ૦ ૦ બાકી સીલીક |
| ૨૧ ૬ ૦ | ૨૧ ૬ ૦ |

### સંકટનિવારણ ફંડ.

| | |
|---|---|
| ૭૧ ૪ ૦ ગઈ સાલની સીલીક | ૮૬ ૦ ૦ જુદાં જુદાં સ્થળે મદદના આપ્યા |
| ૬૩ ૦ ૦ ચાલુ વર્ષમાં જુદા જુદા ગૃહસ્થો તરફથી મળ્યા | ૪૮ ૪ ૦ બાકી સીલીક |
| ૧૩૪ ૪ ૦ | ૧૩૪ ૪ ૦ |

### ઇન્સ્ટ્રીક્શન ફંડ.

| | |
|---|---|
| ૭ ૦ ૨ ગઈ સાલની સીલીક | ૫૦ ૦ ૦ સ્કોલરશીપ ફંડમાં દીધા |
| | ૬૧ ૦ ૦ મકાન ભાડું |
| ૨૭૪ ૮ ૩ મેમ્બરોના લવાજમની વર્ષ દરમ્યાન આવક | ૨૫ ૮ ૦ સિપાઇનો પગાર |
| | ૪૮ ૧૪ ૬ ચોથા વાર્ષિક મહોત્સવનો ખર્ચ |
| | ૧૬ ૪ ૪ જુદા જુદા મિલાવડાનો ખર્ચ. |
| | ૬૬ ૧ ૦ છપામણી, પોસ્ટેજ, સ્ટેશનરી, યુનિવર્સીટી મંડપ પાસે પાણીની સગવડ, સાદબાઇ પ્રાઇઝ તથા ત્રિમાસિકનો ખર્ચ. |
| ૨૮૧ ૮ ૫ | ૫ ૧૨ ૭ બાકી સીલીક |
| ઓડીટર સીલીક | |
| રૂા. ૧૬૫૪-૧૫-૨, | ૨૮૧-૮-૫ |

# त्रिमासिक व्यवस्थापक मंडळना सभ्योनी टीप.

## જુનાગઢ.

૧ રા. રા. ગીરધરલાલ માધવરાય ધોળકીયા.
૨ ,, ત્રિભુવનરાય દુલેરાય રાણા બી. એ. એલ એલ. બી.
૩ ,, મણીલાલ કેશવલાલ નાણાવટી. ,,
૪ ,, વિનોદરાય જેસુખરાય મજમુદાર ,,
૫ વે. મૂ. નાનાલાલ સુંદરજી શુકલ વકીલ.
૬ ,, ગિરજાશંકર વલ્લભજી આચાર્ય બી. એ.

## જામનગર.

૭ રા. રા. કેશવલાલ મણીશંકર ધોળકીયા હાઇકોર્ટ પ્લીડર
૮ ,, ભગવતરાય હરિશંકર બુચ બી. એ.
૯ ,, નીતમલાલ રણછોડદાસ બક્ષી
૧૦ ,, પ્રતાપરાય ઉદેશંકર રીંગણી બી. એ.
૧૧ વે. મૂ. આચાર્ય જેશંકર પ્રજારામ.
૧૨ ,, પંડ્યા ભેરશંકર ઉમીયાશંકર યાજ્ઞિક બી. એ.

## ભાવનગર.

૧૩ રા. રા. ગુલાબરાય ગોવિંદરામ દેસાઇ બી. એ. એલ એલ. બી.
૧૪ ,, ભૂપતરાય વિઠ્ઠલદાસ મહેતા.
૧૫ ,, હરિભાઇ વિજયશંકર ઓઝા.
૧૬ ,, દોલતરાય સાકરલાલ મહેતા બી. એ. એલ એલ. બી.
૧૭ વે. મૂ. આચાર્ય અનન્તરાય જેશંકર.

## રાજકોટ.

૧૮ રા. રા. કલ્યાણરાય જોરાભાઇ બક્ષી.
૧૯ ,, અમરતલાલ રણછોડદાસ બક્ષી.
૨૦ ,, ઉમીયાશંકર જીવણરામ ઓઝા

૨૧ ,, પ્રભુલાલ આત્મારામ છાયા.—પોરબંદર.
૨૨ ,, લાલાભાઇ સહજીશંકર —વસાવડ.

નોટ—જામનગર તથા રાજકોટ સિવાયની સ્થળોની જ્ઞાતિ સમસ્ત તરફથી નવી સાલ માટે પસંદ કરેલા સદસ્યોના નામ આવેલા નથી તેથી કમિટિના ઠરાવ અનુસાર જુનાં નામો કાયમ રાખેલ છે. ભુજ અને માંગરોળ તરફથી હજુ સુધી બીલકુલ નામ આવવામાં નથી.

વ્યવસ્થાપક.



પુસ્તક ૬૪મું. પોષ શુદ ૧૪, સંવત ૧૯૭૦. અંક ૪થો.

॥ ॐ ॥

## ॥ पठ विशारद भारत भारतीम् ॥

जगत आद्यगिरां स्वयमुत्थितां सकलवेदपुराणविभूषणाम् ॥
इतरवाक्निवहाग्रिममण्डनां पठ विशारद भारत भारतीम् ॥ १ ॥
मधुरफलमपनाशनहेतुकां मदनदम्भमणसमसेतुकाम् ॥
सुरवरर्षिवरानिशसेवितां पठ विशारद भारत भारतीम् ॥ २ ॥
भवमहाम्बुनिमग्ननृतारिणीं विकटसंकटसंचयहारिणीम् ॥
स्वशरणागतभावुकधारिणीं पठ विशारद भारत भारतीम् ॥ ३ ॥
भरतखंडसुमंडनसुंदरां स्वरुगलंकृतसर्ववसुन्धराम् ॥
सदितिहासविलाससुकन्दरां पठ विशारद भारत भारतीम् ॥ ४ ॥
तनुभृतामभिलापविकासिनीं भवलशोकविमोहविनाशिनीम् ॥
जगदशेषनृणां स्थितिशासिनीं पठ विशारद भारत भारतीम् ॥ ५ ॥
कुचरितार्पितभीमनबन्धनं दलति या च ददाति यशो शुभम् ॥
स्मृति तमिस्रमशिक्षणजं घनं-पठ विशारद भारत भारतीम् ॥ ६ ॥
विविधभावरसोक्तिमनोहरां मधुमधुलसुधासुयशोहराम् ॥
क्षितिसमागतकामपयोधरां पठ विशारद भारत भारतीम् ॥ ७ ॥

जनपदोन्नतिसंस्थविदर्शिनीं त्रिविधतापसमुच्चयकर्षिणीम् ॥
सततमभ्युपपत्ति विमर्शिनीं पठ विशारद भारत भारतीम् ॥ ८ ॥

* * * *

स्मर हरं महरानवधानतां सुमतिसागर नागर जागृहि ॥
स्वकुलबन्धुसमुन्नतिसिद्धये पठ च पाठय भारत भारतीम् ॥ ९ ॥

श्री भारती भवन, सिंहलद्वीप. } अमृत.

---

## जीवने उपालंभ.

( राग रामग्री )

जाग, जागने हुं जीवडा ! जरा जोने विचारी,
असार संसारने मोही रह्यो, सत्य मेल्युं विसारी ! जाग जागने०
देह रुपी आ पिंजरुं, तेमां केम फसायो ?
संसारनो सार वही जतां, तुं तो केम न धरायो ? जाग जागने०
इष्ट वस्तु तुज एज छे, तारे प्रयाण न करवुं ;
माया जाळ सघळे रही, तेमां नहि रे विचरवुं. जाग जागने०
मोह माया तने भूलवे ; तेमां केम भूलाये ?
षड्रिपु तारी पाछळ पडे, नाश नाश नशाये ! जाग जागने०
जप तप ध्याननी साधना, साध साध सधाये,
संचय कर परलोकनुं भाथुं जेम संचाये ! जाग जागने०
सुलामणीमां मनीश मां सदा सावध रे'जे !
हितकर वस्तुने शोधवा थाजे तत्पर स्हेजे ! जाग जागने०
रे ! रे ! अभागी जीवडा ! तने जावा न गमतुं ;
दुःसह दुःख दम्या करे, तोपण केम विसरतुं ? जाग जागने०
शुं छे स्वाद संसारमां ? जे छे दुःखनो दरियो ;
लेख लख्या जे ललाटमां ते न टळशे जरी ओ ! जाग जागने०
स्मरण करने सदाशिवनुं खरी साहाय्य ते करशे ;
घट घट व्यापक विश्वमां झट दुःखडां ते हरशे. जाग जागने०

जूनागढ. } नागर स्त्री.

# वडनगरोत्पत्ति रेखा.

( ગતાંક પૃષ્ઠ ૮૫ થી અનુસંધાન )

## ૪ નગર ( ઇ. સ. ૩૨૬ થી ૩૪૦ સુધીમાં. )

નગર નામની ઉત્પત્તિ માટે નાગરખંડમાં સવિસ્તર આખ્યાન આપેલું છે. વસ્તુત નાગરખંડનો પ્રધાન ભાગ નાગલોકો અને આર્ય રાજાઓના વિગ્રહોના વર્ણનથી રોકાએલો છે. વડનગરના નાગર બ્રાહ્મણોને પણ નાગલોકો સાથે વારંવાર કલહો થયા કરતા હતા. છતાં હાટકેશ્વરની ઉપાસના તો તેઓએ નાગલોકોના સમાગમથીજ ગ્રહણ કરી હતી. હિંદુસ્થાનમાં તે સમયે શંકરની ઉપાસના વૈદિકક્રમાનુસાર રુદ્રદેવતા રૂપે પ્રચલિત હતી[16], તેથી આ નવીન સુધારા (innovation) ને દબાવી દેવાને આર્ય રાજાઓએ વારંવાર યત્નો કર્યો હતા. ચમત્કારપુર વસ્યા પહેલાં તે સ્થળનું નામ હાટકેશ્વરની ઉપાસનાને લીધેજ હાટકેશ્વર ક્ષેત્ર પડેલું હતું, ત્યાંથી રુદ્રે એટલે ઉત્તર દેશના રાજાએ નાગ લોકો સાથે તુમુલ સંગ્રામ કરી તેઓને હાંકી કાઢયા હતા, એમ પ્રથમ કહેવામાં આવ્યું છે. આ નાગલોકો કોણ હતા, તેનો યથાર્થ નિશ્ચય થઇ શકતો નથી. નાગલોકોના એક તક્ષક કુળ ઉપરથી, તેઓ પ્રાચીન તાતાર અથવા તુરૂષ્ક દેશના શક (Scythian) જાતિના હતા, એમ યુરોપના વિદ્વાનો ધારે છે[17]. પરંતુ એક વૈદિક કાળમાં પણ ઇંદ્રનો કટ્ટો શત્રુ વૃત્ર પણ અહિ એટલે નાગ જાતિનો હતો, એમ ઋગ્વેદ ઉપરથી જણાય છે[18] તેમજ તેજ વેદની સંહિતાના ૧૦ મા મંડળનું ૧૮૯ મું આખું સૂક્ત સાર્પરાજ્ઞી એટલે કોઇ નાગરાજાની રાણીએ રચેલું છે, એમ કહેવાય છે[19] મહાભારતના કાળ પહેલાં કાશ્મીરમાં તે લોકોનું સ્વામીત્વ હતું, એમ રાજતરંગિણી ઉપરથી જણાય છે[20]. મહાભારતના કાળમાં પણ ગંગા નદીને ઉત્તરતીરે, કુરુક્ષેત્રમાં, ખાંડવવનમાં અને ઇક્ષુમતીનદીને તીરે તેઓનું રાજ્ય હતું[21]. રાજા પરીક્ષિતનો પરા-

---

૧૬ भूमौ रुद्रस्य लोकश्च पाताले हाटकेश्वरम् ॥ લિંગપુરાણ અ. ૧ શ્લો. ૫૪.

૧૭ કર્નલ ટોડકૃત રાજસ્થાન, ભાગ ૧ પૃ. ૫૦

૧૮ ઋગ્વેદ સંહિતા મંડલ ૧ સૂક્ત ૩૨માં વૃત્રને અહિ અને સર્પ આહિઓમાં શ્રેષ્ઠ કહેલો છે

૧૯ आपर्ज्ञे (१८९) रितिसूक्तस्य सार्पराज्ञी मुनिः स्मृतः ॥
બૃહદ્દેવતા આર્ષાનુક્રમણી, દશમ મંડલ, શ્લો. ૯૮.

૨૦ यद्दैवस्तनिष्यन्द दण्डकुण्डातपत्रिणा ॥
यत्सर्वनागाधीशेन नीलेन परिपाल्यते ॥ તરંગ ૧ શ્લો. ૨૮.

૨૧ बहूनि नागवेश्मानि गङ्गायास्तीर उत्तरे ॥१३७॥

જન્મ કરીને તક્ષક નામે તેનો પ્રાણ લીધો હતો, જેનું કુરતાભરેલું વેર તેના પુત્ર જન્મે-જયે લીધું હતું આ ઉપરથી નાગલોકોની એક સ્વતંત્ર જાતિ અતિ પ્રાચીન કાળથી હિંદુસ્તાનમાં વસતી હતી, એમ માનવાને અનેક કારણો મળી આવે છે વડનગરની પાડોશમાંજ નાગ લોકોનું રાજ્ય હતું તેથી તેઓ તે નગરના નિવાસીઓને સતત ઉપદ્રવ કર્યો કરતા હતા, એટલુંજ નહિ પણ તેઓની યુવતીઓનું હરણ પણ કરી જતા હતા, એમ નાગરખંડના ૧૧૬મા અધ્યાય ઉપરથી સિદ્ધ થાય છે ઇ સ. ના બીજા, ત્રીજા અને ચોથા સૈકાઓમાં નવકુલના નાગલોકોનું રાજ્ય અર્વાચીન કાન્તિપુરી મથુરા, ભરતપુર, ધોળપુર, ગ્વાલીયર, બુંદેલખંડ, ઉજ્જયિની, ભિલ્સા અને સાગરમાં હતું તે વંશના છેવટના રાજા ગણપતિ નાગને મગધ દેશના ચક્રવર્તી રાજા સમુદ્રગુપ્તે (ઇ. સ. ૩૨૬થી ૩૭૫ સુધીમાં) હરાવ્યો હતો, એમ અલ્હાબાદના એક શિલાલેખ ઉપરથી જણાય છે[૨૨]

નાગરખંડના અધ્યાય ૧૧૦-૧૧૫ ઉપરથી જણાય છે કે—આનર્ત દેશના રાજા પ્રભંજનને તુરત જન્મેલા પુત્રના મહદોષથી રાજ્યને કષ્ટ અનિષ્ટ અકસ્માત્ થશે, એમ જ્યોતિર્વિદોએ કહ્યું હતું તેની શાંતિ કરવાના હેતુથી તે રાજાએ ચમત્કારપુરના બ્રાહ્મણોને બોલાવી, તેઓની પાસે શાંતિયજ્ઞ કરાવ્યો હતો. આ યજ્ઞાનુષ્ઠાનમાં જે બ્રાહ્મણો વરાયા હતા, તેઓમાં સાંકૃત ગોત્રના નિમિના પુત્ર પ્રભાવ નામના બ્રાહ્મણ ઉપર ત્રિજાતપણાનો દોષ આવવાથી, તેનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો પ્રભાવ અથવા ત્રિજાત દેશાન્તરમાં ચાલ્યો ગયો હતો. કેટલોક કાળ વીત્યા પછી ચમત્કારપુરના એક બ્રાહ્મણ યુવાને નાગરાજાના કુમારને મારી નાખવાથી નાગલોકો ચમત્કારપુર ઉપર ધસી આવ્યા, અનેક બ્રાહ્મણોનો સંહાર કર્યો અને ચમત્કારપુરનો નાશ કર્યો આ સંહાર માંથી બચેલા બ્રાહ્મણો ત્રિજાતને મળ્યા. ત્રિજાતે नगर નામના ચમત્કારિક મંત્રના બળથી અથવા કોઇ બળવાન રાજાની સહાય્યથી ચમત્કારપુરમાં આવીને નાગલોકો સાથે ઘોર યુદ્ધ કર્યું. આ યુદ્ધમાં ફ્રાંસ દેશની જોન ઑફ આર્કની પેઠે ભદ્રિકા નામની એક બાળ વિધવાએ મુખ્ય ભાગ લીધો હતો.[૨૩] આ યુદ્ધમાં નાગોનો નિઃશેષ પરા-

यस्य वासः कुरुक्षेत्रे खाण्डवे चाभवत्पुरा ॥
तं नागराजमस्तौषं कुण्डलार्थाय तक्षकम् ॥१४०॥
तक्षकश्चाश्वसेनश्च नित्यं सहचरावुभौ ॥
कुरुक्षेत्रे च वसतां नदीमिक्षुमतीमनु ॥१४१॥ पर्व १ अ. ३॥

[૨૨] Cyolopaedia of India, Vol II P. 1042 તથા સ્મિથકૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, પૃ ૨૬૯

[૨૩] ઇ સ. ૧૪૧૨થી ૧૪૩૧ સુધીમાં ફ્રાંસ દેશમાં થઇ ગયેલ જોન ઑવ આર્ક (John of Arc) નું અને ઇ સ. ૩૪૦માં થઇ ગયેલી આ વડનગરની ભદ્રિકાનું સામ્ય ઘણું જ જોવામાં આવે છે બન્ને બાળાઓ કોઇ દિવ્ય શક્તિથી ઉત્તેજિત

જન્મ થયો હતો ચમત્કારપુર બ્રાહ્મણોએ નાગલોકોથી **નગર** એટલે નિર્વિષ અથવા નિષ્કંટક બનાવી પુનઃ પ્રાપ્ત કર્યું હતું. તે વૃત્તાંતના સ્મરણાર્થે તેનું નામ **નગર** પાડવામાં આવ્યું, અને બ્રાહ્મણોએ **નાગર** નામની વિશિષ્ટ સંજ્ઞા ધારણ કરી ત્રિજાતને તેઓએ પોતાનો અધ્યક્ષ બનાવ્યો, અને તે સમયથી તેનું ભર્તૃયજ્ઞ નામ પ્રસિદ્ધ થયું.[24]

નાગર બ્રાહ્મણોને આ સમયે ઉપર્યુક્ત સમુદ્રગુપ્તે જ સાહાય્ય કરી હશે, એમ માનવાને નાગરખંડમાંથી કેટલાક અંતઃ પ્રમાણો અને તદુપરાંત બાહ્ય પ્રમાણો પણ મળી આવે છે

નાગરખંડના ૨૩૫મા અધ્યાયમાં વૈજરકદેશના રોમકપુરના રાજા ઇંદ્રદ્યુમ્નનું આખ્યાન છે તે ઇંદ્રદ્યુમ્ને ત્રિજાત અથવા ભર્તૃયજ્ઞના કહેવાથી વડનગરમાં ઇંદ્રદ્યુમ્નેશ્વરની પ્રતિષ્ઠા કરી હતી તેજ અધ્યાયમાં કહ્યું છે કે— "હમણાંનો સર્વ રાજાઓને સંમત ઇંદ્રદ્યુમ્ન રાજા છે, તેની વાત કહું છું." આ ઇંદ્રદ્યુમ્ન ફરતો ફરતો કાંપિલ્ય નગરમાં ગયો ત્યારે નગરજનોએ તેને કહ્યું કે—" આ નગર કાંપિલ્ય નામે પ્રસિદ્ધ છે, અને આ આનર્ત દેશ છે આ દેશનો પૃથ્વીજય નામનો રાજા છે " કાંપિલ્ય નગર મહાભારતના કાળમાં દક્ષિણ પાંચાલની રાજધાની હતી. હાલમાં ગંગા યમુના વચ્ચે ફરકાબાદ જીલ્લામાં કનોજ નામનું ગામ છે, તે સ્થળ અથવા તેની આસપાસ આ કાંપિલ્ય નગર હતું.[25] ગુપ્ત વંશના રાજાઓએ તે આબાદ કર્યું હતું સમુદ્રગુપ્તના પુત્ર ચંદ્રગુપ્ત બીજાએ આનર્ત દેશના છેલ્લા ક્ષત્રપ રાજા સત્યસિંહના પુત્ર રુદ્રસિંહને ઇ. સ. ૩૮૮માં હરાવી આનર્તનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું હતું. ગુપ્તવંશના છેવટના ભાગમાં તેજ વંશનો કોઇ ફટાયો કુમાર સ્વતંત્ર થઇ માળવા અને તેની આસપાસના પ્રદેશોનો અધિપતિ થઇ ગયો હતો.[26] તેથી કદાચ

---

થઇ હતી, બન્નેએ શત્રુઓનો અત્યંત પરાજય કરી સ્વદેશનો બચાવ કર્યો હતો, પરંતુ જેને એવ આડીને તેના શત્રુઓએ મલીનસત્વ ગણી બાળી મૂકી હતી, ત્યારે ભદ્રિકાને તેનાં જ્ઞાતિજનો તરફથી તિરસ્કાર થવાથી અરણ્યમાં જઇને રહેવું પડ્યું હતું, છતાં પાછળથી તે દિવ્યશક્તિ લેખાઇ પૂજ્યપાત્ર થઇ હતી.

[24] ભર્તૃયજ્ઞે નાગ લોકો પાસેથી વડનગર હસ્તગત કર્યા પછી, નાગરોના વિશિષ્ટ આચાર વિચાર માટે મોટા મોટા પ્રબંધો કર્યા હતા. એમ કહેવાય છે કે–તેઓએ ચારે વેદોનાં શ્રૌત અને સ્માર્ત સૂત્રો ઉપર ભાષ્યો રચ્યાં હતાં. પારસ્કર ગૃહ્યસૂત્ર ઉપર ટીકા કરનાર ગદાધરદીક્ષિતે તે ગ્રંથ ઉપર ભર્તૃયજ્ઞે કરેલા ભાષ્યમાંથી અનેક અવતરણો આપેલાં છે. તે ઉપરથી પણ થોડા કાળ પહેલાં તેઓનું રચેલું તે ભાષ્ય વિદ્યમાન હતું, એમ સિદ્ધ થાય છે ભર્તૃયજ્ઞે રચેલાં પુસ્તકો પ્રાપ્ત થાય અને તે ઉપરથી તેના કાળનો નિર્ણય થાય, તો નગર અને નાગરની ઉત્પત્તિના વિષય ઉપર ઘણો પ્રકાશ પડી શકે.

[25] સ્મિથકૃત ભારત વર્ષનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૩૪૮

[26] તેજ પૃ. ૨૯૫.

અડસઠ ગોત્રના બ્રાહ્મણો ચમત્કારપુરનું નગર નામ પડ્યા પહેલાં ઘણાં વર્ષો પૂર્વે જે સ્થળે નૈમિષારણ્યમાંથી આવ્યા હતા, તેના તેજ બ્રાહ્મણોએ નાગમોઢાથી તે સ્થળ નગર એટલે નિર્વિષ અથવા નિષ્કંટ કરીને તેનું નગર નામ પાડ્યું હતું; તેવી સ્પષ્ટ હકીકત નાગરખંડમાં લખ્યા છતાં અફગાનીસ્તાનની સરહદ ઉપર આવેલ નગર કોટથી કોઇ વિદેશીય જાતિના લોકો છેક પાંચમા સૈકાના અંતમાં વડનગરમાં આવ્યા, અને જે સમયમાં હિંદુસ્તાનમાં વૈદિકધર્માવલંબી ચક્રવર્તી રાજાઓ થઇ ગયા, જેઓએ વર્ણાશ્રમ ધર્મનું પુનરુત્થાન કર્યું, તેમજ જે કાળમાં વૈદિક ધર્મ પળાવવાને માટે જેઓએ સપ્ત કાશકાઓ ઘડ્યા હતા, [31] તે કાળમાંજ તેઓ અલ્પ સમયમાંજ ઉત્તમોત્તમ બ્રાહ્મણો રૂપે સ્વીકારાય, તેવી ક્લિષ્ટ કલ્પનાનો પ્રાદુર્ભાવ થાય, તે અત્યંત વિલક્ષણ લાગે છે. અખંડ હિંદુસ્થાનના દરેક ભાગ ઉપર અને જુદી જુદી જ્ઞાતિઓમાં નાગર સંજ્ઞાઓ છે, તે સઘળી જ્ઞાતિઓની ઉત્પત્તિ અને કારણો શોધવા, તે અતિશય દુષ્કર છે અને તે કારણથી એક ઘાએ બધાનું સમાધાન કરવાનું ઇચ્છનારને તેવી વિલક્ષણ કલ્પના સહજ આવી જાય તેવી છે. પણ તેટલાજ માટે તે કલ્પના યથાર્થ છે, તે કદિપણ સ્વીકારી શકાશે નહિ. નાગર પુરૂષ અને વૈશ્ય સ્ત્રીથી ઉત્પન્ન થયેલી પ્રજા નાગર વાણીઆ તરીકે આજે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે તેજ પ્રમાણે નાગરો જેઓ મૂળથી અયાચક હોઇને સાહસિક હોવાથી વ્યાપાર અથવા રાજસેવા નિમિત્તે જીવન-નિર્વાહાર્થે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ગયા હોય, અને ત્યાં કાલાન્તરે સ્વધર્મને ભૂલી જઇને તે તે સ્થળની અનુકૂળ જ્ઞાતિઓમાં ભળી ગયા હોય, અને તે ઉપરથી નાગર વાણીઆની જેમ નાગર ગુર્જરો, નાગર મૈથિલો, નાગર દક્ષણીઓ, નાગર તેલંગો, નાગર રજપુતો, નાગર કાયસ્થો, નાગરજાટો, નાગર કણબીઓ અને નાગર નેપાલીઓ— એવી ભિન્ન ભિન્ન સંજ્ઞાઓ પડી હોય તો તે વધારે સંભવિત છે ગમે તેમ હોય પણ વલ્લભી રાજાઓના અસ્તિત્વ પહેલાં ઘણા કાળપૂર્વથીજ નાગરો વડનગરમાં વિદ્યમાન હતા, એમ નિશ્ચયપૂર્વક સિદ્ધ થવાથી પ્રોફેસર દેવદત્ત ભાંડારકરની કલ્પના કેવળ નષ્ટ થઇ જાય છે, એમાં શંકાવકાશ નથી.

સંપૂર્ણ

માનશંકર પીતાંબરદાસ મહેતા.

---

૩૧ સ્મીથકૃત ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ, પૃ ૨૮૧

गरं विषमिति प्रोक्तं न तमाऽस्ति च साम्प्रतम् ॥
मत्प्रसादात्त्वया होतदुषार्ये ब्राह्मणोत्तम ॥
नगरं नगरं चैवरुद्भुत्वा ये पन्नगाधमाः॥
तत्र स्यास्यन्ति ते वध्या भविष्यन्ति यथासुखम् ॥
अद्य प्रभृति तत्स्थानं नगराख्यं धरातले ॥
भविष्यति सुविख्यातं तव कीर्ति विवर्धनम् ॥

# एक महा प्रश्न.

નાગરોના રીત રિવાજ બ્રાહ્મણોથી ઘણી રીતે જૂદા પડે છે. નાગરોમાં પણ ગૃહસ્થ અને વૈદિક એવા બે ભાગ છે, અને દક્ષિણા લેનાર વૈદિક ભાગથી અયાચક વૃત્તિવાળો ગૃહસ્થ ભાગ ઘણી ઘણી બાબતોમાં ભિન્ન છે 'અન્ન તેવું મન' એ ન્યાયે દક્ષિણાનો સ્વીકાર કરનારનું મન ગૃહસ્થ વર્ગના મનથી જૂદી પ્રતિનું હોય, તો તેમાં માત્ર કુદરતનો જ દોષ કહેવાય. જો નાગરના જ બ્રાહ્મણ ભાગથી નાગરોની ભિન્નતા સ્પષ્ટ રીતે દેખી શકાય તેવી છે, તોપછી અન્ય બ્રાહ્મણોથી તો બહુજ ભિન્ન વૃત્તિ હોય તેમાં નવાઇ શી? અને અન્ન તેવું મન હોય જ એમ સ્વીકારીએ તો નાગરથી જૂદી વૃત્તિવાળાના હાથનું બનાવેલું અન્ન ખાવું એ પણ આપણી નાગરવૃત્તિને હલકી કરવામાં કારણરૂપ માનવું જોઇએ.

'અન્ય બ્રાહ્મણોથી નાગર બ્રાહ્મણો જૂદા પડે છે અને નાગર બ્રાહ્મણો તો આપણા પૂજ્ય અને ગુરૂરૂપ છે એટલે તેમના હાથની રસોઇ જમવામાં બાધ હોય જ શાનો? જોકે હમણાં ગુરૂરૂપ અગર પૂજ્યરૂપ કરતાં રસોઇઆ તરીકે નાગરબ્રાહ્મણોનો વધારે સત્કાર કરવામાં આવે છે તોપણ તે દોષ કાંઇ તેમનો ન કહેવાય. તેમને કેવું માન આપવું તે નાગરગૃહસ્થની લાયકાતની વાત છે. માન મળશે તો તેમની પાત્રતામાં ફેર પડશે અને પાત્રતા વધારે યોગ્ય બનશે તેમ માન વધારે મળશે, આવું થશે તો નાગરબ્રાહ્મણો વધારે પૂજ્ય બનશે—પણ તેથી તેઓની રસોઇઆ તરીકેની સ્થિતિમાં કશો ફેર પડશે? રસોઇનો ધંધો બહુ આકર્ષક નથી—આખુટકે જ તે ધંધો લેવાય છે. રસોઇઆની નિર્જોખમી અને સ્વતંત્ર નોકરી મુકી દઇ, દશ રૂપીઆની મેતાજીની નોકરી સ્વીકારવા તત્પર હોય એવા ઘણા નાગરબ્રાહ્મણો મળી આવે છે. જો તેવી સ્થિતિ છે, તો પછી આપણે રસોઇઆ માટે શું કરવું?

જો આપણે નાગરપણાનો સમાવેશ સ્વજાતિના જ રસોઇઆની રસોઇ જમવામાં જ કરીએ છીએ, તો એક જાતિ તરીકે રસોઇઆનો પ્રશ્ન એ એક મહા પ્રશ્ન થઇ પડે છે.

અલબત, વ્યક્તિ તરીકે આ પ્રશ્નનો જવાબ દરેક પોત પોતાની મેળે જ મેળવી લેવાનો છે. એક વખત રસોઇઆની વાત નીકળી અને મુશ્કેલી હોવાથી બહુ બહુ મુઝાવું પડે છે એ સિદ્ધ થયું, ત્યારે બીજો એક ઉત્તર ન મળવાથી એક નાગર બ્રાહ્મણ જે ત્યાં હાજર હતા તેણે જવાબ આપ્યો કે 'નાગરબ્રાહ્મણ ન મળે તો તમે મરજીમાં આવે તેને રાખો તેમાં નાગરબ્રાહ્મણો શું કરે! ધર્મ સાચવવો એ સૌ સૌની ઇચ્છાની વાત છે તમારે ધર્મ સાચવવો ન હોય તો ગમે તે કરો'. ('ગમે તે કરો', એટલું બોલીનેજ તે ગૃહસ્થ અટક્યા નહોતા તેણે તો આગળ ચલાવ્યું હતું અને એવાં વાક્યો કહ્યાં હતા કે તે અહિં લખવામાં પણ નાગરત્વ અને બ્રાહ્મણત્વ નો ભંગ થાય, એવું મને લાગે છે માટે તે નથી લખતો ).

આ જવાબ વ્યક્તિ માટે બરાબર હતો. પરંતુ જ્ઞાતિ જો એક સમસ્ત વર્ગના સવાલોનો નિર્ણય કરનાર જીવત સંસ્થા તરીકે ટકી રહેવા ઇચ્છતી હોય, તો જરૂરનું છે કે જ્ઞાતિને સમતા મહા પ્રશ્નોનો ગંભીર પણે વિચાર જ્ઞાતિએજ કરવો જોઇએ જો જ્ઞાતિ તેનો નિવેડો ન લાવી શકે તો વ્યક્તિ યથેચ્છ વર્તન કરે છે વ્યક્તિના કિસ્સાઓ વધી જવાથી જ્ઞાતિ શાસન કરી શકતી નથી શાસન કરવાનું બળ જવાની સાથે જ્ઞાતિ એક જીવત સંસ્થા મટી જાય છે. આ અનર્થ હાલ આપણામાં નથી એમ નથી માટે જ જરૂરનું છે કે આ મહા પ્રશ્નનો વિચાર જ્ઞાતિએ કરવો જોઇએ.

મુંબઇમાં નાગરો માટે સારાં ખાતાંની જરૂરીઆત સૌ સ્વીકારે છે, છતા કોઇ પણ તે તરફ પ્રવૃત્તિ કરી શક્તું નથી, તેનું કારણ પણ 'આજ મહા પ્રશ્ન છે એટ સારાં ખાતાં માટે જે જે સગવડો જોઇએ તે બધી તૈયાર છે કામ કરનારા માણસો છે, જોખમ ખેડનારા સાહસિક પણ છે, નાણાં ધીરનારા પરોપકારી પુરૂષો પણ છે. પણ રસોઇઆ કયાં છે? ધોડાં વર્ષ પર બધું ચોક્કસ જેવુ જ થયું હતું, પણ તપાસ કરતાં રસોઇઓ મળ્યો નહોતો. સારો પગાર આપતાં પણ ત્રણ વરસ સુધી બંધાય તેવો પણ કોઇ તૈયાર નહોતો નાગરેતર જ્ઞાતિ માટે આ મુશ્કેલી નથી. અન્ય બ્રાહ્મણોમાં રસોઇઆનો વર્ગ મહોટો છે અને એક નહિ તો બીજો, અને બીજો નહિં તો ત્રીજો એમ એક કલાકમાં પચાસ માણસ બદલાવવા હોય તોપણ મુંબઇ જેવા શહેરમાં મળે છે, પણ નાગરો માટે રસોઇઆ કયાં? એક હોય અને તે માંદો પડે કે જતો રહે, તો ખાતાં ચલાવનારે શું કરવું? આ મુશ્કેલી બહુ જ મોટી છે મુંબઈમાં એક ખાતાંની જરૂર બધા સ્વીકારે છે. આમળ વધી હું એટલું પણ કહું છું કે તેવાં ખાતાં માટે નાણાં કે જ્યોતિ પણ મુશ્કેલી નડે તેવું નથી પણ રસોઇઆના મહા પ્રશ્નનો જવાબ કોણ આપવા સમર્થ છે?

રસોઇઆની સંખ્યા ઓછી થતી જાય છે એ જો ખુશી થવા જેવું લાગતું હોય તો અન્યજ્ઞાતિમાંથી સ્વીકારવા નાગરજ્ઞાતિ તૈયાર છે? જો રસોઇઆની સંખ્યા ઓછી થાય છે એ ખોટુ મનાતું હોય, તો તે સંખ્યા ટકાવી રાખવા નાગરજ્ઞાતિ સમર્થ છે?

મારો આ પ્રશ્ન વ્યક્તિને માટે નથી વ્યક્તિ પોત પોતાનું નિભાવી લેશે. તેમાં જ્ઞાતિએ વચ્ચે આવવાની જરૂર નથી. પણ મારો આ પ્રશ્ન જ્ઞાતિને માટે છે. નાગરજ્ઞાતિનાં નાગરત્વ માટે એક મુખ્ય વાત ખાવા પીવાની છ બીજાં ગમે તેવાં કુકર્મ કરે તોપણ જ્ઞાતિ નાગરને અનાગર બનાવવાની પંચાતમાં નહિ પડે. પણ એક વખત અનાગરની રસોઇ જો કોઇ નાગર ખાશે તો તેને તે જ્ઞાતિ એકદમ જ્ઞાતિબહાર મૂકશે "આમ કરવાનું જ્ઞાતિનું જોર હાલમાં દેખાતું નથી, કારણ ઘણા જણ પરજ્ઞાતિનું ખાય છે, છતાં જ્ઞાતિએ તેની નોંધ લીધી નથી" એવી દલીલ પાયા વગરની છે. જ્ઞાતિ તો એક સમુદિત સંસ્થા છે તેની પાસે રીતસર જે સવાલ ન આવે તેનો વિચાર કરવાની પૈશાઇ જ્ઞાતિ જેવી ગંભીર સંસ્થામાં હોય જ નહિ, અને જ્ઞાતિ પાસે જો કોઇ વાત આવે છે તો તેનો નિકાલ કરવાનું જોર જ્ઞાતિમાં છે એ હજી સુધી સિદ્ધ જ છે. ન્યાયાધીશનું કામ પોતાની પાસે આવે તે ગુન્હાને દંડ કરવાનું છે. ગુન્હા

શોધતા ફરવાનું કામ ન્યાયાધીશનું નથી. જ્ઞાતિ એ ન્યાયાધીશ છે પોલિસ નથી. જો જ્ઞાતિને બહુ ચટ હશે તો તે પોતાના પોલિસ નીમશે જે ગુન્હાઓ પકડવા તત્પર રહેશે પણ હાલની જ્ઞાતિએ પોલિસ નીમ્યા નથી. પોલિસ નીમવાની તેને દરકાર નથી તેવું દરકાર રાખવી જોઇએ પણ નહિ ન્યાયાધીશ તરીકે જે જે ગુન્હા તેની પાસે આવે અને પુરવાર થાય તેને દંડ દેવા માટે જ્ઞાતિ સમર્થ છે. છાના છપનાં કુકર્મો કર- નારની નોંધ લેવા જેવી કનડગતવૃત્તિ જ્ઞાતિની નથી એટલે જે જણ છાનીરીતે ખાતા હોય તેને માટે જ્ઞાતિને કાંઇ કરવાનું રહેતું નથી. આશા છે કે આટલો જવાબ પેલી દલીલ માટે બસ થશે.

મેં જવાબ દીધો, પણ તેથી મહા પ્રશ્નનો જવાબ મળ્યો નહિ. જ્ઞાતિ, જો જ્ઞાતિ તરીકે પોતાનું જ્ઞાતિત્વ સાચવવા દરકાર રાખવા ધારતી હોય, તો જ્ઞાતિની વ્ય- ક્તિની મુશ્કેલીઓ આપો આપ સમજી દૂર કરવા પ્રયાસ કરવા જોઇએ તેટલું પણ જ્ઞાતિ ન કરે તો પછી જ્ઞાતિ કરશે શું? આશા છે કે આ મહા પ્રશ્નનો વિચાર જ્ઞા- તિના પટેલો કરશે અને કાંઇક ઉપાય સુઝાડશે.

એક નાગર.

---

# रा. रा. देवदत्त भांडारकर अने नागरोत्पत्ति.

ગતાંક પૃષ્ટ ૯૬થી અનુસંધાન.

પ્રોફેસર મહાશય દરેકસનાતનધર્મી ઉચ્ચજ્ઞાતિના ઉચ્ચ વંશના અભિમાન વા ગૌરવ તથા શુદ્ધવીર્યોત્પન્નને પ્રતિકૂલ ઇતિહાસપુરાણોને કેવલ કથા માની પ્રમાણ માને છે, ત્યારેતો ઉચ્ચવર્ણના ગૌરવને શુદ્ધ વંશજ બતાવનારાં પ્રમાણ એજ કથારૂપ ઇતિ- હાસ પુરાણોમાંથીજ લેવાનું તેઓએ ઉચિત ગણવું જોઇએ. એમ ન કરવાથી એક પક્ષની મેર આગ્રહ મનાય અને નિષ્પક્ષપાતની દૃષ્ટિને દોષ લાગે છે જે સ્થલથી જ્ઞાતિના શુદ્ધવંશજ થવાનાં પ્રતિકૂલ પ્રમાણો લેવામાં આવ્યાં છે, તો તેજ સ્થલોમાંથી એજ જ્ઞાતિઓના શુદ્ધવંશ થવાનાં જે પ્રમાણો મળે, તેની લેવાં જોઇએ, અને બે પ્રમાણ વિચાર કરી તેનો નિર્ણય કરવો જોઇએ. પુર્વ કાળમાં જો પુરૂષો નીચ જ્ઞાતિથી ઉચ્ચ જ્ઞાતિમાં આવ્યા છે તે કેવા સમય, સ્થિતિ તથા કારણોથી આવ્યા છે, તેનો વિચાર કરવો જોઇએ. એવો સમય, સ્થિતિ તથા કારણ આ.સમયમાં પણ ઉપસ્થિત થાય તો શું સાંપ્રત નીચ જ્ઞાતિથી ઉચ્ચમાં આવવા કોઇ વિશેષ બાધા આવનાર છે? મ્હારી બુદ્ધિ અનુસાર આ સમય નીચ જ્ઞાતિને ઉચ્ચ જ્ઞાતિ બનવાનો પ્રયોજન સારો છે પૂર્વ કાળમાં તો પતિત બ્રાહ્મણો તથા રાજ્યપક્ષી બી ભય હતો, પણ આ વખતમાં સહુ સ્વતંત્ર છે; જેને મને તે ઉચ્ચ જ્ઞાતીમાં બની શકે છે. જે જ્ઞાતિ થોડાં વર્ષ પૂર્વે

વૈશ્ય વા શુદ્ર ગણાતી હતી, તે આજે બ્રાહ્મણ-બનતી જાય છે, જે કોઇ સમયમાં સીરીયામાં પારસી જાતિની પુરોહિત જાતિ હતી, તે શુદ્ધ બ્રાહ્મણ જાતિ બની ગઇ છે આવા અનેક જાતિના ઉચ્ચ જાતિ બની જવાથી મ્હોટા તથા મહાન પુરૂષોએ આ વંશની શુદ્ધિ માટે એક વર્ણની અનેક જાતિમાં પણ ખાવા પીવા તથા પરણવા વ્યવહારની રોક કીધી જણાય છે

પૂર્વ કાળમાં અનુલોમજ પ્રતિલોમજ રીતિથી વિવાહ થતા હતા. તે સમયથી એવા વિવાહથી જે સન્તતિ ઉત્પન્ન થતી, તે જુદીજ જાતિ થતી તે જુદાજ નામથી ઓળખાતી હતી એવી સન્તતિને પોતાના પિતાના શુદ્ધ વંશમાં ગણાવા માટે એવો નિયમ રાખવામાં આવ્યો હતો કે યદિ બ્રાહ્મણ સત્ શુદ્રા સ્ત્રીથી વિવાહ કરી સન્તાન ઉત્પન્ન કરે અને તે કન્યા સન્તાન બ્રાહ્મણનેજે પરણાવી જાય, ને પછી તેની કન્યા સન્તાનને વળી બ્રાહ્મણનેજ પરણાવવામાં આવે, તે એમ સાતમી પેઢીમાં સન્તાન થાય, તે શુદ્ધ બ્રાહ્મણ ગણાતુ હતુ આવી રીતે સાત વખત શુદ્ધ વીર્યથી ક્ષેત્ર શુદ્ધિ કરવામાં આવ્યા પછીજ શુદ્ધ વંશ મનાતો હતો.

પ્રોફેસર ભંડારકરનું કથન કે નામર મૈત્રક જાતિના છે, ને હૂણો સાથે આ દેશમાં આવ્યા. એજ જાતિના વલ્લભિ વંશના રાજા હતા ટૉડકૃત રાજસ્થાન પુસ્તકમાં ઉદયપુરનો ઇતિહાસ જોતાં માલુમ થાય છે જે ગુહલોત રજપૂતોનો આદિ પુરૂષ વલ્લભિ વંશનો ગુહસેન નામનો રાજા ઇ સ. ૫૩૮-૫૬૭ સુધી રાજ્ય કરી ગયો લાગે છે તેના બીજા પુત્ર ગુહાદિત્યથી ગુહલોત વંશ જે હાલ ઉદયપુરમાં છે, તેનો પ્રાદુર્ભાવ છે વલ્લભિવંશ સ્થાપનાર વિજયસેન વા વિજયાદિત્ય હતો, જે ભટાર્કના નામથી પ્રખ્યાત હતો વલ્લભિ રાજ્ય ઇ સ, ૫૦૮માં સ્થાપન થયું હતું હૂણ જાતિના રાજા તોરમણે ગુપ્ત વંશના બુદ્ધ ગુપ્તના સમયમાં ઉત્તર હિંદુસ્તાન ઉપર આક્રમણ કીધો, તે સમય ઇ ૭મી શતાબ્દિનો પ્રારંભ જણાય છે અટલે વલ્લભિવંશ સ્થાપના ને હૂણોનો હુમલો સમકાલ આવે છે. પણ ભટાર્કના પુત્ર ધ્રુવસેનના ઇ. સ ૫૨૬ના તામ્રપત્રથી જ્ઞાત થાય છે કે ભટાર્ક મૈત્રકો ને હરાવી રાજ્ય મેળવ્યું હતુ મૈત્રકોક જેમણે બળજોરીથી પોતાના "દુશ્મનોને તાબે કર્યા હતા, તેમના મ્હોટા અને બળવાન લશ્કર ઉપર સેંકડો ઘા કરી જેણે કીર્તિ મેળવી." આ લેખથી સ્પષ્ટ છે જે વલ્લભિવંશ મૈત્રિક જાતિનો ન હતો ઉત્તરના લવપુર (લાહોર) ત્યાંથી આવી કનકસેને આ વડનગરમાં પ્રથમ રાજ્ય સ્થાપન કીધું હતું. કનકસેનથી ત્રીજી પેઢીએ વિજયસેન વલ્લભિવંશ સ્થાપનાર થયો હતો એટલે હૂણોના આક્રમણ કાળથી ઘણા વર્ષ પૂર્વેજ વલ્લભિવંશ સ્થાપનારના વડીલો ગુજરાત માં આવી વસ્યા હતા, ને હૂણો સાથે આવેલી મૈત્રક જાતિના વલભિરાજા ન હતા. મૈત્રક તેજ મ્હેર વા મેર લોક. જણાય. છે જે જાતિના હાલના પોરબંદરના મહારાજા છે. મૈત્રક શબ્દથીજ જણાય છે કે એ નામ સંસ્કૃત ભાષાનું છે મૈત્ર વા મિહિર ગોત્રવાળા શાકદ્વીપના બ્રાહ્મણ હતા. મૈત્રાવરુણિ અગસ્ત્ય વશિષ્ટ તથા વાલ્મીકિનું નામ હતું, ને મૈત્ર બ્રાહ્મણનું સૂચક છે. વેદમાં मैत्रीय ની ગાથા છે રાજા આદિસૂરના સમયમાં કનોજની મેરથી બંગાળામાં ગયેલા બ્રાહ્મણોમાં હાલ સમણ મૈત્ર અવટંક

જોવામાં આવે છે એટલે मैत्रक, मैत्र वा मित्र વા મિહિર શબ્દ પર્યાય વાચી જણાય છે ને એ લોક શાકદ્વીપીયવન બ્રાહ્મણ હતા એવો અનુમાન થાય છે. જેમ हूँण, હુન તક્ષ આદિ સંજ્ઞાવાળા ક્ષત્રિય રાજા સમરથી પરાસ્ત થઈ, દેશ બાહર જઈ વસ્યા તેમજ मैत्रक वा मैत्र લોક બાહર આવ્યા ગયા હશે, ને પાછળથી પાછા દેશમાં આવ્યા હશે. હાલ સમયમાં પંજાબ પ્રાંતના ખત્રી તથા એના પુરોહિત સારસ્વત બ્રાહ્મણ મુખ્ય કંદહાર દેશમાં જઈ વસ્યા છે, ને એ લોકનો પહેરવેષ દિનચર્યાદિ તે દેશ પ્રમાણેજ છે; પણ તેઓ હિન્દુજ ગણાય છે, ને પાછા દેશમાં આવે તો એ ખત્રી અને સારસ્વત બ્રાહ્મણજ મનાય, તેવીજ રીતે मैत्रक वा मैत्र લોકને અત્ર દેશનાજ માની શકાય. પૂર્વ કાળમાં એવું બી બન્યું છે જે બ્રાહ્મણ ઋષિના અવટંકથી ક્ષત્રિય કુળ ઓળખાયા છે, જેમ પરશુરામના પૃથ્વી નિઃક્ષત્ર કરવા પર ક્ષત્રિયાણી પુત્રોને લઈ ઋષિઓની શરણ ગઈ, ને એનાં સંતાનો ઋષિના ગોત્ર અવટંકવાળાં થયાં તેમજ મ્હેર લોકનો અવટંક मैत्रेय ગોત્રના બ્રાહ્મણથી થયો હશે. એટલું તો સ્પષ્ટ છે જે વલ્લભિ વંશજો નાગર मैत्रक ન હતા. मैत्रक શાકદ્વીપના મિહિર ગોત્રના मग તથા मगस નામના બ્રાહ્મણ ક્ષત્રિયવત જાતિના પારસી હશે.

સ્કંદપુરાણને સઘળા પુરાણોમાં છેલ્લો પુરાણ માને છે ને મિસ્ટર સ્મિથનું કહેવું છે કે સ્કંદપુરાણ ઇસાથી સાતમી શતાબ્દિના મધ્યનો ગુપ્તરાજાઓના સમયની લિપિમાં લખાયલો બંગાળામાં વિદ્યમાન છે, આથી સ્પષ્ટ જણાય છે કે સ્કંદપુરાણ ઇસાની સાતમી શતાબ્દિ પૂર્વે કોઈ સમયમાં લખાયો હશે. એ પુરાણમાં હાટકેશ્વર મહાત્મ્યનો એક ખંડ છે, જેને નાગરખંડ કહે છે. આ ખંડમાં ચમત્કારપુરનું નામ નગર થવા સમ્બન્ધી કથા છે, ને ત્યારથીજ ચમત્કારપુર વા આનંદપુરના રહીશ બ્રાહ્મણ નાગર કહેવાયા છે; એટલે એતો સ્પષ્ટ થયું જે નાગર નામ ઇસાની સાતમી શતાબ્દિથી પૂર્વનુંજ છે, આધુનિક નથી. વારાહમિહિરાચાર્યે પોતાના બૃહત્સંહિતા નામના ગ્રંથમાં જે સ્થળે દેશ સ્વામી લખ્યા છે તે સ્થળે नागर નો સ્વામી મંગળ લખ્યો છે એટલે નાગર શબ્દ શક રાજાના સમયમાં સારી પેઠે વ્યવહારમાં હોવો જોઈએ. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ લખનાર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ લખે છે જે નહપાન ક્ષત્રપ રાજાના સિક્કા મળ્યા છે, તેમાં સિક્કાની ઉપલી બાજુએ नागरी લિપિમાં ક્ષત્રપવાળી બાજુનો બીજો મજકૂર લખેલો છે નહપાન ઇ. સનની બીજી શતાબ્દિમાં થયો લાગે છે એટલે નાગર નામ ગુજરાતમાં વલભીવંશની સ્થાપનાથી પહેલાનું છે, ને તે કારણથી આનંદપુરના નામ સાથે નાગર નામ પણ પ્રચલિત હશે. પણ રાજ દરબાર વા શાસ્ત્રીય ધર્મકાર્યમાં પુરાણું નામ આનંદપુરજ લખવાનો રીવાજ હશે

. . નાગર બ્રાહ્મણ ઉત્તર હિમાલય દેશથી ગુજરાતમાં આવી વસ્યા ને એ નગરકોટથીજ આવ્યા તે ઠીક નથી જણાતું જો એકાદ ગામને નગર કહેવાના કારણથીજ ત્યાંના રહેવાથી નાગર કહેવાય તો હિંદુસ્તાનમાં અનેક નાગર છે, ને એ

અનેક નગરના રહીશો નાગર કહેવાય શકાય છતાં નગરકોટથીજ આવ્યા તેઓજ નાગર એમ કેમ માનવામાં આવી શકે ? વડનગરમાં રહેવાથીજ નાગર કેમ ન મનાય? બુલંદ શેહેરના ગુજ્જર, ગુજરાતના વાણિઆ, કનોજીઆ, મૈથિલ, કાશમીર આદિમાં જે નાગર નગરિયા આદિ અવટંક છે, તે તત્તદ્ દેશ ભાગમાં આવેલા જુદા નગરોમાં વાસ કરવાના કારણથી પડેલા જણાય છે એ જ્ઞાતિઓમાં નાગર અવટંક હોવાથી સઘળાજ નાગર હતા એ અનુમાન કરવુ તે ઉચિત નથી. પંજાબ પ્રાન્તમાં ભટનેર એક ગામ છે, અને કાયસ્થોમાં भटनागर નામનો એક ભેદ છે. તેથી શુ પ્રોફેસર મહોદય કાયસ્થોની ઉત્પત્તિ भटनगर અથવા वडनगर માંથી થઇ છે, એમ માનવાને તૈયાર છે? શુ भटनगर અને वडनगर પ્રાકૃત સમવાય નથી?

અપૂર્ણ

ગંગાશંકર પચોલી, ભરતપુર.

---

# लेखमां नागर.

---

(૧) ऋग्वेदः पदपाठ सप्तमष्टकम्.

પેહેલા અધ્યાયના વર્ગ ૧, ૨ નથી, અને વર્ગ ત્રીજા ( પંક્તિ ૯, ૪૬૩ )ના ત્રીજા પાદ ( verso )થી શરૂ થાય છે અક્ષર બહુ ચોખ્ખા કે નિયમિત નથી, પણ ગ્રથના બીજા ભાગો કરતાં જુની તિથિ તેના ઉપર લખાયેલી છે.

" संवत् १५५२ वर्षे पौष सुदि ४ रवौऽद्येह श्री वट पद्र (?) मंडल करणे । जोइज ग्राम वास्तव्याभ्यंतरनगरजातीय भट्टदादा सुत माणिक । श्री ऋग्वेदस्य सप्तमाष्टकस्य पदपुस्तकमलेखि . .। प ...काय कोठा (Kona ?) सुताय मुरारि एतस्मै धर्मेण प्रदत्तं ॥

સૂચન :—બ્રિટિશ મ્યુઝીયમના હસ્ત લિખિત સંસ્કૃત પુસ્તકોની સૂચિમાં આ પુસ્તકની નોંધ ન થઇ છે.

**નોંધવા યોગ્ય હકીકત :—**

(૧) સંવત ૧૫૫૨ પહેલાં નાગરો વડોદરા તરફ ગયેલા હતા જૂનાગઢના રા રા મણિશંકર જટાશંકર પ્રતિ કચ્છભુજના મેતા મગનજી દયારામ અતાણીએ સંવત ૧૯૨૫ના બીજા વૈશાખ વદ ૯ શુક્રે લખી મોકલેલ "શ્રી નરસીંહ મેતાના પુત્ર શામળદાસનો વીવાહ વલ્લભ નામના કવિએ રચેલો તેમાંથી ઉતારી લીધી" તેમાં

ઉપર્યુક્ત હકીકતને આધારે વડનગર પ્રથમ સંવત ૬૪૫ના માર્ગશીર્ષ માસે* યવનોની ભીડે ભાંગ્યું, ત્યારે અર્ધ પાટણ ગયા. તે અર્ધવાસી કહેવાયા અને બાકી રહ્યા તે આભ્યંતર એમ વિભાગ પડ્યા, અને તે વખતે અર્ધવાસીનાં ગુજરાતી અમદાવાદી બાર ગામો નીચે પ્રમાણે થયાં

૧ પાટણ ૨. અમદાવાદ. ૩ ધોળકા. ૪. ખંભાત ૫. રાજપીપળા. ૬. સુરત. ૭ વડોદરા. ૮. કનાળી. ૯ ભરૂચ. ૧૦ સીનોર. ૧૧ નડીઆદ ૧૨. પેટલાદ.

બીજીવાર વડનગર સં. ૧૨૭૨ના કાર્તિક સુદ ૧૫નું ભાંગ્યું×, તેમાં આભ્યંતર નાગરનાં ઘર ૨૦૦૦) હતાં અને જુનાગઢનો રાજા નોઘણ તેડી ગયો, તેમાંથી સોરઠી સમવાયનાં બાર ગામ થયાં, તેનાં નામ —

૧ જુનાગઢ ૨. માંગરોળ ૩. પ્રભાસપાટણ ૪ ઉના. ૫. દીલવાડા. ૬. મોવા (મહુવા) ૭ ઘોઘા (દાઠા) ૮. વળાજ ૯ ધોળકા. ૧૦ ઘડર. ૧૧ પોરબંદર છાયા. ૧૨. નવાનગર.

ત્રીજીવાર વડનગર સંવત્ ૧૭૮૨માં દક્ષણી મરાઠાઓના ત્રાસે ભાંગ્યું. તે દિવસ તમામ આભ્યંતર નીસરી ગયા; તેમાંના કેટલાક કાશી તથા મથુરામાં જઈ વસ્યા. બાકી ૭ ગામમાં વસ્યા તે ૭ પોળ કહેવાય છે, તેનાં નામ —

૧. વડનગર ૨. વીસનગર ૩. ઉમતા ૪. ડુંગરપુર. ૫ વાંસવાડું. ૬. વીરમગામ.

આ હકીકતની સાથે પ્રસ્તુત પુસ્તકમાંના નાગર "મહીધર સુત માણિક"નો વિચાર કરતાં જણાય છે કે સંવત્ ૧૨૭૨ તથા સંવત ૧૫૫૨ની દરમિયાન "આભ્યંતર જ્ઞાતીય" નાગરો પણ વડોદરા સુધી પહોંચ્યા હતા.

(૧) વટપદ્ર—વડોદરાનું સામાન્ય રીતે લેખો વિગેરેમાં મળી આવતું નામ છે.

(૨). લોધ્રજ ગામ—હાલ આ નામનું કોઈ ગામ વડોદરાની નજીકમાં જ-

---

*પાટણ ગામ વનરાજે ઈ. સ. ૭૪૫ સંવત ૮૦૧માં વસાવ્યું એમ ગુજરાત સર્વ સંગ્રહમાં લખ્યું છે (પૃ ૪૮૪) તેથી સંવત ૬૪૫ને બદલે ૮૪૫ હોવા નો સંભવ જણાય છે તેજ લેખક મહાશયે 'અર્ધવાસી' શબ્દ વાપર્યો છે, તેને બદલે 'અધિવાસી' શબ્દ યુક્તતર લાગે છે એક ગામની સીમની જમીન પાસેનાં ગામોમાં રહેનારા ખેડુઓ ખેડે છે, તેઓને કાઠિયાવાડમાં ઉપર વાડીયા ખેડુઓ' કહે છે ઉપરવાડીઆ' નો અર્થ 'અધિવાસી' જેવો થાય છે. તેથી વડનગરની આસપાસના ગામોમાં રહેનારા 'અધિવાસી' અને વડનગરમાં રહેનારા 'આભ્યંતર' એમ વિભાગ પડ્યા હશે, એ રીતે માનવું સુસંગત જણાય છે. તંત્રી.

×પાટણમાં તે વખતે ભોળાભીમ રાજા રાજ્ય કરતો હતો (સંવત ૧૨૩૫થી સં. ૧૨૯૮ સુધી.)

જાણું નથી વખતે હાલ નામફેર થયેલ હશે. આ સબંધી હકીકત પ્રાચીન નકશા વગેરે સાધનો ને અભાવે મેળવી શકાય નથી.

(૪) આભ્યંતર જાતીય.—ન ૧માં લખ્યા પ્રમાણે સવત ૧૨૭૨ની પહેલા વડનગરથી બાહેર નીકળેલ અર્ધવાસી નાગરોથી પોતાને જુદા બતાવવા માટે ખાસ લખાયેલ હશે. સાં ૧૫૫૨માં આ બીક તાજી હોઈ યાદ રહેવા ખાતર સામાન્ય પ્રચારમાં હોવા સંભવ છે અધિવાસ નાગરોના બાર ગામ પૈકીના વડોદરામાં રહેવા આવેલ છતાં પોતે અર્ધવાસી નહિ પણ આભ્યતર હોવાનું સ્પષ્ટ કરવા આ શબ્દો લેખમાં મોકલેલ લાગે છે.

(૫) ધર્મકાર્યમાં સમાદ વગેરે બેસારી પુસ્તક આપવા હાલ રિવાજ છે, તે સંવત ૧૫૫૨માં પણ પ્રચલિત હતો.

| | |
|---|---|
| ઝાલરાપાટણ<br>રજપુતાના. | રતિલાલ મગનલાલ અંતાણી |

---

# नागर ग्रंन्थकारो.

(ગતાંક પૃષ્ઠ ૯૩થી અનુસંધાન.)

ગતાંક પૃષ્ટ ૯૩મે ( ૭૯ શંकरलाल ) શ્રીયુ કવિ શંકરલાલ મહેશ્વર વિષે વૃતાંત આપેલ છે, તેમાં તેઓશ્રીના રચેલા ગ્રંથોનો જે સગ્રહ આપવામાં આવ્યો છે, તે અપૂર્ણ હોવાથી, તેમના ચિરંજીવી રા. રા. શ્રી મેઘલકર અમને તેઓના પુસ્તકોનું એક સુચિપત્ર મોકલ્યું છે, તેમાં તેઓશ્રીનાં રચેલાં નિમ્નલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે

( ૧ કેવળ સંસ્કૃત ભાષામાં ).

૧. લઘુ સિદ્ધાન્ત કૌમુદી પ્રયોગ મણિમાલા ટીકા, ૨. શ્રીકૃષ્ણ ચંદ્રોદય નાટક,

( ૨ સંસ્કૃત તેમજ ગુજરાતિમાં પૃથક્ પૃથક્ )

૩-૪ સાવિત્રી ચરિત્ર નાટક, ૫-૬ ચંદ્રપ્રભા ચરિત્ર, ૭-૮ ધ્રુવાભ્યુદય નાટક. ૯-૧૦ અનસૂયાભ્યુદય ;

( ૩ સંસ્કૃત તથા ગુજરાતિમાં એકત્ર )

૧૧ ગોપાલ ચિંતામણિ વિજય નાટક, ૧૨ વિદ્વત્કૃત્ય વિવેક અથવા ભણતર ભણીને શું કરવું ? ૧૩ વિપત્તિ વેળાનો મિત્ર, ૧૪ સેવ્ય સેવક ધર્મ.

( ૪ કેવળ ગુજરાતિમાં ).

